

# શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિ

અને

# અગ્રગણ્ય સ્ત્રી પુરૂષો.

ભાગ ૨ જો.



લેખકઃ—પ્રેમી.

સારાં અને ધાર્મિક પુસ્તકોનું વાંચન એ મનુષ્ય જીવનની સાફલ્યતા છે.

# કવિ પ્રેમીકૃત મનનીય પુસ્તકો

**રાસમંજરી.**—નિશાળમાં ભણતી બાળાઓ તેમજ સ્ત્રીઓને ખાસ ઉપયોગી છે, જેમાં જુદા જુદા વિષયોના નવીન રાગોમાં રાસ, ગરબા અને ગરબીઓ ઉપરાંત સંવાદો પણ આપવામાં આવ્યા છે.

વડોદરા રાજ્યના મે. રા. રા. વિદ્યાધિકારી સાહેબ તરફથી જાહેરાત અંક ૧૬ તા. ૨૪ ફેબ્રુઆરી સને ૧૯૨૬ થી આ પુસ્તક ઇનામ-લાયબ્રેરી

પણ આપવામાં આવ્યા છે. વડોદરા રાજ્યના મે. રા. રા. વિદ્યાધિકારી સાહેબ તરફથી જાહેરાત અંક ૧૧૧-૪ તા. ૨૪ ઓગસ્ટ ૧૯૨૭ થી આ પુસ્તક લાયબ્રેરીઓ માટે મંજુર કરેલું છે. નીચે પ્રમાણે અભિપ્રાયો મળેલા છે.

"ધર્મનો અભ્યાસ અને ચિંતન કરનાર માટે તે એક કિંમતી પુસ્તક છે. તેનું ગુજરાતી ભાષાંતર બહાર પાડવા બદલ અમે રા. કાશીરામને ધન્યવાદ આપીએ છીએ.

**બુદ્ધિપ્રકાશ.** સપ્ટેમ્બર ૧૯૨૪

"રા. પ્રેમીએ ગુજરાતી ભાષાંતર સાથે પ્રગટ કરી ભાવનાવાળી હિંદુ પ્રજા સન્મુખ રજુ કરવાની લીધેલી મહેનત ખરેખર પ્રશંસનીય છે."

**સાંજવર્તમાન** તા. ૨૫-૯-૨૪

શ્રી મહાલક્ષ્મ્યૈ નમઃ ।

# શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિ

અને

# અગ્રગણ્ય સ્ત્રી પુરૂષો.

## ભાગ ૨ જો.

શ્રીમાળી બ્રાહ્મણજ્ઞાતિનો, વાંચો આ ઇતિહાસ;
ગૌરવવંતો જગતમાં, ગુણી ગણનામાં ખાસ.


લેખકઃ

કાશીરામ ભાઈશંકર ઓઝા-પ્રેમી



પ્રકાશકઃ-

અંબકલાલ શિવશંકર ત્રિવેદી એમ. એ.

અમદાવાદ.

આવૃત્તિ ૧ લી                                 પ્રત. ૧૦૦૦.

ઈ. સ. ૧૯૨૯                                 સંવત ૧૯૮૫

અષાડ શુકલ પૂર્ણિમા

કિંમત. રૂ. ૨-૦-૦ બે ભાગના

श्री महालक्ष्म्यै नमः ।

भक्तानामभयंकरी विधिनुतांशंभुस्तुतां सर्वदाम्
विष्णोर्वक्षसिसर्वदा कृतपदां देवैस्सदोवासिताम्
तेजोभिःसकलं जगद्विलसितं स्वाधीन भूतंकृतम्
श्रीमालीष्टवरप्रदांभगवती वन्दे सरोजस्थिताम् ॥१॥

× × ×

वाणीसुधाबुद्धिकलत्रदात्री
येषां तथान्यानमिवंशनीरान् ।
ज्ञातिस्थबन्धून् सततं समग्रान्
पुनः पुनः स्वाभ्युदये प्रणौमि ॥२॥

कमळाशंकर प्राणशंकर शास्त्री



"ઉત્કૃષ્ટ મુદ્રણાલય"
મુદ્રકઃ—પુરૂષોત્તમદાસ શંકરદાસ
ફર્નાન્ડિઝ બ્રિજ. રીચીરોડ
અમદાવાદ

ॐ

श्री महालक्ष्म्यै नमः ।

# પ્રારંભ પ્રાર્થના.

## સવૈયા

પ્રણમું પ્રથમે પ્રેમસ્વરૂપા, પ્રિયવંતા પ્રિયકારી માત,
જગતજનુની જગઉદ્ધારક જશવંતા જય જય સાક્ષાત;
આદિ અનાદિ અનુપમ ભાસે આનંદકારી અવિચળ જેહ,
સર્વશ્રેષ્ટ એ શકિત સ્મરે છે સુરવૃંદ આણી અંતર સ્નેહ.
કૃપાવંત કમનિય કરૂણાળુ કવિ કોવિદની શકિત અનૂપ,
કલ્યાણી કમળાક્ષી કળિમાં કાર્ય પરત્વે સાધ્ય સ્વરૂપ;
વિઘ્નવિદારક દુઃખસંહારક દરિદ્રટાળક અવનિમાંય,
નામ સ્મરણતાં વિવિધ પાતક પલમાં ભસ્મ બળીને થાય.
શુદ્ધ સનાતન સાત્વિક સુખકર શાંતિ સદા સત્વર દેનાર,
પતિતપાવન પુનિતકર પ્રિય પરલૌકિક સાધન સજનાર;
બહુનામી જે સ્વામી સર્વની સ્થળ સ્થળ વ્યાપક રૂપ અનેક,
પ્રેરક કરતી પૂર્ણ મનોરથ માર્ગ દાખવી હૃદયે નેક.
શારદ શકિત વસી જીવ્હાગ્રે અમર કથા લખવામાં પુર,
દિવ્ય સૃષ્ટિમાં રમણ કરાવે શકિત અનુપમ સ્ફૂરવે શૂર;
અગમ નિગમનો ભેદ બતાવી વિકસાવે આનંદે ઊર,
ત્રિકાળદર્શી વાણી વિચારે વધારતી તું વિશ્વે નૂર.
સાધકની છો સાધ્ય શકિત તું સાધન દિવ્ય બની જગમાંય,
ચળિત જગતમાં અચળ બનાવે બક્ષી અમરપદ એ મહીમાય;
પ્રભા પ્રસારી પ્રભાવ પ્રગટે પ્રભાત અરૂણોદય સમ આપ,
"પ્રેમી" શ્રીમાળી બ્રહ્મજ્ઞાતિ આ ચરિત્ર લખું છું તુજ પ્રતાપ.

# અર્પણ પત્રિકા.

## શ્રીયુત્ અમૃતલાલ લાલજી ઓઝા.

એમ. એલ. સી. ( બિહાર-ઓરિસા )

નિવાસ સ્થાન અંજાર, હાલ કલકત્તા.

**સજ્જન મહાશય,**

જ્ઞાતિ યુવકોના પ્રેમને પોષવો, તેમની ભાવનાને ઉચ્ચ બનાવવી અને જ્યારે માગે ત્યારે સહાયતાથી તેમના હૃદયને પ્રફુલ્લાવવું એજ આપનો આશય છે; સમાજ સેવાની દીક્ષા લઇ ધારાસભા, પ્રાંતિક સભા, ચેમ્બર ઓફ્ કોમર્સ અને એવી બીજી જુદી જુદી પ્રજાકલ્યાણના માર્ગરૂપ સંસ્થાઓમાં આગળ પડતો ભાગ લઇ અવિશ્રાંત કાર્ય દક્ષતાથી અન્યને અનુકરણીય બનવું એજ આપનો નિત્યક્રમ છે; પરાયા દુ:ખને દૂર કરવા અને બીન ધંધાર્થીઓને ધંધે લગાડવામાં બનતી કોશિશ કરવી તથા વ્યાપારિક પ્રગતિમાં વ્યાવહારિક બુદ્ધિથી આગળ ધપવામાં સાહસિકવૃત્તિ દાખવવી એ આપનો મનોભાવ છે. આવી જ્ઞાતિની ઉન્નતિની દિશાઓને દીપાવનારા હસ્તકમળમાં જ્ઞાતિના ઇતિહાસના યત્કિંચિત પ્રયાસરૂપ આ પુસ્તક અર્પણ કરતાં મને અનહદ આનંદ થાય છે. જ્ઞાતિ પ્રેમની આ લઘુ ભેટ આપ સ્વીકારશો.

| | |
|---|---|
| અષાડ શુક્લ પૂર્ણિમા<br>૧૯૮૫ | આપનો જ્ઞાતિ પ્રેમી બંધુ.<br>**કાશિરામ ભાઇશંકર ઓઝા-પ્રેમી** |



શ્રીયુત્ અમૃતલાલ લાલજી ઓઝા, એમ. એલ. સી.,

( બિહાર-ઓરિસ્સા )

મૂળવતન-અંજાર. હાલનું નિવાસસ્થાન-કલકત્તા.

# શ્રીયુત્ અમૃતલાલ લાલજી ઓઝાનું સંક્ષિપ્ત જીવનવૃત્તાંત.

પરદેશ જઇ નાની નોકરીમાંથી જીવનની શરૂઆત કરતાં ખંત, પ્રમાણિકપણું અને ઉત્સાહથી કાર્યદક્ષતા બતાવી, પોતાના કામથી સર્વને સંતોષ આપી, સ્વતંત્રતાને ઇચ્છનાર વ્યાપારમાં સાહસીકપણું બતાવી, ભાગ્યદેવીનો કીસ્સો અજમાવી આગળ વધનારા પુરૂષોમાં શ્રીયુત્ અમૃતલાલ લાલજી ઓઝાનું નામ પ્રથમ પંક્તિએ આ વીસમી સદીના જમાનામાં આપણી જ્ઞાતિમાં મૂકવા યોગ્ય છે.

એમના વડીલો અંજારમાં જાણીતા લોટાણી કુટુંબના નામથી ઓળખાય છે. એમના દાદા રેવાશંકર ઓઝા અંજારમાં એક સારા અને પ્રમાણિક વેપારી તરીકે પ્રસિદ્ધિ પામેલા હતા. એમને ગરાસ ચાસ પણ બહોળો હતો. રાજ્ય તરફથી તોલ તથા માપની તપાસણી કરવાનું કામ તેમને સોંપવામાં આવેલું હતું. પ્રથમ તો તેઓ શ્રીમંત ગણાતા હતા; પરંતુ કાળ બળે વેપારમાં નુકશાન જવાથી તેમજ ધીરાયેલું નાણું ખોટું થવાથી સ્થિતિ પલટાઇ હતી. રેવાશંકર ઓઝાનું અવસાન સંવત ૧૯૫૮ ના ભાદ્રપદ માસમાં થયું હતું. રાજદરબાર અને પ્રજા વર્ગમાં એમનો માન મરતબો સારો હતો, તેથી ચાલુ વેપારનું કામકાજ લાલજી ઓઝા ચલાવતા હતા. તેઓ મોરબીના જાણીતા ઓઝા વિશ્વનાથ જેશંકરની પુત્રી હરકોરબાઇ સાથે પરણ્યા હતા. તેમના પુત્ર તે અમૃતલાલ.

અમૃતલાલનો જન્મ સંવત ૧૯૪૬ ના જેઠ સુદ ૧૦ ના રોજ થયેલો છે. નાનપણથી તેઓ ચંચળ, શાંત અને બુદ્ધિશાળી ગણાતા હતા. તેમના દાદા રેવાશંકર ઓઝાનો પ્રેમ બીજાં બાળકો કરતાં એમના ઉપર વિશેષ હતો. શરૂઆતનો અભ્યાસ ગામડી નિશાળે કર્યા પછી દરબારી ગુજરાતી સ્કૂલમાં અને અંગ્રેજી બે ધોરણ અંજારમાં કરી મોરબીમાં વી. સી. હાઇસ્કૂલમાં બે એક વર્ષ અભ્યાસ કર્યો હતો. જે પછી મોરબીમાં મરકી ( પ્લેગ) ના રોગની શરૂઆત થઇ અને તેને લીધે, માતા પિતાના પ્રેમે મોરબી છોડાવ્યું અને અંજારમાંજ લગભગ મેટ્રિક સુધીનો ખાનગી અભ્યાસ કર્યો. સંવત ૧૯૬૧ માં નાગદા-મથુરા રેલ્વે શરૂ થતી હતી તેવામાં તેના કોન્ટ્રાકટર એક પારસી ગૃહસ્થની પાસે તેઓ નોકરીમાં જોડાયા. ચારેક માસ કામ કર્યું તેમાં આપ હોંશીઆરી અને ખંતથી બધાનો ચાહ મેળવી લીધો.

બેનનાં લગ્ન પ્રસંગે દેશમાં આવતાં જો કે પગાર સામાન્ય હતો તો પણ બક્ષીસ તરીકે સારી રકમ મળી હતી. લગ્ન પછી માતાના પ્રેમે તાત્કાલિક પારસી ગૃહસ્થનો આગ્રહ છતાં દેશાવર જવાનું બન્યું નહિ, અને અંજારમાં લાલજી ઓઝાના માસીઆઇ ભાઇ પ્રભાશંકર આણંદરામે ખાનગી નિશાળ કાઢી હતી તેમાં તેના આગ્રહથી જોડાયા. આ કામ બે વર્ષ કર્યા પછી કાયદો શિખવાની અભિલાષાથી અંજારની કોર્ટમાંના એક વકીલ પાસે ઉમેદવારી કરવાનું કામ શરૂ કર્યું હતું. સંવત ૧૯૬૪ માં લાલજી ઓઝા પોતાના ત્રણ નાના ભાઇઓને અંજારની દુકાનનો કારભાર સોંપી બંગાળમાં આવેલા માનભૂમ જીલ્લામાં કોલસાના વિશાળ ક્ષેત્ર ગણાતા ઝરીઆની નજીકમાં આવેલી અંજારના મીસ્ત્રી ખીમજી મુળજીની જયરામપુર કોલીઆરીમાં જોડાયા. થોડા વખતબાદ તેની પાસેની અંજારના મીસ્ત્રી ખેંગારજી ત્રીકુની માલકીની કોલીઆરીમાં રૂા. ૩૧) ના માસિક પગારે અમૃતલાલને બોલાવી લીધા. બે માસની કામગીરીથી શેઠને સંતોષ થતાં પગાર રૂા. ૩૫) કરવામાં આવ્યો, અને વખત જતાં કાર્ય દક્ષતાને લીધે હોદ્દામાં ને પગારમાં વધારો થતો ગયો. રૂા. ૭૦) ના પગારથી હિસાબી ખાતાનું તેમજ અંગ્રેજી પત્રવ્યવહારનું કામ સોંપાયું. આ કામથી વધારે સંતોષ થતાં વેચાણ ઉપર કમીશન આપવામાં આવ્યું, અને ખાણ સંબંધીનાં લગભગ બધાં ખાતાઓની દેખરેખ રાખવાનું કામ સુપ્રત થયું. પ્રસંગોપાત ખાણના એજંટની ગેરહાજરીમાં ખાણ પણ સંભાળવી પડતી. ભાગ્યદેવીનો સીતારો ફર્યો. ઇ. સ. ૧૯૧૨ માં લાલજી ઓઝાએ નોકરી છોડી અને કોલસાની ખરીદ અને વેચાણનું કામ સ્વતંત્ર રીતે શરૂ કર્યું. આ કામ લાલજી રેવાશંકર એન્ડ સન્સના નામથી કરવામાં અમૃતલાલ દરેક બનતી મદદ કરતા. આ કાર્યમાં સફળતા મળતી ગઇ, લાભ પણ સારો મળ્યો, જેને પરિણામે અંજારનું થયેલું દેવું ભરપાઇ કરવામાં આવ્યું. ઈ. સ. ૧૯૧૮ માં એ સ્થળે આગળ વધવાનો સંજોગ વધારે ન હોવાથી નોકરીનું રાજીનામું આપી સ્વતંત્ર થવા ઇચ્છા કરી. મીસ્ત્રી ખેંગારજી ત્રીકુની જયરામપુર કોલીઆરીના માલિક તેમના પુત્ર નાનજી ખેંગારજી કે જે તેમના સ્નેહી હતા, તેમણે સારો લાભ આપવાની આશા આપી રાજીનામું પાછું ખેંચી લેવા સુચવ્યું; પરંતુ ઇશ્વર ઇચ્છાને આધીન થઇ તેમણે સ્વતંત્ર થવા ઉચીત ધાર્યું.

આખરે શેઠની ખાસ ઇચ્છાથી અને તેમની ભાગીદારીમાં ઇ. સ. ૧૯૧૯ ના માર્ચની વીસમી તારીખે ખેંગારજી અમૃતલાલ એન્ડ કું.ના નામની કોલસાનો વેપાર કરવાની પેઢી કલકત્તામાં ખોલી. દઢતા, હિંમત અને

કાર્ય કુશળતાથી વેપારની સારી પ્રગતિ થવા પામી. પરિણામે ઇ. સ. ૧૯૨૦ માં રાણીગંજ પાસે બીરભૂમ જીલ્લામાં આશરે ૫૦૦ વિઘાનો કોલસાની જમીનનો ટુકડો ખરીદયો, અને ત્યાં ખાણુ નાંખી. થોડા સમય પછી મીસ્ત્રી નાનજી ખેંગારજીની જયરામપુર કોલીઆરીના ભાગમાં કત્રાસગઢ નજીક ઝરીઆ ક્ષેત્રમાં એક બીજી ખાણુ નાંખી. આ સમયે કોલસાનું કામ-કાજ કરવા ઝરીઆમાં પણુ ખેંગારજી' અમૃતલાલ એન્ડ કુા. ના નામથી ઓફીસ ખોલી. ટુંક સમયમાં બંગાળી કોલસાના વહેપારીઓમાં તેમજ ગવર્મેન્ટ, રેલ્વેઝ અને બીજા કોલ કન્ઝુમરોમાં પ્રમાણિકતા અને ઉત્સાહ ભર્યા કામથી પ્રતિષ્ઠા જમાવી. સને ૧૯૨૦ માં કલકત્તાની પ્રખ્યાત પેઢી મેસર્સ માર્ટીન એન્ડ કુા. નાં રોબર્ટ હડસન ડીપાર્ટમેન્ટ કે જેમાં લાઇટ રેલ્વેના મટીરીઅલ્સને માટે બંગાળ, બીહાર, ઓરીસા અને આસામ માટે તેમના કોરસ્પોન્ડન્ટ તથા એજંટ નીમાયા. આ ઉપરાંત ઓરીએન્ટ મશી-નરી કુા. ના નામથી પણુ કોલીઆરી અંગેની મશીનરી વગેરે ખરીદવાનું તથા વેચાણુ કરવાનું કામકાજ શરૂ કર્યું; આ કામમાં પણુ સારો લાભ અને પ્રતિષ્ઠા મેળવવા પામ્યા. મીસ્ત્રી નાનજી ખેંગારજીની ઇચ્છા ભાગીદા-રીમાંથી નીકળી જવાની થતાં ભાગીદારીનું કામકાજ બંધ કરી સને ૧૯૨૮ ના ફેબ્રુઆરી માસથી તદ્દન સ્વતંત્ર રીતે અમૃતલાલ ઓઝા એન્ડ કુા. ના નામથી કલકત્તા ઓફીસ ખોલી, કામકાજ શરૂ કર્યું. આ ઉપરાંત હજારી-બાગ જીલ્લામાં અને બીજે ઠેકાણે મીસ્ત્રી નાનજી ખેંગારજીની ભાગીદારીમાં જે કોન્ટ્રેકટ લાઇનનું કામ ચાલતું હતું તે પણુ ભાગીદારીમાં ચલાવવું બંધ કર્યું; અને તે કામ પણુ સ્વતંત્ર રીતે ચાલુ રાખ્યું છે.

વેપારમાં અને પ્રતિષ્ઠામાં આગળ વધવાની સાથે શ્રીયુત્ અમૃતલાલે સામાજીક સેવાના કાર્યના ક્ષેત્રના પણુ ઉત્સાહથી ભાગ લેવા માંડયો છે. સને ૧૯૧૫ માં તેઓ પહેલા વહેલા ઇન્ડીઅન માઇનીંગ ફેડરેશનની ઝરીઆ બ્રાન્ચની એકઝીકયુટીવ કમીટીમાં નિમાયા હતા.

સને ૧૯૧૮ માં માઇનીંગ ફેડરેશનની કલકત્તાની એકઝીકયુટીવ કમી-ટીમાં ચુંટાયા. ફેડરેશન તરફથી સર ઇબ્રાહીમ રહીમતુલ્લાના પ્રમુખ પદે ફીસ્કલ કમિશન નિમાયેલું તેમાં સાક્ષી આપવાને પસંદગી થઇ હતી.

સને ૧૯૨૨ માં રોયલ સોસાયટી ઓફ આર્ટસ્, લન્ડનના મેમ્બર તરીકે ચુંટાયા. સને ૧૯૨૪ માં ગવર્મેન્ટ તરફથી કોલ કમીટી નિમાએલી હતી, તેમાં ફેડરેશન તરફથી તેમણે સાક્ષી આપી અને એ કમીટીના વધા-

રાના સભ્ય તરીકે મુંબાઇની બેઠકમાં હાજરી આપી કામ કર્યું હતું. એજ વર્ષમાં બંગાલ નેશનલ ચેમ્બર ઓફ કોમર્સની એકઝીકયુટીવ કમીટીમાં મેમ્બર તરીકે ચુંટાયા. સને ૧૯૨૫ માં એમના કાર્યથી સંતોષ થતાં તેઓ માઇનીંગ ફેડરેશનના વાઇસપ્રેસીડેન્ટ નિમાયા. ત્રણ વર્ષ એ હોદ્દા ઉપર કામ કર્યા પછી સને ૧૯૨૮ માં પ્રેસીડેન્ટ તરીકે સર્વાનુમતે પસંદગી થઇ. સને ૧૯૨૬માં કલકત્તામાં નવી ઇન્ડીઅન ચેમ્બર ઓફ કોમર્સ સ્થપાઇ તેની એકઝીકયુટીવ કમીટીના તેઓ મેમ્બર ચુંટાયા. એજ સાલના નવેમ્બર માસમાં ફેડરેશન તરફથી બીહાર ઓરીસાની ધારાસભામાં સર્વાનુમતે તેમની ચુંટણી થઇ. ત્યાં સારૂં કામ કરવાથી ધારાસભા તરફથી બી. ઓ. ની બોર્ડ ઓફ ઇન્ડસ્ટ્રીમાં મેમ્બર તરીકે નિમાયા; અને ધારાસભા તરફથી ચેરમેનની પેનાલમાં તેમની પસંદગી થઇ. એજ વર્ષમાં બંગાલ નેશનલ ચેમ્બર ઓફ કોમર્સ અને ઇન્ડીઅન ચેમ્બર ઓફ કોમર્સના વાઇસ પ્રેસીડેન્ટ તરીકે ચુંટાયા છે; આ ઉપરાંત ફેડરેશન તરફથી બી. ઓ. ની માઈનીંગ બોર્ડના મેમ્બર તરીકે અને બંગાલ તથા બીહાર અને ઓરીસાની ગવર્મેન્ટના માઇનીંગ એજયુકેશન એડવાઇઝરી બોર્ડના મેમ્બર પણ ચુંટાયા છે. બેંગાલ નેશનલ ચેમ્બર ઓફ કોમર્સ તરફથી રેલ્વે રેટસ એડવાઇઝરી કમીટીની પેનલના મેમ્બર તરીકે પણ ચુંટાયા છે. તેમજ કલકત્તા કોલેજ સ્કવેર સ્વીમીંગ કલબના વાઇસ પ્રેસીડેન્ટ છે. સને ૧૯૨૮ ના ઉતરાર્દ્ધમાં હિંદુસ્તાનની સરકાર તરફથી ધનબાદ ખાતે સ્થાપવામાં આવેલી સ્કૂલ ઓફ માઇન્સની ગવર્નીંગ બોડીના એક ગવર્નર તરીકે તેમજ બેંગાલ સરકારની માઇનીંગ બોર્ડના મેમ્બર તરીકે નીમણૂંક થઇ છે. છેલ્લા બે વર્ષથી બીહાર અને ઓરીસાની ચેમ્બર ઓફ કોમર્સની એકઝીકયુટીવ કમીટીના મેમ્બર તરીકે ચુંટણી થઇ છે. આ ઉપરાંત બીજી કેટલીક સામાજીક સંસ્થાઓમાં મેમ્બર તથા કેટલીક ઔદ્યોગીક કંપનીના ડાયરેકટર તરીકે પણ તેઓ કામ કરે છે.

કલકત્તા અને ઝરીઆની દેશી ભાઇઓની એંગ્લોવર્નાકયુલર સ્કુલોને સારી સ્થિતિમાં મૂકવા માટે પણ તેમણે સારો પ્રયત્ન કરેલો છે. જ્ઞાતિ બંધુઓ ઉપર તેમને અથાગ ચાહ છે. સંખ્યાબંધ જ્ઞાતિ બંધુઓને પોતાના ખાતાઓમાં તેમજ અન્ય સ્થળે પણ લાગવગથી નોકરીમાં રખાવેલા છે. પ્રસંગોપાત ધાર્મિક સંસ્થાઓમાં તેમજ જ્ઞાતિ ઉન્નતિના ફાળાઓમાં તેમણે સારી રકમો સહાયતા તરીકે આપેલી છે. ઇ. સ. ૧૯૨૮ ના અકટોબરની

તારીખ ૨૭-૨૮-૨૯ ના દિવસોએ અમદાવાદમાં અખિલ ભારતવર્ષીય શ્રીમાળી બ્રાહ્મણ સંમેલનની બેઠક મળેલી હતી તેના પ્રમુખપદે તેઓ ચુંટાયા હતા. આ જવાબદારી ભરેલા કાર્યમાં તેમણે ઉત્સાહથી ભાગ લીધો હતો અને આદર્શમય વિચારોથી ભરપુર પોતાનું ભાષણ આપી જ્ઞાતિ બાળકોને કેળવણી આપતા છાત્રાલયને તથા જ્ઞાતિની દુઃખી વિધવા બ્હેનોને સહાયતા આપવા માટે ફાળાઓ કરી તેમાં સારી રકમો આપેલી છે. આ તેમનો જ્ઞાતિ પ્રેમ અન્ય જ્ઞાતિ બંધુઓને અનુકરણીય છે.

એમને ચાર પુત્રો અને બે પુત્રીઓ છે. આ રીતે શ્રીયુત અમૃતલાલના પ્રભાવશાળી જીવનથી એમનું કુટુંબ દરેક રીતે સુખી અને માનપ્રદ ગણાય છે.

તેઓ જ્યારે બી. એ. ની ધારાસભામાં ફેડરેશન તરફથી ચુંટાવા ત્યારે અમદાવાદ શ્રી. બ્રા. છાત્રાલય અને જ્ઞાતિ સમસ્ત તરફથી છાત્રાલયના મકાનમાં શ્રીમાન્ પોપટલાલ મગનલાલ ઓઝા એમ. એ., એલ. એલ. બી. ના અધ્યક્ષપદે સભા ભરી તેઓને માનપત્ર આપવામાં આવ્યું છે. દેશ સેવાના તેમજ જ્ઞાતિના કાર્યોમાં તેઓ વધારે ઉલટથી ભાગ લઇ આવાં માન મેળવવાને ભવિષ્યમાં વધારે ભાગ્યશાળી બને એવું આપણે ઇચ્છીએ છીએ.



# બે બોલ.

"આપણા પ્રત્યેક નાનામાં નાના અનુભવમાં પણ સમગ્ર ઇતિહાસ રહેલો છે. આપણે તે વાંચતા નથી. જો આપણે યોગ્ય માર્ગ સ્વીકારીએ તો બુદ્ધ અને ક્રાઇસ્ટ બનવું પણ સુગમ છે. યોગ્ય માર્ગ સ્વીકારવો એનો અર્થ એજ કે આપણી અંદર રહેલી અહંતાનો ત્યાગ કરી ઇશ્વરને જીવન સમર્પણ કરવું. એક મ્યાનમાં બે તલવારો રહી શકેજ નહીં. સ્તુતિ અને નિંદાનો આપણા ઉપર વર્ષાદ વરસે તો પણ તેના તરફ લક્ષ ન આપવાની જો આપણે શક્તિ ખીલવીએ, કર્ત્તાપણાના જ્વરથી મુક્ત થઇએ, જીતવું અને મેળવવું એવો આપણા જીવનનો ઉદ્દેશ ન રાખીએ, સત્યના હિમાયતી થવા કરતાં સત્ય સ્વરૂપ થવા ઇચ્છીએ; સૂર્ય આખો દિવસ પ્રકાશ આપતો હોવા છતાં જેમ તેનામાં માન નથી, તેવી રીતે પોતાની બધી શક્તિઓનો ઉપયોગ કરવા છતાં તેનું માન ખાટવાની જો આપણે ઇચ્છા ન કરીએ તો અવશ્ય જાણજો કે આપણે ઇશ્વરના પણ ઇશ્વર થઇશું."

સ્વામી રામતિર્થ.

ઉપરોક્ત માર્ગદર્શક બોધને પોતાના જીવનમાં પૃથક પૃથક દિશાએ અમલમાં મૂકી, પોતાના જીવનને સાર્થક બનાવ્યું હોય તેવા ઉત્તમ ચરિત્રોથી ભવિષ્યની પ્રજાને તેમજ વાંચકોને લાભ છે, એની કોઇથી ના કહી શકાય તેમ નથી. આ હેતુને અવલંબીનેજ આપણી જ્ઞાતિમાંજ થઇ ગએલા, માર્ગદર્શક, સુબોધક, અગ્રગણ્ય સ્ત્રી પુરૂષોના ચરિત્રો આ પુસ્તકમાં આપવાનો પ્રયત્ન કર્યો છે. સાથે સાથે વિદ્યમાન સ્ત્રી પુરૂષો, કે જેઓની જીવન રેખા ધાર્મીક, વ્યાપારીક, સાહસીક અને સેવા ભાવનાથી પોષાયેલી હોઇ, માર્ગદર્શક થઇ પડવાનો સંભવ છે, તેવાઓના ચરિત્રો પણ આપવાની કોશીષ કરી છે. જો કે આ પ્રયત્ન આપણી જ્ઞાતિને માટે પ્રથમ તેમજ નવો છે, પરંતુ સામાજીક દષ્ટિએ તે તેવો નથી. પાશ્ચિમાત્ય પ્રજામાં આવા પ્રયત્નો વારંવાર થતા જોવામાં આવે છે, તેમજ હિંદુસ્તાનની પારસી, ખોજા વીગેરે કેટલીક કોમોમાં પણ આવો પ્રયત્ન અત્યાર આગમજ જોવામાં આવે છે. આવા પ્રયત્નથી જ્ઞાતિનું ગૌરવ જેમ જળવાઇ રહે છે, તેમ જ્ઞાતિના ભવીષ્યના ઇતિહાસને માટે પણ તે ઉપયોગી થઈ પડે છે. જે પ્રજા અથવા જ્ઞાતિ પાસે ભૂતકાળનો પોતાનો ઇતિહાસ નથી

હોતો, તે પ્રજા અથવા જ્ઞાતિ ભવીષ્યમાં આગળ વધવાને અસમર્થ બને છે, તેવો કેટલાક અનુભવીઓનો મત છે. જેમ પ્રાતઃસ્મરણીય રાજાઓ, રૂષી મુનીઓ સંત સાધુઓ, સમાજ સેવકો, દેશ સેવકો, અને નવી શોધ ખોળ કરનારાઓનાં ચરિત્રો ભવિષ્યની પ્રજાને તેમજ વર્તમાન પ્રજાને, ઉપયોગી મનાયા છે; તેમજ જ્ઞાતિઓ એકજ પ્રજાના અંશરૂપે હોઇ, તે જ્ઞાતિના બાળકોને, તે જ્ઞાતિના માર્ગદર્શક જીવન ચરિત્રો પણ તેટલાજ ઉપયોગના છે, એમ માનવું પડશે. એટલે આપણી જ્ઞાતિને માટે આ પ્રયત્ન કરવામાં આવ્યો છે.

આ પુસ્તકમાં જે જે ચરિત્રો દાખલ કરવામાં આવ્યા છે, તે પૈકી કેટલાક વિદ્વાન પંક્તિના છે, કેટલાક સાહસીક દ્રષ્ટિયે વેપારમાં આગળ વધેલા છે, કેટલાક ઊંચા પ્રકારની કેળવણી લઈ અધીકારીઓ બનેલા છે, અને કેટલાક જ્ઞાતિ સેવકો પણ છે, ત્યારે કેટલા ધર્મપરાયણ જીવન ગાળી સંત મહાત્માઓની પંક્તિમાં મુકાય તેવા પણ છે. આ ઉપરથી જોઇ શકાશે કે આપણી જ્ઞાતિએ જુદી જુદી દીશાઓમાં માર્ગ દર્શક થઇ પડે, પ્રોત્સાહન પ્રેરે, એવી વ્યક્તિઓ આપેલી છે. આપણી જ્ઞાતિ જો કે હિંદુસ્તાનની અન્ય જ્ઞાતિઓની વસ્તીના પ્રમાણમાં સમુદ્ર પાસે ખાબોચીઆરૂપ ગણાય, તો પણ તેમાં મહા વિદ્વાનો, જગત ગુરૂઓ, જ્ઞાનીઓ, સંતો, શ્રીમંતો અને રાજ્યના દીવાન જેવા મુખ્ય અધિકારીઓ પણ થયેલા છે. અંગ્રેજી કેળવણીમાં આગળ વધેલા ડોકટરો, વકીલો, ઇજનેરો અને પ્રોફેસરો પણ થએલા છે. જેમ દેશી રાજ્યના સન્માનીય પુરૂષો, તેમ બ્રીટીશ રાજ્યમાં સન્માનીય હોદ્દેદારો પણ છે. જ્યારે વિદ્વદ્ પદવિધરો છે ત્યારે, સી. આઇ. ઇ. અને રાવ બહાદુરો પણ છે. ઓછું ભણેલા છતાં વ્યવહાર કુશળ અને ચાલાક બુદ્ધિના મોટા અધિકારીઓ છે તેમ વગર વસીલે, વગર લાગવગે દુર દેશાવર જઇ મોટા પ્રમાણમાં વેપાર ખેડનારાઓ પણ છે. દુનીઆની મુસાફરી કરનારાઓ છે, ત્યારે સાચા દીલથી જ્ઞાતિ સેવા કરનારાઓ પણ છે. રાજ્યકારભારમાં કુશળતા દાખવી ગામ ગરાસ મેળવનારાઓ છે, ત્યારે રાજ્યરક્ષક શુરવીરો પણ છે, કવિઓ અને લેખકો તો આપણી જ્ઞાતિએ જન સમાજને વધુમાં વધુ આપ્યા છે. આ બધો જ્ઞાતિ ગૌરવનો ઇતિહાસ આ પુસ્તક મોટે ભાગે પુરો પાડે છે.

ખરૂં કહીએ તો આ પુસ્તકમાં હજી અપૂર્ણતા છે. કારણ કે, મારવાડી. માળવી અને મેવાડી બંધુઓનો ઝળકતો ઇતિહાસ આમાં દાખલ થઇ

શકયો નથી, કારણ કે પુસ્તકનું કદ ધાર્યા કરતાં વધી ગયું છે, અને એ તરફની હકિકતો ધાર્યા પ્રમાણે મળી શકી નથી, તેથી બની શકશે તો એ બધી હકિકતો એકત્ર કરી આ પુસ્તકના ત્રીજા ભાગ રૂપે બહાર પાડવામાં આવશે.

ચરિત્રો અને ફોટાઓ દાખલ કરવામાં વિશાળ દ્રષ્ટિ રાખવામાં આવી છે. છતાં કોઈ પણ ભાઇ કે બ્હેનને અન્યાય થએલો લેખાય તેની ક્ષમા માગીએ છીએ. જેટલું જાણી શકાય તેટલું કરવાને પ્રયત્ન કરેલો છે. છતાં મનુષ્ય પોતેજ અપૂર્ણ હોઇ અમારી અપૂર્ણતા લાગે તે ક્ષમાને પાત્ર છે. એમ અમો માનીએ છીએ.

આ સ્થળે એક વાત વગર સંકોચે કહેવાની જરૂર છે, અને તે એકે આ પુસ્તકમાં દાખલ કરેલા જીવન ચરિત્રોમાંના કેટલાક ચરિત્રો અમારે આજુબાજુથી હકિકત મેળવી લખવા પડયાં છે, કારણ કે કોઈ કોઇ ભાઇઓએ પોતાના વડીલોના તેમજ પોતાના ચરિત્રો લખવા પુરતી હકિકતો અનેકવાર વિનતિ કરવા છતાં પણ અમારી વિનતિનો અનાદાર કરેલો છે તેથી આવા ચરિત્રો બહુ સંભાળપૂર્વક લખવામાં આવ્યાં છે. છતાંય તેમાં ભૂલ થવાને સંભવ છે, તેથી આવી ભૂલો માટે અમે તેવા ભાઇઓની ખાસ ક્ષમા માગીએ છીએ. આ પુસ્તક કોઇ પણ પ્રકારનાં માનાપમાનના હેતુથી લખાએલું નથી. ખાસ કરી કોઇના સદ્દગુણો–દુર્ગુણો દર્શાવવાનો હેતુ તેમાં રખાએલો નથી, તેમજ પક્ષાપક્ષની દષ્ટિ પણ રાખવામાં આવી નથી. માત્ર જ્ઞાતિનું ભૂતકાળનું અને વર્તમાનકાળનું ગૌરવ સચવાઇ રહે અને વર્તમાન બાળકોને ભવિષ્યને માટે માર્ગદર્શક થઇ પડે એજ આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનો શુભ સંકલ્પ છે.

આગળ વધવાને માટે સમાનતા, સદ્દભાવ, કર્તવ્યપરાયણતા, સહન શક્તિ, આત્મશ્રદ્ધા વગેરે ગુણો કેળવી જીવનનું ધ્યેય સાત્વિકતા ઉપર બનાવવું જોઇએ. અન્યના દુર્ગુણો જોવાની ટેવ નહી રાખતા પોતાનાજ દુર્ગુણોજ જોઇ તે દૂર કરવાની ટેવ વાળાઓ આગળ વધી શકે છે.

"That our vices we can frame
A ladder if we will but tread
Beneath our feet each deed of shame."

( જો આપણે આપણા દુર્ગુણોને પગ તળે કચરી નાખીએ તો તે દુર્ગુણો સદ્દગુણ રૂપે પરીણામે; અને સદ્દગુણ રૂપી પગથીઆ વડે આપણે અચળ નીસરણી બનાવીએ અને આગળ ચડયા કરીએ. )

આગળ વધનારાઓએ એટલું પણ ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે ગમે તેવું કષ્ટ સહન કરવું પડે તો પણ દૃઢતાથી પોતાના નિશ્ચયમાં આગળ ધપાવે રાખનારને ઇશ્વર પણ સહાનુકુળ થાય છે.

**उद्यमं साहसं धैर्यं बुद्धि शक्ति पराक्रमाः ।**
**षडेते यत्र वर्तन्ते तत्र देव सहाय कृतः ॥**

અર્થાત્—" ઉદ્યમ, સાહસ, ધીરજ, બુદ્ધિ, શક્તિ અને પરાક્રમને લઇ કાર્ય કરનારને દેવ સહાય કરે છે."

આ દ્રષ્ટિએ આ પુસ્તક આગળ વધનારાઓને માર્ગદર્શક થાય એવું ઇચ્છીએ છીએ.

આ પુસ્તક પ્રસિદ્ધિમાં ધાર્યા કરતાં વધુ સમય ગયો છે. કારણ કે ચરિત્રો લખવાના સાધનો તેમજ ફોટાઓ મેળવતાં અમને ઘણીજ મુશ્કેલી પડી છે. ઉપરાઉપરી પત્રો લખવા છતાં કેટલાક તરફથી બહુ મોડાં સાધનો મળ્યાં હતાં. કેટલેક સ્થળે અમારે જાતે મુસાફરી કરી સાધનો મેળવવાં પડયાં છે. આથી ક્રમસર લખાણો અને ફોટાઓ ગોઠવવાની અમારી ઇચ્છા હોવા છતાં તેમાં અમો નાસીપાસ થયા છીએ. જેથી આડાઅવળાં લખાણો આવ્યાં છે, અને પુરવણી વિભાગ ઉમેરવો પડયો છે. કેટલાક ભાઇઓ અને બેનો માટે સાધનો નહી મળવાથી અમારી મેળે લખવાં પડયાં છે. આવા લખાણોમાં ન્યુનતા રહી જાય એ સ્વાભાવિક છે, પરંતુ તેમાં અમો દોષિત નથી. થોડાક અગત્યના ચરિત્રો અજાણપણાને લીધે રહી પણ જવા પામ્યા હશે એવું અમારૂં ધારવું છે; પરંતુ અમોને સહાનુભુતિ કરતાં નિરાશા બહુ મળી છે, તેમ છતાં કેટલાક ઉત્સાહી ભાઇઓનાં ઉત્તેજને અમો આ પુસ્તક જ્ઞાતિ બંધુઓનાં હસ્તકમળમાં મુકવા ભાગ્યશાળી બન્યા છીએ. એ માટે તેવા ભાઇઓનો આ સ્થળે અંતઃકરણથી આભાર માનીએ છીએ.

જીવન ચરિત્રો લખવામાં બહુજ કાળજી રાખવામાં આવી છે કે રખેને કોઇને અન્યાય ન થઇ જાય, સમાજના દોષિત ન બનવું પડે. દરેક મનુષ્યોમાં સદ્‌ગુણો અને દુર્ગુણો બંને રહેલાં હોય છે; પરંતુ અનુકરણ તો સદ્‌ગુણોનુંજ થાય કાંઇ દુર્ગુણો અનુકરણીય નથી મનાતાં. આથી કોઇનાં ખાસ વખાણજ કરવામાં આવ્યાં છે એવું માનવાને કારણ નથી. હંસ પાણીને છોડી દુધજ પીએ છે તો આપણે પણ આવેલા ચરિત્રોમાંથી

દુધરૂપ સારજ ગ્રહણ કરવાનું છે. આવી વૃત્તિવાળા આગળ વધી શકે છે. નિંદા કરનારાઓથી પરમાત્મા દુરજ રહે છે. એ છતાં કોઇ સ્થળેથી આક્ષેપ થશે તો તે સહન કરવાનુ બળ પરમાત્માએ આપ્યું છે અને આપશે એવી આશા છે.

એક દિલગીરી ભરી નોંધ અત્રે લખ્યા વગર નહિ ચાલે. પ્રો. ત્રિભોવનદાસ પીતામ્બરદાસ ત્રિવેદીનું વૃત્તાંત વિદ્યમાનમાં છપાયા પછી તેમનું અણધાર્યું અવસાન થવા પામ્યું છે. એ માટે અમો દીલગીરી જાહેર કરીએ છીએ. અનેક આવરણો, અનેક કાર્યોનું દબાણ અને વારંવાર થતી મુસાફ-રીના સંયોગોમાં પ્રુફો અને જોડણી સુધારવામાં ભૂલો રહી જવા સંભવે છે તે માટે દરગુજર ચાહીએ છીએ.

ગ્રાહકોના આશ્રય ઉપર અમારો ઉત્સાહ આગળ વધ્યો છે. એટલે આ સ્થળે તેમનો આભાર માન્યા વગર ચાલી શકે તેમ નથી. છેવટમાં આ કાર્યની સિદ્ધિ માટે પરમ કૃપાળુ પરમાત્માનો આભાર માની જ્ઞાતિ પ્રત્યે શ્રી મહાલક્ષ્મી માતાનો આશિર્વાદ વરસો એવી અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરીએ છીએ.

અષાડ શુક્લ પૂર્ણિમા ૧૯૮૫ } લેખક અને પ્રકાશક.

# વિશેષ હકીકત.

"શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિ" સંબંધી જે જે વિગતો પ્રથમ ભાગમાં આવી છે તે ઉપરાંત વિશેષ હકીકત મળી શકી છે તે આ નીચે આપવામાં આવે છે.

## ઘટતી જતી વસ્તી.

જ્ઞાતિની વસ્તી દિવસે દિવસે ઘટતી જાય છે. આ એક મોટામાં મોટા કમભાગ્યની નિશાની છે. ખાસ કરી આપણી વસ્તી મારવાડ, માળવા, મેવાડ, કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતમાંજ મૂખ્યત્વે કરીને છે. પછી તો નોકરી ધંધાર્થે પૃથક્ પૃથક્ શહેરોમાં જઇ થોડાક ભાઇઓ વસેલા હોય તે વાત જુદી છે. પરંતુ એમનું મૂળ સ્થાન તો ઉપરના વિભાગોમાંજ હોય છે. માત્ર મુંબાઇ ઇલાકાનીજ વસ્તી તપાસીએ તો સને ૧૯૨૧ ના સેન્સસ રિપોર્ટ ઉપરથી આપણી જ્ઞાતિની સંખ્યાના આંકડા નીચે પ્રમાણે જોવામાં આવે છે. એ રિપોર્ટમાં આપણી સંખ્યા ૧૧૫૧૪ની છે. જેમાં ૬૨૦૩ પુરૂષો છે ત્યારે ૫૩૧૧ સ્ત્રીઓ છે; એટલે ૧૦૦૦ પુરૂષોએ ૮૫૬ સ્ત્રીઓ આવે છે.

ઉપરની સંખ્યામાં કચ્છમાં ૩૮૪ પુરૂષો અને ૪૨૩ સ્ત્રીઓ છે; ઝાલાવાડમાં ૫૪૨ પુરૂષો અને ૫૧૭ સ્ત્રીઓ; ગોહિલવાડમાં ૯૦૫ પુરૂષો ૮૩૨ સ્ત્રીઓ; હાલારમાં ૧૧૦૩ પુરૂષો અને ૧૦૯૧ સ્ત્રીઓ; સોરઠમાં ૩૧૧ પુરૂષો અને ૨૮૨ સ્ત્રીઓ; અને પાલણપુરમાં ૧૧૨૦ પુરૂષો અને ૯૧૨ સ્ત્રીઓ છે. આ હિસાબે કચ્છમાં સ્ત્રીઓ વધારે છે. ૧૯૦૧ માં મુંબઇ ઇલાકાના સેન્સસ રિપોર્ટ પ્રમાણે ૧૭૩૯૮ કુલ વસ્તી હતી. તેમાં ૯૨૬૩ પુરૂષો અને ૮૧૩૫ સ્ત્રીઓ હતી. એટલે ૧૦૦૦ પુરૂષોએ ૮૭૯ સ્ત્રીઓ હતી. આ ઉપરથી સમજી શકાય છે કે સને ૧૯૦૧ કરતાં સને ૧૯૨૧માં ૫૮૮૪ ની સંખ્યા ઘટવા પામી છે. તેમાં ૩૦૬૦ પુરૂષો અને ૨૮૨૪ સ્ત્રીઓ ઘટી છે. આવો ઘટાડો ૧૯૨૧ પછી પણ ચાલુજ રહેલો જણાય છે. એકંદરે આ સ્થિતિ શોકકારક છે. જે બ્રાહ્મણ જ્ઞાતિઓમાં વિધવા વિવાહનો રિવાજ નથી તેની એકંદર સંખ્યા જોતાં દર હજાર પુરૂષોએ ૨૪૪ વિધવાઓની સંખ્યા આવે છે, અને તેમાં પણ આપણી જ્ઞાતિમાં વિધવાનું પ્રમાણ વધારે જોવામાં આવે છે. વળી આપણી જ્ઞાતિમાં પરણેલા અને પરણવા લાયક દર સો પુરૂષોએ પરણેલી અને પરણવા લાયક સ્ત્રીઓની સંખ્યા ૬૧૨ છે. આથી જોઇ શકાય છે કે સ્ત્રીઓની સંખ્યા ઓછી છે.

ઉપર પ્રમાણે ઘટતી જતી વસ્તીના કારણો તપાસીએ તો કુદરતી કોપને દુર રાખતાં લગ્નની મુશ્કેલી છે. એકજ જ્ઞાતિમાં વેદના ભેદ, ઉંચ નીચના ભેદ, સમાનતા અસમાનતાના ભેદ, કમીટીના ભેદ, ગોળના ભેદ મુખ્ય જોવામાં આવે છે. આના પરિણામે અવિવાહિત પુરૂષો વધારે રહે છે, ત્યારે વિવાહીત સ્ત્રીઓ અયોગ્ય લગ્નથી મોટે ભાગે વિધવા થાય છે, અથવા પતિ સુખના અભાવે કે સાસરીઆની અજ્ઞાનતાએ અશાંત હૃદયે જીવન ગુજારતાં ઘણે ભાગે અપુત્ર રહે છે.

આ બધાં કારણો અધમતાદર્શક છે. તે દુર કરવામાં આવે, સમાનતા સચવાય, સ્ત્રીઓનો સત્કાર વધે, તો જ્ઞાતિની સંખ્યા ઘટતી ઓછી થાય.

**ડીગ્રી ધરાવનારાઓ.** પ્રથમ ભાગમાં આ લીસ્ટ આપી ગયા છીએ. તે ઉપરાંત નીચે પ્રમાણેના ભાઇઓ યુનિવર્સિટિની ડીગ્રી ધરાવે છે.

B. A, L L. B.

રા. રા. કાન્તિલાલ ભોગીલાલ વ્યાસ ભાવનગર

M. B. B. S.

રા. રા. ઇચ્છાશંકર પ્રભાશંકર ઓઝા પાલીતાણા.

L. C. P. S.

રા. રા. અમૃતલાલ ઇંદ્રજી ત્રિવેદી સેન્ટ્રલજેલ અમરાવતી.

રા. રા. રેવાશંકર ખીમજી દવે. મોરબી.

B. A.

રા. રા. ભોગીલાલ કેશવજી ત્રિવેદી. અમદાવાદ.

B. Sc.

રા. રા. જયંતિલાલ દેવશંકર ઓઝા વાંકાનેર.

**મેટ્રિક પાસ.**

ચાલુ સાલે મેટ્રિકની પરીક્ષામાં આપણા જ્ઞાતિબંધુઓ સારી સંખ્યામાં બેઠા હતા. અને તેમાં મોટે ભાગે પાસ થયા છે. આનંદની વાત છે કે તેમાં ત્રણ કુમારિકાઓ પાસ થએલ છે. જે નીચે પ્રમાણે છે.

કુમારી શાંતાગૌરી મૂળશંકર ત્રિવેદી.
કુમારી વિદ્યાગૌરી નરભેશંકર ત્રિવેદી.
કુમારી ચંદ્રલેખા હર્ષદરાય ત્રિવેદી

## વેપારીઓ.

પ્રથમ ભાગમાં દર્શાવ્યા ઉપરાંત મુખ્ય વ્યાપારીઓ નીચે પ્રમાણે છે.

શ્રીયુત્ રતિલાલ મફતલાલ ઓઝા. અમદાવાદ.
" રમણલાલ જગન્નાથ ઓઝા "
" નરભેશંકર ચત્રભુજ ત્રિવેદી મુંબાઈ
" વજેશંકર જગન્નાથ ઓઝા "
" લાભશંકર પરમાણંદ ત્રિવેદી "
" નરશીદાસ દેવશંકર ઓઝા. "
" માણેકલાલ મગનલાલ ત્રિવેદી "
" માણેકલાલ લીલાધર ઓઝા "
" ભાનુશંકર પોપટલાલ ત્રિવેદી "
" કાળીદાસ ભાઇશંકર તારવાળા "
" વી. એ. વ્યાસ "
" ગીરધરલાલ નંદલાલ ઓઝા. "
" અમૃતલાલ પોપટલાલ ત્રિવેદી "
" મોહનલાલ ચંદુલાલ લાકડાવાળા સુરત
" સી. સી. શાસ્ત્રી બુકસેલર મુંબાઈ

## સુધારો.

પ્રથમ ભાગમાં પાટણની હકિકત લખતાં ભિન્નમાલથી પાટણમાં લાવી પ્રતિષ્ઠા કરેલી મહાલક્ષ્મી માતાની મૂર્તિ કાષ્ઠની લખેલી છે; પરંતુ તે પત્થરની છે. કાષ્ઠની નથી.

———

# અનુક્રમણિકા.

## વિદ્યમાન

સ્ત્રી વિભાગ.



પુરવણી વિભાગ.

# સાધ્ય કરો સૂ સાર!

અરૂણોદય આભે થયો, ઊષાતણી બહાર!
કિરણ ખીલ્યાં અવનવાં, સાધ્ય કરો સૂ સાર!
મંદમંદ વાયુ વાય છે, વિમળ વિશ્વ વિહાર.
શાંત શિતળતા વ્યાપતી, સાધ્ય કરો સૂ સાર!
કોમળ કુસુમ સુવાસ કૈં, બહેકે જગ સોજાર;
શાંતિ અર્પે હૃદયને, સાધ્ય કરો સૂ સાર!
જાગ્યું જગત્ નિદ્રાથકી, કરતું વિવિધ વિચાર;
ઉદ્યમમાં લાગી ગયું, સાધ્ય કરો સૂ સાર!
ફાલ્યાં ફૂલ્યાં વિટપ સુ, મોર્યાં આમ્ર અપાર;
રસ–નવરસ જામી રહ્યો, સાધ્ય કરો સૂ સાર!
મિષ્ટ ફળો ફળવત્ બન્યાં, થાય અધિક પ્રચાર,
જાગૃત થઇ દૃષ્ટે જુઓ, સાધ્ય કરો સૂ સાર!
જ્યાં સાત્વિકતા, સરળતા, સમાનતા આચાર.
ત્યાં સુખ–સંપત્તિ સાંપડે, સાધ્ય કરો સૂ સાર!
ધર્મ, વેદ, કુળભેદનો, ભેદ ન જ્યાં તલભાર;
ત્યાં ઇશ્વિર વાસો વસે, સાધ્ય કરો સૂ સાર!
જ્ઞાતિ એક કુટુંબ છે, જ્યાં સઘળો વ્યવહાર;
ત્યાં શું ઉંચ–નિચ સંભવે? સાધ્ય કરો સૂ સાર!
જીવવું છે જે જગતમાં, ઊભવું સમય પ્રસાર,
સમયાનુકુળ વર્તવા, સાધ્ય કરો સૂ સાર!
ધર્મ, કર્મ ને અર્થનું, સાધન સુખ દેનાર;
સદ્વિદ્યા ને સંપ છે, સાધ્ય કરો સૂ સાર!
ક્ષણભંગુર આ જીવન છે, પડયું સર્વ રહેનાર,
મારૂં તારૂં મૂકીને, સાધ્ય કરો સૂ સાર!
જો ચાહો નિજ ઉન્નતિ, આત્મશાંતિ સુખકાર;
મમ્મત ને ઈર્ષા મૂકો, સાધ્ય કરો સૂ સાર!
કુટુંબકલેશ વિનાશનું, છે મૂળ દુઃખ અસાર;
**'પ્રેમી'** પ્રણયથી તે તજો, સાધ્ય કરો સૂ સાર!

श्री महालक्ष्म्यै नमः

# શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિ
અને
# અગ્રગણ્ય સ્ત્રી-પુરૂષો

## ભાગ ૨ જો.

પહેલા ભાગમાં શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિનો ઉત્પત્તિથી તે અત્યાર સુધીનો મળી શકયો તે પ્રમાણમાં ઇતિહાસ આપવામાં આવ્યો છે. આ બીજા ભાગમાં જ્ઞાતિના વિદેહી અને દેહી અગ્રગણ્ય સ્ત્રી પુરૂષોનાં સંક્ષિપ્ત ચરિત્રો તથા ફોટાઓ મળી શકયા તે પ્રમાણમાં આપવામાં આવ્યા છે પ્રથમ વિદેહી અગ્રગણ્ય સજ્જનોના ટુંક જાણવા યોગ્ય ચરિત્રો આપવામાં આવ્યા છે.

### વિદેહી અગ્રગણ્ય પુરૂષો.

શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિમાં જે જે અગ્રગણ્ય પુરૂષો થઇ ગયા છે અને જેઓનાં જીવનવૃત્તાંતો ભવિષ્યની પ્રજાને ઉત્સાહ પ્રેરક તેમજ અનુકરણીય થઇ પડે એવાં છે તે મળી શકયા પ્રમાણમાં આ નીચે આપવામાં આવ્યા છે.

### મહાકવિ માઘ.

શ્રીમાળી બ્રાહ્મણજ્ઞાતિ ભૂષણ, મહાકવિ. અને દાનવીર માઘના જન્મ સ્થળની અને જીવનવૃત્તાંત વિષેની ઘણી ઘણી શોધો પછી પૂરવાર થયું છે કે માઘનો જન્મ ગુજરાતમાં શ્રીમાળનગર-ભિન્નમાળમાં થયો હતો. બાલ્યાવસ્થાથીજ અતિસમૃદ્ધિવાન હોવાથી અતિશય ઉદારવૃત્તિ દાખવતો હતો. તેમના જીવન વિષે બીજે સ્થળેથી સત્તાવાર માહીતિ બહુજ ઓછી મળે છે, પરન્તુ એના મહાકાવ્ય શિશુપાળ વધને અંતે કવિવંશ વર્ણન નામક પાંચ શ્લોકોમાં એના વંશની આછી આછી ઝાંખી થાય છે. એ પાંચ શ્લોકોમાંથી મળી આવે છે કે કવિના પિતામહનું નામ સુપ્રભદેવ હતું અને એ વરમલ નામના રાજાના પ્રધાન હતા. કવિના પિતાનું નામ દત્તક હતું. એમનું બીજું નામ સર્વાશ્રય હતું.

માઘના જીવન વૃત્તાંતની લોકકથા બલ્લાળ કૃત ભોજપ્રબંધ, મેરુતુંગ કૃત પ્રબંધ ચિંતામણિ અને પ્રદ્યુમ્નસૂરિ કૃત પ્રભાવક ચરિતમાં મળી આવે છે. ત્રણે ગ્રંથોમાં લખ્યું છે કે માઘ પ્રથમથીજ મહા વૈભવવાન હતો પણ પાછળથી અતિ ઔદાર્યને લઇને ગરીબાઇમાં આવી પડયો હતો. ભગ્ન હૃદયે એ મરણ પામ્યો હતો કારણ કે દાન કરવા જેટલી એનામાં શક્તિ ન્હોતી રહી. ભોજ પ્રબંધમાંથી મળી આવે છે કે એક દિવસ જ્યારે ભોજરાજા પોતાની સભામાં બેઠો હતો ત્યારે માઘની પત્ની દ્રારિદ્રયથી પિડાઇને જન્મભૂમિ ગુજરાતનો ત્યાગ કરીને ઉત્તરદિશા ભણી જતાં જતાં ભોજના દરબારમા પતિએ આપેલા એક પત્રને લઇને આવી પહોંચી એ પત્ર ઉપર નીચેનો શ્લોક લખ્યો હતો.

कुमुदवनपश्रि श्रीमदम्भोजषण्डं त्यजतिमदमुलूकः प्रीतिमांश्चक्रवाकः ।
उदयमशीमरश्मिर्याति हितांशुरस्तं हतविधिलसितानां हि विचित्रोविपाकः ॥
(શિશુપાળવધના ૧૧ મા સર્ગમાં ૬૪ મો શ્લોક)

ભોજરાજાએ સ્હવારના આવા સુંદર વર્ણનથી મુગ્ધ થઇને માઘ પત્નીને ત્રણ લાખ સૂવર્ણ મહોરો આપી. તે લઇને તે સ્વગૃહે જતી હતી ત્યારે માર્ગમાં એના પતિના ગુણગાન કરતા ભિક્ષુકો મળ્યા અને એણે એમની વચ્ચે બધી સૂવર્ણ મહોરો વ્હેંચી દીધી અને સવિસ્તર હકીકતથી માઘને વાકેફ કર્યો. માઘ આથી લેશ માત્ર નારાજ થયો નહિ. એનો શોક માત્ર એટલોજ હતો કે એની આજુબાજુ ભિક્ષુકો માઘની પત્ની કાંઇ લાવશે તેમાંથી ભિક્ષા મળશે એમ ધારીને બેસી રહ્યા હતા, તેમને આપવા કશુંયે નહોતું. આથી માઘ બહુજ શોકથી નીચે પ્રમાણે શ્લોકો બોલ્યો—આંખમાંથી અશ્રુ તો વહીજ રહ્યાં હતાં.

न भिक्षादुर्भिक्षे पतति दुरवस्थाः कथमृणं
लभन्तेकर्माणि द्विजपरिवृढान् कारयति कः ।
अदत्त्वैव ग्रासं ग्रहपतिरसावस्तमयते
क्व यामः किं कुर्मो गृहिणि गहनो जीवनविधिः ॥

× × ×

व्रजत व्रजत प्राणा अर्थिनि व्यर्थतां गते ।
पश्चादपि हि गन्तव्यं कः सार्थ पुनरीदशः ॥

ભાવાર્થઃ—હે પ્રાણ ! જ્યારે મારા ગૃહદ્વારમાંથી ભિક્ષાને અર્થે આવેલા

મનુષ્યો ખાલી હાથે જાય છે ત્યારે તમે પણ ચાલ્યા જાઓ. થોડા વખત પછી પણ મૃત્યુને શરણુ થવાનું છે તો આના જેવો સથવારો કયાંથી?

આવા શોકોદ્‌ગારો સાંભળીને આવેલા અર્થીઓ જતા રહ્યા. આ જોઇને કારુણ્યસિંધુ માઘના હૃદયમાં બહુજ દુઃખ ઉત્પન્ન થયું અને તત્ક્ષણે દેહ ત્યાગ કર્યો. ભોજરાજાને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે એ એકાએક નગરની બહાર આવ્યો અને નર્મદાને કાંઠે માઘની ઉત્તરક્રિયા કરાવી. માઘની પત્ની એની પાછળ સતી થઇ.

જો માઘ અને ભોજના મિલનની ઉપર કહેલી વાત ખરી હોય તો માઘના સમયને માટે બહુ શોધ કરવી ન પડે કારણ કે માઘ અને ભોજ સમકાલિન થાય અને માઘ ઇ. સ. ૧૦૧૦ થી ૧૦૫૫ ના અરસામાં થવો જોઇએ કારણ કે ઇ. સ. ૧૦૧૦ થી ૧૦૫૫ સુધી ભોજરાજા ધારા નગરમાં રાજ્ય કરતો હતો. ગુજરાત ગેઝેટીયરના કર્તા ભિન્નમાળના લેખમાં આ વાતને સ્વિકારે છે. પરંતુ આનન્દવર્ધન, ધ્વન્યાલોકનો કર્તા જે કાશ્મીરના રાજા અવન્તિવર્મનના વખતમાં થઇ ગયો, (ઇ. સ. ૮૫૫ થી ૮૮૪) તે માઘના શિશુપાળ વધમાંથી ઉતારા લે છે. આથી માની શકાય કે માઘ નવમી સદીની મધ્યમાં થયો હશે. માઘના સગા સંબંધીના એક શિલા લેખ ઉપરથી એક જર્મન સંસ્કૃત-વિશારદ કહે છે કે માઘ સાતમી સદીમાં થઇ ગયો છે. જેકોબી-(જર્મન પંડિત) પણ એને છઠ્ઠી સદીના મધ્યમાં મૂકે છે. મહાન પંડિત પરમાણંદ પાલીવાળા પણ માઘ ૭ મી સદીમાં થયો હોય એવું શ્રી. અ. ના પોતાના લેખમાં જણાવે છે.

શિશુપાલવધ સિવાય બીજું કાંઇ માઘે લખ્યું હોય તેમ સાંભળ્યું નથી. પરન્તુ વલ્લભદેવ પોતાની સુભાષતાવલીમાં બે શ્લોકો નીચે પ્રમાણેના માઘના કહેલા છે એમ જણાવે છે.

नारीनितम्ब फलकेप्रतिबध्यमाना हंसीवहेमरशना मधुरं ररास ।
तन्मोचनार्थमिव नूपुरराजहंसश्चक्रन्दुरार्तमुखरं चरणावलग्नाः ॥
शीलं शैलतटात् पततवभिजनो निर्दह्यतां वह्निनाम् ।
मा भौषंजगति श्रुतेस्य विफलक्लेशस्यनामाप्यहम् ॥
शौर्ये प्रजिणि वजमाशु निपतावर्थोऽस्तुमे सर्वदा ।
येनेकेन गुणा स्तृणबुसप्रायाः समस्ता अमी ॥

ઔચિત્ય વિચાર ચર્ચાનો કર્તા ક્ષેમેન્દ્ર પણ એક શ્લોક માઘનો કરેલો આપે છે.

बुभुक्षितैर्व्याकरणंन भुज्यते पिपासितैः काव्यरसो न पीयते ।
नविद्ययाकेनचिदुद्धृतंकुलं हिरण्यमेवार्जय निष्फलाः कलाः ॥

આ ઉપરથી એક અનુમાન દોરી શકાય છે કે ભર્તૃહરિની માફક માઘે પણ શતક લખ્યાં હશે જેમાંથી ઉપર્યુક્ત શ્લોકો લેવામાં આવ્યા છે.

માઘેશિશુપાલ વધ લખીને પોતાનું નામ સંસ્કૃત કવિઓમાં સુવર્ણાક્ષરે અમર કર્યું છે. સંસ્કૃતમાં છ મહાકાવ્યો છે. એમાંનું એક શિશુપાલ વધ છે. બધાંમાં એ શ્રેષ્ઠ છે કે કેમ એ વિવાદગ્રસ્ત વાત છે. પરન્તુ છ મહાકાવ્યો-માંનું એ એક સુન્દર મહાકાવ્ય છે. જો કે કાલિદાસના સમય પૂર્વે સંસ્કૃત ભાષા બોલાતી ભાષા તરીકે બંધ થઇ હતી, અને પ્રાકૃત ભાષાઓ દેશભાષા તરીકે સ્થાપિત થઇ હતી. પરન્તુ કાલિદાસના સમય પછી સંસ્કૃત સાહિત્ય જેમ બને તેમ કિલષ્ટ, અઘરૂં અને મહાપંડિતોજ સમજી શકે એવું જ સાહિત્ય ગણાતું. આથી માઘનો શિશુપાલ વધ કૃત્રિમતાથી ભરપુર, અને બહુજ અઘરો છે. પરન્તુ એમાં માઘની કવિ તરીકેની શક્તિને બીલકુલ હાનિ જેવું નથી. એમ કહેવાય છે કે:—

'उपमा कालिदासस्य भारवेरर्थ गौरवम् ।
दण्डिनः पदलालित्यं माघे सन्तित्रयो गुणाः ॥

આવા માઘ કવિ તરીકેના બધા ગુણ શિશુપાલ વધ ઉપર જ રહેલા છે. વિદ્વાનોએ માઘને કવીશ્વર કહ્યો છે અને એના વાગ્પ્રવાહને ગંગાના પ્રવાહ સાથે સરખાવ્યો છે. કહેવાય છે કે સંસ્કૃતના પંડિતને છેલ્લામાં છેલ્લું પુસ્તક શિશુપાલ વધ શિખવાનું હતું. શિશુપાલ વધના સૂત્રમાં માઘ લખે છે કે—

ऐदंयुगीन लोकस्य सार सारस्वताधिनम् ।
**शिपाल वधं काव्यं प्रशस्तिर्यस्य शाश्वती: ॥**

* * * * *

सुप्रभः पूर्वजो यस्य सुप्रभः प्रतिभावनाम् ।
बन्धुर्बन्धु भाग्यस्य माघः कवीश्वरः ॥
श्रीमतस्सुप्रमदेव ( निर्मलकुला लंकार ) चुडामणि–
**श्रीमन्माघ कवीश्वरस्य सहेजः प्रेक्षा परीक्षानिधी; ॥**

પૃથ્વીપર શિશુપાળ નામનો એક પાપી આત્મા વસે છે કે જે હિરણ્ય-કશિપુનો અને રાવણનો અવતાર છે; એજ વખતે હસ્તિનાપુરના રાજા

યુધિષ્ઠિર તરફથી રાજસૂય યજ્ઞમાં આવવા આમંત્રણ આવે છે. શ્રીકૃષ્ણ વિષમ સ્થિતિમાં મૂકાય છે. એક તરફથી ઇન્દ્રજીતની શિશુપાલને મારવાની વિનંતિ અને બીજી બાજુ યુધિષ્ઠિરનું આમંત્રણ. છેવટે શ્રીકૃષ્ણ બળભદ્ર અને ઉદ્ધવની સલાહ લઇને યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં જવાનું નક્કી કરે છે કારણ કે એને ખાત્રી હતી કે શિશુપાલ ત્યાં આવ્યા વિના રહેશે નહીં અને ત્યાં શિશુપાલને મારવાની તક મળશે. યજ્ઞની સમાપ્તિ પછી પ્રથમ પંક્તિનું માન કોને આપવું એ સવાલ ચર્ચાય છે. ભીષ્મ, શ્રીકૃષ્ણનું નામ આગળ ધરે છે. શિશુપાલ આ વિષે વાંધો ઉઠાવે છે. ગરમાગરમ શબ્દોથી પ્રથમ વાગ્યુદ્ધ થાય છે. પરન્તુ પાછળથી લડાઇ ગંભીર સ્વરૂપ પકડે છે. યુદ્ધમાં શિશુપાલ મરાય છે. આ સંકલના માઘે વીસ સર્ગમાં ઉત્તમ રીતે કરી છે.

આ મહાકાવ્યમાં આપણે જોઇ શકીએ છીએ કે માઘે લગભગ સમગ્ર સંસ્કૃત શબ્દકોષ ખરચી નાખ્યો છે. ભાગ્યેજ શબ્દ મળશે કે જે શિશુપાલ વધમાં ન હોય; વળી માઘ એક પ્રખર વ્યાકરણકર્તા હતો. શિશુપાલ વધમાં કોઇપણ જાતની ભૂલ કે અનિયમિત વાકયરચના જોવામાં આવતી નથી. ઉપરની હકીકત ઉપરથી માઘના સમયની અનિશ્ચિત વાતોને એક બાજુ રાખીએ તો પણ માઘ એ શ્રીમાળી બ્રાહ્મણ હતો અને શ્રી મહાલક્ષ્મી આશ્રિત શ્રીમાલનગર—ભિન્નમાલ નામક શહેરમાં તે વસતો હતો. પોતાની કુબેરભંડારી સમાન દોલત દાનમાં આપી દાનેશ્વરીનું પદ મેળવતાં તે કંગાલ બન્યો હતો. અને મહારાજા ભોજની ધારા નગરીમાં આવી વસ્યો હતો. જ્યાં ઉપર જણાવ્યા પ્રમાણે ભિક્ષુકોને દાન આપવાની અસમર્થતામાં ખિન્નહૃદયે પ્રાણ ત્યાગ્યા હતા. આવા ઉદાર મહાન પંડિત મહાકવિ કાલીદાસ, ભારવિ, અને દંડિના એકેક કાવ્ય શક્તિના ખાસ ગુણની પ્રતિભાને ત્રણે ગુણોથી પોતાની કાવ્યશક્તિની પ્રતિભાવાન બનાવનાર કવિશ્વર માઘ એ શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિનો ઓજસ્વીની ચંદ્ર છે. ચંદ્રના પ્રકાશથી પ્રકાશતી ચંદ્રિકાની માફક માઘને થઇ ગયાં સેંકડો વર્ષો થવાં છતાં આજે શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિ દુનિયાભરમાં મહાકવિ માઘશ્રી પ્રકાશી રહેલી છે.

## [1]કવિ દણ્ડી.

આપણી જ્ઞાતિના ભુષણરુપ કવિ દણ્ડીના સમય માટે હજુ સુધી

**ટીપ**—૧ આ હકીકત સ્વ. ઇચ્છારામ સુર્યરામે પ્રસિદ્ધ કરેલ દણ્ડીના દશકુમાર ચરિત્રની પ્રસ્તાવના માંથી લીધેલી છે. જોકે કવી દણ્ડી એ શ્રીમાળી હતા કે કેમ

ચોક્કસ નિર્ણય નથી તેમ તેમના જીવનની ચોક્કસ માહીતિ હજુ સુધી મેળવી શકાઇ નથી. પરંતુ જે હકીકત મળી શકી છે તે ઉપરથી જણાય છે કે કવિ દણ્ડી શ્રીમાળી બ્રાહ્મણ હતા અને ભિન્નમાળમાં રહેતા હતા. આસમયે ધારા નગરીમાં ભોજરાજા રાજ્ય કરતો હતો. ભોજના દરબારમાં જે મુખ્ય પંડિતો[2] હતા તેમાં દંડીની ગણના થાય છે. મહાકવિ માઘ એપણ ભોજના દરબારના કવિરત્નો પૈકીના એક હતા. આહિસાબે માઘ અને દણ્ડી લગભગ સમકાલિન થઇ ગયા હોય એમ જણાય છે. એવી દંતકથા કહેવાય છે કે કાલીદાસ, દણ્ડી અને ભવભૂતિની એક સમયે સરસ્વતી દેવીએ સ્ત્રીરૂપમાં પરીક્ષા કરી હતી. તેમાં સરસ્વતીએ સ્વમુખે ભાખ્યું હતું કે **कविर्दण्डी कविर्दण्डी कविर्दण्डी न संशयः** ॥ દણ્ડીના લખેલા માત્ર બેજ પુસ્તકો મળી આવેલાં છે 'દશકુમાર ચરિત્ર' અને 'કાવ્ય દર્શન' કેટલાક દેવીસ્તોત્રો પણ એમણે લખેલાં કહેવાય છે. એમની કવિત્વ શકિત ઉંચા પ્રકારની, અર્થ અને ભાવનાં માધુર્યવાળી તથા આકર્ષક છે. તેઓ સંસ્કૃતના મહાન અભ્યાસી ગણાય છે.

## સ્વર્ગસ્થ કવિ રત્નેશ્વર.

તેમનો જન્મ વડોદરા તાબે ડભોઇમાં થયો હતો. તે ૧૭ મી સદીમાં થઇ ગયેલા અને કવિ પ્રેમાનંન્દના સમકાલિન તથા એક શિષ્ય તરિકે જાણીતા થયેલા હતા. તેમના પિતાનું નામ મેઘજી તથા માતાનું નામ સુરજ બાઇ હતું તેમણે શરૂઆતમાં અભ્યાસ જન્મભુમિમાં કર્યા પછી કાશીએ જઈ સંસ્કૃતનો અને વ્યાકરણ તથા કાવ્યનો સારો અભ્યાસ કર્યો હતો. અભ્યાસ કરી ઘરે આવ્યા બાદ તેમણે કથાઓ કરવાનું કાર્ય શરૂ કર્યું હતું. આથી કેટલાક પુરાણીઓ તેમની ઇર્ષા કરવા લાગ્યા હતા. કારણ કે સુંદર રચના અને આકર્ષક વાણીથી સમાજનું મન હરણ કરતા હતા. ડભોઈના ગુંસાઇજી મહારાજે કવિની કથા વાણીથી પ્રસન્ન થઇ તેમને કલોંકી વ્યાસની પદવિ આપી હતી. પરંતુ અન્ય પુરાણીઓના કલેશથી તેઓનર્મદા કાંઠે આવેલા કૈર્ણટગામાં આવીને વસ્યા હતાં. ત્યાં તેમણે સંસ્કૃતમાં દ્વાદશ સ્કંધ નામનો

---

તે માટે વિદ્વાનોમાં મતભેદ છે પરંતુ જ્યાં સુધી વજનદાર રીતે નિર્ણયાત્મક ખુલાસો બહાર ન પડે ત્યાંસુધી આવાતને માન્યરાખવી ઘટે છે.

**૨—ભોજના દરબારમાં આ પ્રમાણે મુખ્ય વિદ્વાન પંડિતો હતા દંડી, ભવભૂતિ, સુબંધુ, માઘ, બાણ, મયુર, રામદેવ, હરિવંશ, શંકર, કલિંગ કર્પુર, વિનાયક, મદન, વિદ્યાવિનોદ, કોકિલ, તારેંદ્ર અને કાલીદાસ.**

ગ્રંથ લખ્યો હતો. કવિ પ્રેમાનન્દને આ ગ્રંથ વંચાવતાં તેઓ ઘણાં પ્રસન્ન થયા હતા, અને કવિને પોતાના શિષ્ય તરિકે સ્વિકાર્યા હતા, તથા ડભોઇ જઇ રહેવા અને ગુજરાતીમાં કવિતા રચવાની સુચના કરી હતી. ડભોઇ આવ્યા બાદ કવિના આ ગ્રંથથી ખુશ થઇ એક શ્રીમંતે તેમને સુંદર મકાન બંધાવી આપ્યું હતું જે હાલ "રત્નેશ્વરના ઓરડા"ને નામે ઓળખાય છે. કવિએ સંસ્કૃતમાં તેમજ ગુજરાતીમાં ઘણા પુસ્તકે લખેલા છે જેમાં; શ્રીમદ્ ભગવદ્ ગીતા, મુર્ખલક્ષણાવળી, મહિમ્નસ્તોત્ર, શિશુપાલવધ, ગંગાષ્ટક, દ્વાદશ સ્કંધ ભાગવત, કામવિલાસ, રાધા કૃષ્ણના મહિના, વૈરાગ્યલતા, અશ્વમેધ, લંકાકાંડ, આત્મવિચાર ચંદ્રોદય છે. એ સમયના સંસ્કૃત કવિઓમાં પણ કવિની ગણના થતી હતી. એમની ભાષાશૈલી અને કાવ્યશક્તિ વખાણનેપાત્ર છે. તેઓ ભક્તિમાન અને જ્ઞાનમાર્ગના અભ્યાસી હતા. એમનો કાવ્યપ્રવાહ પણ એજ માર્ગે વળેલો છે. એમને બે પુત્ર હતા. એક વિદ્વાન અને એક મુર્ખ હતો. કવિના અવસાન બાદ બન્ને પુત્રોએ ભાગે પડતા ગ્રંથો વહેંચી લીધા. જેમાં મુર્ખ હતો તેણે દ્વેષી પુરાણીઓની શીખવણીથી પોતાના પુસ્તકો બાળી મુકયા હતા, જેમાંનો કેટલોક ભાગ પાછળથી કલ્યાણદાસ નામના સાધુએ લખ્યો છે એમ કહેવાય છે. કવિના ભક્તિમય કાવ્યની સહેજ પ્રસાદી આ નીચે આપી છે. જે ઉપરથી જ્ઞાતિજનો ને આ જ્ઞાતરત્ન કવિની પીછાન થશે.

" ચંદ્રના સુર્યના સેવકો કો થયા. '
ભૂમિ નવ ગ્રહતણા ભક્ત જાણો;
મૃતકના માટીના ધાટીના ભાથીના.
હાથીના વ્યાઘ્રના મન આણો,
શંખના ભેખના મરદના મરીના,
ભક્ત લાખો દઉં શા પ્રમાણો.
રત્ન કહે યત્નથી ભક્તિને દાખવે
ભાખવે ભિન્ન મુક્તિની માણો.

## કવિરાજ બંસીધરજી.

આપણી જ્ઞાતિમાં હીન્દી ભાષાના મહાન કવિઓ પણ થઇ ગયા છે. જેમાં કવિરાજ બંસીધરજીનું નામ આગળ આવ છે. તેમણે વ્રજ ભાષામાં અલંકાર રત્નાકર નામનો આદર્શ ગ્રંથ રચેલો છે કે જે ગ્રંથ વ્રજ

ભાષાની કાવ્ય પાઠશાળાઓમાં શિખવવામાં આવે છે. કવિરાજ બંસીધરજી અમદાવાદના વત્ની હતા અને કવિરાજ દલપતરામજીના સહગામી અને સ્નેહી હતા; અને તે બંને કવિઓએ મળીને પિંગળશાસ્ત્રનો એક અપૂર્વ ગ્રંથ લખેલો છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે

અર્થ કુવલયાનન્દકો બાંધ્યા દલપતિરામ;
બંસીધર કવિને ધરે યહું કવિત બનાય.
મેદપાટ શ્રીમાલકુલ વિપ્ર મહાજન કાઇ;
ખાસી અમદાવાદકે બંસી, દલપતરાયઇ.

આ ઉપરથી એવું પ્રતીત થાય છે કે દલપતિરામ મહાજન હતા જ્યારે બંસીધર શ્રીમાળી બ્રાહ્મણ હતા. બંને અમદાવાદના વત્ની હતા.

બંસીધરજીનો 'અલંકાર રત્નાકર' એ સ્વતંત્ર ગ્રંથ છે અને તે મેવાડાધપતિ રાણા જગસિંહના નામ ઉપર લખાએલો છે, એટલે આ ગ્રંથ વિક્રમાર્ક ૧૮૦૮ માં લખાયો હોય એમ મનાય છે. કવિરાજ બંશીધરજીનું આસ્તત્વ પણ ૧૮મા સૈકાના આખરમાં અને ૧૯મા સૈકાની શરૂઆતમાં છે. અલંકાર શાસ્ત્રમાં તેઓ લખે છે કે

દોહા.

રહે સદા વિકસિત વિમલ ધરે વાસ મૃદ મઝા;
ઉપજ્યો નહિં પર પંકસો પ્યારી તવ મુખ કંજ
ભૌં હેં કુટિલ કમાનસી સરસે પૈને મૈન;
વેધન વ્રજ અબલા નહિં યહ બંશીધર દીન રૈન.

## સ્વ. કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ સી. આઇ. ઇ.

એમનો જન્મ વઢવાણમાં તા. ૨૧–૧–૧૮૨૦ ના રોજ થએલો હતો. એમનાં પિતાશ્રી જામનગરથી વઢવાણ શહેરમાં રહેવા આવ્યા હતા. તેઓ વેદીઆ કહેવાતા હતા તથા અગ્નિહોત્રી હતા. આજે પણ કવીશ્વરના વઢવાણના ઘરના એક ભાગને યજ્ઞશાળાના નામથી ઓળખાવવામાં આવે છે. ડાહ્યાભાઇના પિતાના પિતા ધ્રોળની બ્રહ્મપુરીમાં રહેતા હતા. ધ્રાળમાં પણ આજે તેમનાં નામનાં ઘરો છે એમ કહે છે. કવીશ્વરને દિનકરરામ નામે એક બીજા ભાઇ હતા. કવીશ્વરે અઠ્ઠાવીશ વર્ષ સુધી જન્મભૂમિ વઢવાણમાં રહી તે બાદ અમદાવાદ નિવાસ કર્યો હતો. તેઓ સ્વામિનારાયણના અનન્ય ઉપાસક હતા અને તેથી સંવત ૧૯૨૦ માં તેમણે અમદાવાદમાં સ્વામિનારાયણના મંદિર પાસે જગ્યા લઇ સુંદર મકાન બંધાવેલું છે જેમાં હાલ તેમનાં ન્હાનાં પુત્ર રા. શ્રીમાન ચિમનલાલ રહે છે.



સ્વ૦ કવિ ભવાનિશંકર નરસિંહરામ.

[ પૃષ્ઠ. ૨૦



સ્વ૦ કવિ મગનલાલ દલપતરામ.

[ પૃષ્ઠ. ૨૩

કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઈ એમના કવિત્વ શક્તિના મહાન ગુણે કરી એટલી વિખ્યાતિને પામ્યા છે કે એમના નામથી છેક ન્હાના બચ્ચાંઓ પણ અજ્ઞાત નથી. સમગ્ર ગુજરાત અને મુંબઇ ઇલાકામાંજ નહિ પરંતુ એથી વિશેષ પ્રમાણમાં હિંદુસ્તાન અને પશ્ચિમ ભૂમિમાં પણ એમનું નામ જાણીતું છે, ' **गुणाः पूजास्थानं गुणिषुनचलिङ्गं न चवयः** એ ન્યાયે એ એમની જાતથી અને વયથી નહિં પરંતુ કવિત્વ શક્તિનાં મહાન ગુણોએ કરી જ્યાં ત્યાં પૂજ્ય તરીકે પૂજાયા છે, અને ભાવિક હ્રદયોમાં સ્થાન લીધું છે. એમની શીઘ્ર કહેવાતી કવિતામાં પણ એટલી બધી મધુરતા અને મનોહરતા જણાય છે કે ભવભૂતિ પોતાને માટે કહે છે **यं ब्रह्माणमियं देवी वाग्वश्यैवानुवर्तते** અર્થાત ( મ્હને ) વાગ્દેવી વાણીની દેવી વશ થયેલી કહ્યાગરી સ્ત્રીની પેઠે અનુસરે છે, તેમ દલપતરામભાઇને પણ વાગ્દેવી વશ થયેલી કહીશું તો અતિશયોક્તિ કહેવાશે નહિ. મી. જોશીપુરાના શબ્દોમાં કહીએ તો 'ગુર્જર સાહિત્યનો પુનરૂદ્ધાર કરવાને જે જે મહાન પુરૂષોએ ભગીરથ પ્રયત્ન કરેલો છે તેમાં કવિ દલપતરામનું નામ પ્રથમ વર્ગમાં આવે છે. દલપતરામભાઇએ ગુર્જર સાહિત્યની જે અભિવૃદ્ધિ કરેલી છે તે તો કોઇથી પણ અજાણ નથી. પ્રેમાનંદે ગુર્જરગિરાને ઉન્નત કરવાને જે પ્રયાસ શપથ લઇ કરેલો હતો—જેમાં તેઓએ જો કે સંપુર્ણતા મેળવી હતી, તોપણ તેઓનાં સંશયાત્મક હ્રદયે, શપથ તોડયા નહોતા. એટલે જે કંઈ ન્યૂનતા રહેલી તેમને લાગી હશે, તે સંપુર્ણ રીતે પૂરી કર્યાનું માન એમની પછીના ગુર્જરગિરોપાસક સેવકોમાં, દલપતરામભાઇને આપવામાં આવે તો બેશક યોગ્યજ છે. કારણ કે જ્યારે પ્રેમાનંદે મુખ્ય પૌરાણિક ગ્રંથોમાંથી ઉપયોગી વિષયો ચુંટી કાઢી, પ્રેમપ્રવાહપૂર્વક રસીલી ભાષામાં, રસાત્મક રુપે કાવ્યાકારમાં ગુંથી જનસમાજની આગળ રજુ કરી ગુર્જરગિરાને ખીલવી છે ત્યારે દલપતરામભાઇએ પૌરાણિક વિષયો ઉપરાંત સામાજીક અને વ્યાવહારિક વિષયો ઉપર ઘણું લખ્યું છે. ખાસ કરી સંસ્કૃત સાહિત્યમાંથી 'ગુજરાતી પિંગળ' નામનો ગુર્જરગિરાપોષક નહાનો પરંતુ અતિ મહત્વનો ગ્રંથ લખી ગુર્જરગિરાની જે અભિવૃદ્ધિ કરી છે તે તેટલાજ માનને યોગ્ય છે, જો કે આ સિવાયનાં એમનાં અન્ય ગ્રંથો, છટાદાર ભાષામાં લખાયેલા હોઇ, અતિ ઉપયોગી અને ગુર્જરગિરાપોષકજ છે; તોપણ અત્રે કહેવું જોઇએ કે ગુર્જર વિદ્યાર્થિઓને 'ગુજરાતી પિંગળે' જેટલો લાભ આપ્યો છે તેટલો લાભ તેમનાં અન્ય ગ્રંથોમાંથી મળવો દુર્લભ છે, આ તુલનામાં એમનાં બોધક કાવ્યો

અલગ કરવા પડે એ દેખીતુંજ છે. 'હુન્નરખાન' ની ચઢાઈ લખી એમણે દેશમાં જે આદ્યોગિક ઝુંડો રોપ્યો છે એ અપૂર્વ છે, એટલુંજ નહિં પરંતુ એ ઉપરથી એમની દેશ પ્રતિની અપૂર્વ પ્રીતિ દષ્ટિગોચર થાય છે. ગુજરાતી ધોરણોમાં ચાલતી ચોપડીઓમાં, સ્થળે સ્થળે દષ્ટિએ પડતી એમની બોધક કવિતાઓ એમની આંતરવૃત્તિનું અને પ્રજાવાત્સલ્યનું આબેહુબ દિગ્દર્શન કરાવે છે.

કવિશ્વર દલપતરામનો જન્મ વઢવાણમાં થયો હતો. આઠ વર્ષની નાની ઉમ્મરથીજ તેઓએ સામવેદનો અભ્યાસ શરૂ કર્યો હતો; તથા સમયાનુસાર ગામડી શાળામાં શિક્ષણ લેવું શરૂ કર્યું હતું. **કુદરતાત્રિન જે વ્યક્તિનું ભવિષ્ય જેવા આશયવાળું નિર્માણ થયેલું હોય છે, તે વ્યક્તિને ન્હાનપણથી જ કુદરતી રીતે તેવા આશયો પ્રતિ સ્વાભાવિક પ્રીતિ હોય છે.** કવિ તરીકેનું ઉચ્ચ આશયવાળું જીવન ગાળનાર દલપતરામભાઇનો ન્હાનપણથી જ સ્વાભાવિક પ્રેમ, ભાટ, ચારણો પાસેથી કથા તેમજ દોહરા, ચોપાઇ, છપ્પા વગેરે સાંભાળવાનો હતો. તે તેઓ સાંભળતા. એનાજ પ્રભાવે કાચી વય છતાં પણ એજ અરસામાં તેઓએ 'કમળા લોચિની અને હરિદંતિ" નામની વાર્તાઓ, દોહરા, ચોપાઇમાં મનોહર–શબ્દોમાં લખી નાખી હતી. 'છાબડે ઢાંકયો સુરજ છાનો રહેતો નથી' એમ જ્યારે કાર્ય પરત્વે દલપતરામનું જવું મુળી ખાતે થયું ત્યારે સ્વામિનારાયણ પંથના શ્રીમદ્ **દેવાનંદ સ્વામીએ** કંકરમાં ભેળાએલા હીરાને જેમ ઝવેરી પારખી ઓપ ચઢાવી કીંમતી બનાવે, તેમ અનેક વ્યક્તિઓમાંથી દલપતરામને ભવિષ્યના ગુર્જરભૂમિનાં હીરારૂપ પારખી, સ્વધર્મનો અંગીકાર કરાવી, ઉપયોગી વિદ્યાભ્યાસ રૂપી ઓપ ચઢાવી, અતિ કીંમતી બનાવ્યો. દલપતરામ કેટલાક સમય સુધી દેવાનંદ સ્વામી પાસે રહ્યા અને 'પિંગળ શાસ્ત્ર તથાં અલંકાર શાસ્ત્ર' નો અભ્યાસ કર્યો. ત્યાર બાદ 'જ્ઞાનચાતુરી' નામનો ઉપદેશાત્મક ગ્રંથ લખ્યો એમ કહેવાય છે. આ ગ્રંથ અદ્યાપ પ્રસિદ્ધિ પામ્યાનું જણાયું નથી. ઇ. સ. ૧૮૪૦ એટલે ૨૦ વર્ષની ઉમ્મરથી તેઓ કવિ ઉપનામ પામ્યા અને માન મેળવતા થયા. ૧૮૪૫ માં અમદાવાદ જઈ 'સારસ્વત વ્યાકરણ' નો અભ્યાસ કીધો અને પ્રસંગોપાત તેઓ અમદાવાદની પ્રજામાં પ્રસિદ્ધિ પામતા રહ્યા. જેને લઇને મુખ્ય મુખ્ય વિદ્વાનો અને નગરના અગ્રગણ્ય મહા પુરૂષોના સહવાસમાં આવ્યા. ૧૮૪૮ માં સ્વ. ભોળાનાથ સારાભાઇ મારફત તેઓ વિદ્યા-

વિદ્વાસી ફાર્બસ સાહેબના પરિચયમાં આવ્યા અને પોતાની જનમનરંજની ઝળકવાળી રસીલી કાવ્ય કળાથી તેઓની પસંદગી પામ્યા. દલપતરામભાઇના ઉદયકાળનો આ પ્રથમાંક કહીએ તો કહી શકાય. કારણ કે લોકમાન્ય, પ્રેમાળ દિલના, ગુર્જર ગિરોપાસક ફાર્બસ સાહેબના સંસર્ગથી જ તેઓ આગળ વધી શકયા છે. આ વખતે ફાર્બસ સાહેબની આજ્ઞાથી તેઓ સરકારી નોકરીમાં દાખલ થયા અને દરેક પ્રસંગે ગુર્જર સાહિત્યની અભિવૃદ્ધિમાં ઉત્સાહપૂર્વક ફાર્બસ સાહેબના સહાયક તરીકે આગળ પડતો ભાગ લેતા ગયા. ફાર્બસ સાહેબે 'રાસમાળા' નો જે ઉપયોગી ગ્રંથ ગુર્જર પ્રજા સમીપ મુકયો છે તે મોટે ભાગે મરહુમ કવિશ્વરને આભારી છે. સ્થળે સ્થળે ફરી ભાટ ચારણોની કથાઓ, પ્રચલિત દંતકથાઓ, જુના લેખો અને અપ્રસિદ્ધ ગ્રંથો મેળવી એ ગ્રંથને વધુ ઉપયોગી અને રસીક બનાવવામાં મુખ્ય ભાગ તેમણે લીધો છે. ઉપરાંત પ્રાચીન કવિઓના છુટા છવાયા કાવ્યોને ગુંથીને 'કાવ્ય દોહન' બહાર પાડી ઘણી સાદી રીતે જન સેવા બજાવી છે. વળી ખાસ કરી ગુજરાતી ભાષાની અભિવૃદ્ધિ અર્થે મરહુમ ફાર્બસ સાહેબે અને અન્ય વિદ્વાન ગુર્જર સેવકોએ સ્થાપેલી 'ગુજરાત વર્નાકયુલર સોસાયટી' અને તેને અંગે નીકળતું 'બુદ્ધિ પ્રકાશ' પ્રકાશમાં લાવવામાં તેમણે અસાધારણ ભાગ લીધો હતો. ઉપરોક્ત સોસાયટીના નિભાવને અર્થે ફંડ એકઠું કરવામાં મુખ્ય હાથ દલપતરામનો હતો. રાજસ્થાનોમાં ફરી પોતાની કાવ્ય કળાથી રાજાઓને રીઝવી સોસાયેટિના ફંડમાં મ્હોટી રકમો મેળવી આપી હતી. ચાલુ જમાનાની અભિવૃદ્ધ થતી જતી કેળવણીમાં કેળવણી સંસ્થાઓની ઉપયોગિતા જાણવામાં આવ્યા છતાં પણ આવી સંસ્થાઓની તરફ લોકોના મન આકર્ષવાં અને નાણાં મેળવવા એ સ્હેલું નથી, તો જ્યારે ખરી કેળવણીનો અભાવ અને ઘણોજ વર્ગ તેથી અજ્ઞાત હતો અને આવી સંસ્થાઓની ઉપયોગિતા બીલકુલ જાણતો નહોતો, તેવે સમયે ઉપરોક્ત સોસાયટી તરફ લોકોના અને તેમાંય વળી ઉત્તમ રીતે મોજ શોખમાં–સુખમાં જ જીંદગી ભોગવતાં રાજા-મહારાજાઓનાં મન આકર્ષી, જે ફંડ એકઠું થયું હતું તે ખાસ કરીને દલપતરામભાઇની રસીલી અને હાજર જવાબી વાણીને જ આભારી છે.

દલપતરામભાઇએ નાત-જાત કે ધર્મ વગેરેનો ભેદ રાખ્યા સિવાય અન્ય કોમની સંસ્થાઓમાં પણ યોગ્ય પ્રમાણમાં ભાગ લીધો હતો. અને ગુર્જર ગિરાને ઝળકાટ આપી પારિતોષિકો મેળવ્યાં હતાં.

દલપતરામભાઇને આધુનિક અને સ્વર્ગસ્થ સાક્ષરો નવી-જુની-ગુજરાતીના મૂલરૂપ માને છે. કારણ કે ગુર્જર ભાષા દલપતરામભાઇના સમયથીજ નવા યુગમાં દ્રષ્ટિગોચર થતી રહી છે, અને તેની પહેલ દલપતરામના સમકાલિન ગુર્જર વીર મરહુમ કવિ નર્મદના હાથે થયેલી કહેવાય છે. જો કે આ સમયે ગુજરાત-કાઠીઆવાડમાં અન્ય કવિઓ હતા, પરંતુ મુખ્ય ભાગે દલપતરામ અને નર્મદને મુકવામાં આવે છે, જે સર્વાંશે યોગ્યજ છે. બંનેના વિષય અને સિદ્ધાંતોમાં મ્હોટા પ્રમાણમાં ભેદ જણાવવામાં આવ્યો છે. જ્યારે દલપતરામ ધર્મના ચાલતા આવતા મુખ્ય સિદ્ધાંતોને વળગી રહી, લોકોને નીતિમાન અને ધર્મશીલ થઇ ભવિષ્ય સુખરૂપ ગાળે એવો ઉપદેશ કરતા રહ્યા છે, ત્યારે નર્મદમાં કાંઇક પાશ્ચાત્ય કેળવણીની ઉદ્ધત અસર માલુમ પડે છે. કવિ નર્મદ કેવળ પાશ્ચાત્ય રીતિએ જમાનાના રીત-રીવાજોને ફેરવવા માંગતા હતા. ત્યારે દલપતરામ સરલ અને શાંત સદ્બોધ દ્વારા ચાલતા યોગ્ય શિરસ્તાને વળગી રહેવા સૂચવતા હતા. તો પણ તેઓ કોઇ સ્થળે સુધારાની ચાલુ પ્રગતિમાં ઉઘાડા પડયા નહોતા. એ એક એમનું મહાન ડહાપણ હતું એમ આપણે કહેવું જોઇએ.

હોપ સાહેબના સમયમાં જ્યારે ગુજરાતી શિક્ષણક્રમ સાથે 'વાંચનમાળા નવેસરથી રચાવવામાં આવી ત્યારે હોપ સાહેબે તે સંબંધી એક ગુર્જર અગ્રગણ્ય બંધુઓની કમીટી નીમી હતી; જેમાં દલપતરામ પણ નિયત થયેલ હતા. શરૂઆતના શિક્ષણક્રમથી તે છેવટના ધોરણ સુધીની ચાલતા પુસ્તકોમાં દલપતરામભાઇની કવિતા સ્થળે સ્થળે નજરે પડે છે, એજ બતાવી આપે છે કે તેમાં પણ દલપતરામે મુખ્ય ભાગ લીધો છે. જો કે નવી પદ્ધતિ પ્રમાણે હમણાં નવી રચાએલી વાંચનમાળા દાખલ કરવામાં આવી છે જેમાં કેટલીક પ્રાચીન અને બોધક રસીક કવિતાઓને સ્થાન આપવા ઉપરાંત, ચાલુ સાક્ષરોનાં ઉચ્ચ ભાવનામય કાવ્યોને સ્થાન આપવામાં આવ્યું છે; તોપણ તેમાંયે દલપતરામની પ્રસાદિ સ્થળે સ્થળે નજરે પડે છે. તેમની ઉપયોગિતા અને મધુરતા એમની ઉત્તમ પ્રકારની કવિતાઓનું ગૌરવ જણાવવાને બસ છે. આ કૃતિના પ્રભાવ રૂપે સન ૧૮૮૫ માં સર ટી. સી. હોપ સાહેબની ભલામણથી નામદાર કૈસરેહિંદ મરહુમ માનવંતા મહારાણીશ્રી વિકટોરીઆએ દલપતરામની કદર કરવાને સી. આઇ. ઇ. નો માનવંતો ઇલ્કાબ તેઓને બક્ષેલો હતો. પાશ્ચાત્ય પ્રજાના અમલ પછી કવિ તરીકે આવું ઉંચુ માન મેળવવાને પહેલા અને એકલાજ ગુર્જર વીરનર કવિશ્વર દલપ-

તરામ પોતેજ છે; એટલું જ નહિં પણ અસ્ખલિત પ્રવાહે વ્હેતી જનમન-રંજન–મધુરી વાણીના પ્રભાવે ઘણા દેશી રજવાડાઓમાં પણ તેઓ માન પામ્યા હતા, અને રાજ કવિ તરીકે નિયત થયેલા હતા. પ્રસંગોપાત બનાવેલા કાવ્યોની ગુંથણીરૂપ 'દલપત કાવ્યોના' ગ્રંથો વાંચતી વખતે દલપતરામની ઉચ્ચ ઉન્નત આશયવાળી અવર્ણનીય કાવ્ય શકિત વાંચનારને તાદ્દશ્ય ચિતાર ખડો કરે છે એતો નિર્વિવાદ છે. એજ એની ઉત્તમ પ્રકારની કાવ્યકળાની ખૂબી!

કવિશ્વર દલપતરામનો માતૃભાષા ઉપરાંત સંસ્કૃત અને વ્રજ ભાષાનો પણ સારો અભ્યાસ હતો. હિંદી ભાષામાં તો તે સંપૂર્ણ હતા એમ કહેવામાં લેશ પણ શંકા નથી. સાહિત્યમાં પ્રાધાન્ય ભોગવતો હિંદી ભાષામાં લખાયલો 'પ્રવિણ સાગર' ગ્રંથ કે જેની છેલ્લી બાર લહેરો પુસ્તક પ્રસિદ્ધ કરતાં અપૂર્ણ માલુમ પડી હતી, તથા જેનું ગુજરાતી ભાષાંતર પણ ભલભલા હિંદી કવિયોથી થઇ શકયું નહોતું તે અપૂર્ણતા પૂર્ણ કરવાનું માન દલપતરામભાઇને ફાળે આવ્યું છે, એમ પ્રવિણ સાગર ગ્રંથની પ્રસ્તાવનામાં જણાવવામાં આવ્યું છે. તેમ તેઓના બીજા પણ હિંદી કાવ્યો તથા લખાણો હોવાનો સંભવ છે. આથી સીદ્ધ થાય છે કે કવિશ્વર દલપતરામભાઇ હિંદી કવિ તરીકે પણ ઓછી પ્રખ્યાતિને પાત્ર નથી.

જેમ કવિશ્વર દલપતરામે મુખ્ય કરીને સાહિત્ય સેવા અને તે દ્વારા જનસેવા, દેશસેવા બજાવવાને પોતાની જીંદગાનો ઉપયોગ કર્યો છે તેમ સ્વજ્ઞાતિ સેવા કરવાને પણ તેઓ ચૂકયા નથી. જ્ઞાતિમાં જમાનાને અનુકૂળ –પ્રગતિમાં આગળ વધવાને તેઓએજ પહેલ કરી બનતું કર્યું છે. કેટલાક અજાણમાં રહેલા એવા જુના સિદ્ધાંતો જાહેરમાં લાવી જ્ઞાતિનું ખરૂં નુર દ્દષ્ટિગોચર કર્યું છે. સ્વ. જટાશંકર લીલાધર વૈદ્ય દ્વારા 'શ્રીમાળી શુભેચ્છક' પત્ર કઢાવી તેમાં ઉપયોગી લખાણ જારી રાખી તેમણે જ્ઞાતિની ચાલુ સ્થિતિ સુધારવા તરફ બનતી કોશીશ કીધી હતી. અને નિર્ધન જ્ઞાતિના નિર્ધન બચ્ચાંઓને જમાનાનુસાર કેળવણી આપી તે દ્વારા જ્ઞાતિની સ્થિતિ સુધારવાના ચિન્હરૂપ બે ત્રણ ધનાઢય અગ્રેસરો સાથે મસલત કરી એક ફંડ ખોલવાની હીમાયત પણ કીધી હતી. જો કે કેટલાક પ્રતિકૂળ સંયોગોને લઇ ઉપરોકત ફંડની યોજના હસ્તિમાં આવી નહોતી તો પણ તેઓએ તેની ઉપયોગિતા બતાવી આપી ભવિષ્યના બીજો રોપ્યાં હતાં. તેમનું જ્ઞાતિબંધુ પરત્વે વાત્સલ્ય અપૂર્વ હતું. તેનાં દ્દષ્ટાંતરૂપે બાર વર્ષની વયે લીંબડી નિવાસી કવિ ભવાનીશંકરનું એક કાવ્ય 'ચંદ્રોદય' માં છપાયેલું મરહુમે વાંચ્યું

ત્યારથી જ તેઓના ઉત્કર્ષ તરફ તેઓનું મન લલચાયું અને કાગળ લખી કવિ ભવાનીશંકરને પોતાની પાસે બોલાવી કાવ્ય પ્રદેશમાં વિચરવાને ઉત્તેજીત કર્યા. આવી રીતે અન્ય બંધુઓને પણ પોતે યોગ્ય સલાહ અને બનતી મદદ આપી ઉત્તેજીત કરતા. જ્ઞાતિ બંધુઓ ઉપરાંત અન્ય સાહિત્ય વિલાસી કાવ્ય કળાના ઘણા ઉમેદવારોને પોતાની પાસે રાખી કાવ્ય કળાનું શિક્ષણ આપતા. કેટલાક તો ખાસ શિષ્ય તરીકે રહેતા હતા. આવા શિષ્યોમાં સ્વ. કવિ કાશીશંકર મુળશંકર મુખ્ય હતા, જેમણે પાછળથી કવિશ્વરનું જીવન વૃતાંત લખ્યું છે.

'લોકોના હૃદયને જાગૃત કરવાનું ઉચ્ચમાં ઉચ્ચ અને એકજ માર્ગ આપણું શુદ્ધ જીવન છે. એજ વ્યક્તિગત આકર્ષક લોહચુંબક છે.

સ્વામીરામતીર્થના આ કથનાનુંસાર મરહુમનું જીવન અક્ષરશઃ મળતું આવે છે. તેમના જીવનની રૂપરેખા માત્ર બાહ્યદષ્ટિએ વિદ્વાના બળથીજ નહિં પરંતુ આંતરદષ્ટિએ પણ દરેક મનુષ્યને સદ્બોધ આપનાર થઇ પડી છે. જે શુદ્ધ ભાવના અસ્ખલિત મીઠો રસ પ્રવાહ તેમની શાંત પ્રકૃત્તિની કવિતામાં જોવામાં આવે છે એજ એમનાં બોધક જીવનની રૂપરેખા પુરવાર કરવાને બસ છે.

કવિશ્વરનું અવસાન ઇ. સ. ૧૮૯૮ માં માર્ચની તા. ૨૫ મીએ થયું હતું. મરહુમે બજાવેલી ગુર્જર પ્રજાની સેવાની કદર મરહુમના અવસાન પછી ગુર્જર પ્રજાએ પુર ઉત્સાહથી બુઝેલી છે. મરહુમે સદ્માર્ગે લોકસેવા બજાવી જે ઉજવળ કીર્તિ સંપાદન કીધી છે તે તેના અમરપણાની નિશાની રૂપ છે.

કવિશ્વરનાં લગ્ન ત્રણ વખત થયાં હતાં. પ્રથમ વખત તેઓ વઢવાણમાં પરણ્યા હતા. તેમની તે સ્ત્રીનું નામ મૂળી હતું તેમનાંથી મોહનલાલ તથા લલ્લુ નામના બે પુત્રો અને રાયકુવર તથા હરી નામની બે પુત્રીઓ થયાં હતાં. કવિશ્વરનું બીજું લગ્ન આતરસુબામાં થયું હતું. તેમનું નામ કાશી હતું, તેનાંથી વીજી નામે એક પુત્રી થયા હતાં. તેમનું ત્રીજું લગ્ન ધોળકામાં બાઈ રેવા સાથે થયું હતું. તેમનાંથી મગનલાલ, છોટાલાલ, ન્હાનાલાલ, ચિમનલાલ નામનાં ચાર પુત્રો તથા મણી નામે એક પુત્રી થયાં હતાં. કવિત્વશક્તિનો ગુણ તેમનાં પુત્રોમાં પણ કવિએ વારસામાં મુકયો છે, જેઓ લાયક વિદ્વાન અને પ્રજાના માનીતા થયા છે. કવિશ્વરના સૌથી મોટા પુત્રો

મોહનલાલ, લલ્લુ તથા મગનલાલ અવશાન પામેલાં છે. લલ્લુ નાનપણમાંજ ગુજરી ગયા હતા. જ્યારે મોહનલાલ વૃદ્ધપણે હમણાંજ અવશાન પામ્યાં છે. તેમણે કચ્છ સ્ટેટમાં વહીવટદાર, ન્યાયાધિશની પદવી ભોગવી સારી નામના મેળવેલી છે. તેમ મોહનવિલાસ, મોહનવાણી અને સ્વ૦ રણછોડલાલ ઉદયરામનું જીવનચરિત્ર નામે પુસ્તકો લખ્યાં છે. તેમનું કુટુંબ હાલ પણ વઢવાણમાંજ કવિશ્વરનાં ઘરમાં રહે છે.

કાવઓની આર્થીક સ્થિતિ જેમ દુનિયાના અનુભવથી સુખ-દુઃખના વાયરા સમાન જણાતી આવે છે, તેમ દલપતરામભાઇની સ્થિતિ પણ એ વાયરામાંજ પસાર થએલી છે. એકંદરે સરસ્વાતના ઉપાસકોમાં લક્ષ્મીનો યોગ ીવરલજ હોય છે, પણ કવિશ્વરને તો સરસ્વતી સાથે લક્ષ્મીદેવી પ્રસન્નજ રહ્યાં છે. કવિશ્વર જો કે સર્વ ધર્મને માન આપનારા હતા તોપણ મુખ્ય સ્વામિનારાયણ પંથના હોઇ તેમનાં કુટુંબમાં પણ તેજ ધર્મ પ્રાધાન્યપદે પળાય છે. કવિશ્રીએ જમાનાનુકૂળ યોગ્ય સુધારો પણ દાખલ કરી લોકોને તેવો બોધ કર્યો છે.

ગુર્જર પ્રજાએ ઇ. સ. ૧૯૨૦થી સો વર્ષ પુરાં થતાં કવિશ્વરની જયંતી ઉજવવા શરૂ કર્યું છે.

## સ્વામિ શ્રી નિત્યાનંદજી સરસ્વતિ.

વીરભૂમિ મારવાડે જેમ અનેક વીર રત્નો ઉત્પન્ન કર્યા છે તેમાં આપણી જ્ઞાતિનો પણ સમાવેશ થાય છે. સ્વામિ શ્રી નિત્યાનંદજી સરસ્વતિ મારવાડની આપણી જ્ઞાતિમાં એક પ્રખર વિદ્વાન અને આદર્શનિય મહા પુરૂષ થઇ ગયા છે. જો કે તેમણે આર્યસમાજીક થઇ પોતાના જીવનનું સાર્થક કર્યું છે એટલુંજ નહિ પણ તેમણે સ્વામિ શ્રી દયાનંદ સરસ્વતિ પછી આર્યસમાજને દીપાવ્યો છે, અને સાથે સાથે આપણી જ્ઞાતિને પણ ઉજવળ કરી છે. આ દેશમશહુર સ્વામિથી આપણી જ્ઞાતિ બહુધા અજ્ઞાતજ છે. સ્વામિજીનું મૂળ વતન ઝાલોર છે, તેમનો જન્મ વિક્રમ સંવત ૧૯૧૭ ભાદરવા સુદ ૧૪ ના રોજ થએલો હતો, તેમના પિતાનું નામ પુરૂશોતમ હતું, ત્યારે માતાનું નામ શ્રીમતિ કૃષ્ણાદેવી હતું. એમને ત્રણ ભાઇઓ અને બે બહેનો હતી. તેમનું જન્મ નામ રામદત્ત હતું. સ્વામિજીને બચપણથીજ એમનાં નાનાના શુદ્ધ સંસ્કારથી ધાર્મિક તત્ત્વ ઉપર બહુજ પ્રેમ હતો,

તેમજ વિદ્યાભ્યાસ ઉપર ખુબજ રૂચી હતી, તેમણે ચારે વેદ ઉપરાન્ત અન્ય ધર્મ ગ્રંથોનો પણ અભ્યાસ કરેલો છે, તેમણે આર્યસમાજમાં સ્વામિ દિક્ષા અંગીકાર કર્યા પછી જે જે ઉપદેશ આપ્યો છે તે અસરકારક થઇ પડયો છે. ધર્મગ્રંથો ઉપર અજવાળું પાડનાર તેમણે અન્ય પંડિતોની સહાયતાથી જે જે પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે તેમાં "ચાર વેદોકી શબ્દ સુચી," "સત્યાર્થ પ્રકાશ માટે વેદોકા કોશ" એ મુખ્ય છે. સ્વામિજીએ ભારતની ઉત્તમ સેવા બજાવી છે. નેશનલ કોંગ્રેસ પછી જે ધાર્મિક પરિષદ મળી હતી તેનું અધ્યક્ષપદ સ્વામિજીને આપવામાં આવ્યું હતું. આર્ય ધર્મ પરિષદના પ્રમુખપદે પણ સ્વામિજી બિરાજ્યા હતા, શ્રીમંત સયાજીરાવ મહારાજા ગાયકવાડ તથા કોલ્હાપુરના નરેશના હૃદયમાં વેદ ધર્મની જાગૃતિ લાવનાર આ સ્વામિજીજ છે. સ્વામિજી ઝાનોરથી પ્રથમ અમદાવાદ આવ્યા હતા, જ્યાં યતિ શ્રી બુટા મહારાજ પાસે જૈન ગ્રંથ લખવાનું કાર્ય શરૂ કર્યું હતું. પરંતુ મુખ્ય ઉદ્દેશ તો વિદ્યા પ્રાપ્તિનોજ હતો. શાસ્ત્રીઓ પાસે સંસ્કૃતનો અભ્યાસ પણ અમદાવાદમાંજ સ્વામિજીએ આગળ વધાર્યો હતો. અમદાવાદથી સ્વામિજી મુંબાઇ, પુના, સતારા, નાશક, આદિ સ્થળોએ ભ્રમણ કરી કાશી ગયા હતા. ત્યાં બ્રહ્મચારીજી ગોપાળગીરીજીની મુલાકાત થઇ. તેના સહવાસથી સ્વામિજીના હૃદયમાં આર્યસમાજના બી. રોપાયાં આથી સ્વામિજીએ કાશી છોડી ગંગાકિનારે બ્રહ્મચર્યાવસ્થામાં ભ્રમણ કરવા માંડયું હતું. આ સમયે સ્વામિજીની મનોહર મૂર્તિ તથા ઉત્તમ ભાષણ સાંભળી સંખ્યાબંધ લોકો તેમને ચાહતા થયા તથા તેમના શિષ્યો બનવા ઉત્સુક બન્યા. છતાં સ્વામિજીએ કોઇને શિષ્ય બનાવેલ નથી. ત્યાંથી બરેલી ગયા અને ત્યાં પંડિત યજ્ઞદત્ત આર્યસમાજી તેમને મળ્યા તેમને સ્વામિજીએ વેદાંતનું અધ્યયન કરાવવું શરૂ કર્યું; ઉપરાંત એ પંડિતજીની સાથે સ્વામિજી આર્યસમાજના આ સિદ્ધાંન્તોનો અભ્યાસ કરી તેમાં નિપુણ બન્યા. સ્વામિજી ફરતા ફરતા નીમચ આવ્યા અને ત્યાં આર્યસમાજની સ્થાપના કરી. જનતા તેમના ઉપદેશથી બહુ પ્રસન્ન થતી હતી. સ્વામિજી ઘણુંખરૂં મુંબઇ તથા સીમલા રહેતા હતા. પ્રસંગોપાત સારા હિંદુસ્થાનમાં પર્યટન કરી ઉપદેશ આપતા હતા. એક વખત સ્વામિજી સોજત આવ્યા હતા ત્યાં કુલનારાયણ આશ્રમનાં વિદ્યમાન સ્વામિ બ્રહ્મનારાયણ મહારાજની સમક્ષ શ્રીયુત્ કૃષ્ણાનંદજી સાથે સ્વામિજીએ વાદવિવાદ કર્યો હતો. આ વખતે સ્વામિજી બ્રહ્મચારી નિત્યાનંદના નામથી ઓળખાતા હતા. સ્વામિજીએ મુંબઇ સાંતાકુઝમાં ગુરૂકુલ સ્થાપ્યું છે જેના ફંડમાં પોતાના પરિશ્રમથી ભ્રમણા કરી ભરાવી રૂપીઆ ૭૫ હજાર રૂપીઆ એકઠા કર્યા છે અને

વાર્ષિક આવક રૂપિઆ ૬૪ હજારની બનાવી આપી છે. આ ઉપરાંત સીમલામાં સ્વામિજીએ શાંતિકુટી બનાવી છે. રાજા-મહારાજાઓએ તેમનું સ્વાગત કર્યું છે. સ્વામિજીનું અવસાન સંવત ૧૯૭૦ માં મુંબઇ વીલાપારલામાં થયું છે. સ્વામિજીએ જીવનભર બ્રહ્મચર્યાશ્રમનું સેવન કરી એક મહાપુરૂષ તરીકે પોતાનું નામ આદર્શરૂપ યાવત્ચંદ્ર દિવાકરો તરીકે જાહેર કર્યું છે. સ્વામિજી આર્યસમાજના એક મુખ્ય સ્તંભ થઈ પડયા હતા. તેમની વકતૃત્વ કળા, ફીલોસોફી અને દલીલો એવા તો મજબુત અને આકર્ષક હતા કે ભલભલા વિદ્વાનોને તે નિરૂતર બનાવી દેતા હતા. ભારત રત્નમાં સ્વામિજી અગ્રપદે છે. દેશસેવા, બ્રહ્મચર્ય અને પાખંડ પરિહારમાં સ્વામિજીનું જીવન અનુકરણીય છે. આપણી જ્ઞાતિને પણ સ્વામિજીએ ભારતની સાથે ગૌરવવંતી ઉત્પ્રોત્શાહ બનાવી છે.*

## સ્વર્ગસ્થ વ્યાસ હરકરણજી.

એમનો જન્મ સંવત ૧૭૬૭માં મેડતામાં થયો હતો. પિતાશ્રીનું નામ ઋષિદેશ હતું. તેઓ શાંત મૂર્તિ અને ભક્તિવાન હતા. હરકરણ એ પાંચ ભાઇઓ હતા. જેકીસન, ઉદયકરણ, દેવકરણ વિગેરે તેમાં હરકરણ એવા પહેલવાન હતા કે તેમણે જાણીતા પહેલવાન શેરઅલ્લી સાથે કુસ્તી કરી હતી અને તેમાં જીત મેળવી રૂ. ૩૯૦) નું જોધપુરના મહારાજા વિજયસિંહજી પાસેથી ઇનામ મેળવ્યું હતું. તેઓ સંસ્કૃત વિદ્યામાં પ્રવીણ હતા તેમજ સારા જ્યોતિષી પણ હતા. તેમણે એક વખત મહારાજા વિજયસિંહજીને યુદ્ધવેળા જીત થશે એવું વચન આપ્યું હતું તે સિદ્ધ થયું હતું. આથી તેમના ઉપર મહેરબાની વધી હતી. તેઓ મહારાજા વિજયસિંહજીના યુદ્ધોમાં જઇ વિરને છાજે તેવો ભાગ લેતા હતા; તેથી તેમને 'રણવીર'ની પદવી આપવામાં આવી હતી. ભાટ કવિએ હરકરણની પ્રસંશા યુદ્ધકળાની પ્રસંશા પણ કવિત રૂપે કરેલી છે.

હરકરણજી જેવા શૂરવીર હતા એવાજ વિદ્વાન પણ હતા. તેમણે મહારાજા વિજયસિંહજીના યશ વર્ણનનો ગ્રંથ લખવો શરૂ કર્યો હતો. તે તેમની હૈયાતીમાં પૂર્ણ થઇ શક્યો ન હતો. હરકરણજીનો બંધુપ્રેમ પણ અથાગ હતો. તેમણે બધા ભાઇઓને મહારાજા પાસેથી ઇનામમાં ગામો મેળવી આપ્યાં હતાં. ગાયકવાડ–આડાજાઇ–મેવડા–એડાવાસ આ ગામોનો ગરાસ

---

* સ્વામિજી નિત્યાનંદજીનું સંપૂર્ણ જીવનવૃતાંત ફોટા સાથે મુંબઈ આર્યસમાજ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવેલ છે.

એમના વંશજો હાલપણ ખાય છે. હરકરણજીને પાલડી ગામ ઇનામમાં મળ્યું હતું જે તરવાર મહારાજા વિજયસિંહજીએ હરકરણને બક્ષિસ આપી છે તેના હાથા ઉપર મહારાજાએ લખાવ્યું છે કે **तोलवार रागवीर हरकर्णकी है.** જોધપુરથી ચાર ગાઉ દૂર આવેલું ગોલાઓની વસ્તીવાળું ગામ ગોલાસણી ઇનામ મળેલું હતું ત્યાં તેમણે વ્યાસનો નિવાસ બનાવ્યો હતો જે હજુ પણ મોજુદ છે. આ ગામોના મહારાજા તરફથી મળેલા તામ્રપત્રો પણ હજુ તેમના વંશજો પાસે મોજુદ છે.

## સ્વર્ગસ્થ વાઘજી આશારામ ઓઝા.

જાણીતા નાટયકળાના અનુભવી અને લેખક-કવિ સ્વ૦ વાઘજીભાઈનો જન્મ મોરબીમાં ઇ. સ. ૧૮૫૦માં થયો હતો. એમના પિતાશ્રીની નોકરી ગોંડળમાં હોવાથી તેમણે ગુજરાતી તથા અંગ્રેજી અભ્યાસ ગોંડળમાં રહી કર્યો હતો તેમજ મેટ્રિકમાં પસાર થયા હતા. ત્યારબાદ શરૂઆતની નોકરીમાં મોરબી સ્ટેટમાં અંગ્રેજી સ્કુલમાં આસિ. માસ્તર તરીકે જોડાયા હતા. ત્યારબાદ જામનગરની અંગ્રેજી સ્કુલમાં દશ વર્ષ સુધી નોકરી કરી હતી. તે પછી મોરબીમાં રાજકુમાર હેમુભાના શિક્ષક તરીકે નીમાયા હતા. ક્રમે ક્રમે તેઓએ પોતાના જ્ઞાન તથા અનુભવને વિશાળ બનાવ્યાં હતાં. પ્રસંગોપાત કવિતાઓ પણ લખતા હતા. સંવત ૧૯૩૪ માં તેમણે 'મોરબી આર્ય સુબોધ નાટક મંડળી'ની સ્થાપના કરી અને પોતાના લખેલા જ્ઞાન, વૈરાગ્ય અને નીતિમય નાટકો પ્રજાવર્ગ પાસે એક પછી એક મુકવા માંડયા. તે વખણાયા અને વાઘજીભાઈનું નામપણ ઉંચા પ્રકારના કવિ અને લેખક તરીકે પ્રસિદ્ધિ પામ્યું. એમણે નાટકો લખ્યાં છે તેમાં ચાંપરાજહાડો અને સોનરાણી, ત્રિયારાજ. ત્રિવિક્રમ. રાજસિંહ અને વિમળદેવી, ભર્તૃહરિ; સોરઠની સતી રાણકદેવી અને રાખેંગાર, સીતાસ્વયંવર, રાવણવધ, ઓખાહરણ ચિત્રસેન ગાંધર્વ, કેદારસિંહ, પરમાર જગદેવ મુખ્ય છે. ચંદ્રહાસ અને વિબુધવિજય સુપ્રસિદ્ધ છે. આ ઉપરાન્ત ઇશ્વર મહિમા પણ લખ્યો છે. તેમનું અવસાન વઢવાણમાં ઇ. સ. ૧૮૯૭ માં ક્ષયના રોગથી થયું હતું. તેઓ સ્વભાવે શાંત મિલનસાર અને હસમુખા હતા. તેઓનું શરીર કૃશ હતું. તેઓ ઉંચ ચારિત્ર્યના હિમાયતી હતા. તેમનાં વિધવા પત્ની કંકુબાઇએ તેમના નામથી રાજકોટમાં જ્ઞાતિના વિદ્યાર્થીઓ માટે છાત્રાલય સ્થાપેલું છે. તેમને હાલ કાંઇપણ સંતાન નથી.

# સંસ્કૃતના મહાન કવિ ભટ્ટજી હરિવંશજી.

કવિ માઘ જેમ મારવાડમાં થઇ ગયા છે અને આપણી જ્ઞાતિના ભૂષણરૂપ બન્યા છે એવીજ રીતે કવિવર હરિવંશજી પણ મારવાડનાજ વતની હતા. તેમની જન્મભૂમિ જોધપુર છે. તેમણે ભીમપ્રબંધ નામનું મહાકાવ્ય રચેલું છે–તેમાં જોધપુરના રાઠોડ મહારાજા ભીષ્મસિંહજીનું વર્ણન છે. આ કાવ્ય વિક્રમ સંવત ૧૮૫૨ માં બનાવેલું છે એમ માળવાના ઇતિહાસ ઉપરથી સાબિત થાય છે. એટલે આ કવિવર પણ ૧૮૨૫ થી ૧૯૦૦ ની અંદર થએલા હોવા જોઇએ. કવિવરે પોતાનો પરિચય આ કાવ્યમાં આપ્યો છે કે–

**पौराणिको जीत नराधिवस्य-भट्ट शिवरतस्य सुतोहिलाल: ।**
**तदात्मजो वै हरिवंश भट्टो नृपाज्ञया काव्यमिदं चकार ॥ १ ॥**

અર્થાત્ મહારાજશ્રી અજીતસિંહજીના કથા કરનાર વ્યાસ 'શિવભટ્ટ' એમના પુત્ર 'લાલભટ્ટ' એમના પુત્ર હરિવંશ 'ભટ્ટજી ભીમપ્રબન્ધ' ના કર્તા છે.

આ ઉપરથી એવું પ્રતીત થાય છે કે કવિવરના દાદા જોધપુર રાજ્ય કર્તાઓના પૌરાણિક હતા. અન્ય સ્થળે એવું પણ લખવામાં આવ્યું છે કે:–

**यात्रा प्रयुक्तो यवनाधिपेन यदात्व श्री यशवन्तसिंहः ।**
**तेनैवसार्द्ध मम पूर्वजोपि-गोविन्ददासो बलरुं जगाम ॥**

અર્થાત્ કે જોધપુરના મહારાજા જશવંતસિંહજીને મોગલ શહેનશાહ ઔરંગઝેબે પઠાણોને મહાત કરવા કાબુલ મોકલેલા હતા તે વખત કવિવરના પૂર્વજ ગોવિન્દદાસજી પણ જશવંતસિંહજીની સાથે ગયા હતા. એટલે કવિવરના પૂર્વજો લાંબી પેઢીથી જોધપુરના રાજ્ય કર્તાઓ સાથે અંગત સંબંધ ધરાવતા હતા તેમજ વિદ્વાન અને શાસ્ત્ર નિપુણ તથા વ્યવહાર કુશળ પણ હતા. કવિવર હરિવંશજી સંસ્કૃતના મહાન કવિ હતા જો કે તેમણે ભીમપ્રબન્ધ લખ્યા છે એ ઉપરાંત તેમના અન્ય પુસ્તકો જાણવામાં નથી છતાં પણ ભીમપ્રબન્ધ એક આકર્ષક બુદ્ધિપ્રધાન ગ્રન્થ છે એમ જણાય છે. તેના ૨૦ સર્ગ છે અને દરેક સર્ગમાં ઉત્તમ પ્રકારની કાવ્ય શૈલી અને જ્ઞાન ભંડાર ભરેલાં છે. કવિવરના વંશમાં હાલ પં. બદરી વીશાલ શર્મા છે અને તે જોધપુરના ઋષિકુલ બ્રહ્મચર્યાશ્રમના સંચાલક છે.

## સ્વ૦ કવિ ભવાનીશંકર નરસિંહરામ.

ગોત્રકૌશીક તે કાણોદરા સનખનપુરા કહેવાય છે. તેમનો જન્મ લીંબડીમાં સં. ૧૯૧૧ ના જ્યેષ્ઠ સુદ ૫ ના રોજ થયો હતો. તેમના પિતાનું નામ નરસિંહરામ, તેમની માતાનું નામ દેવકુંવરબાઇ હતું. કવિ ભવાનીશંકરના વડીલો ભીન્નમાલથી પાટણ, પાટણથી અમદાવાદ, અમદાવાદથી સનખનપુર અને ત્યાંથી ૧૯ મા સૈકાની શરૂઆતમાં લીંબડીમાં રહેવા આવ્યા હોય એમ માની શકાય છે; કારણ કે ત્રવાડી અંબારામ માધવજીના નામની પેઢી સં. ૧૮૫૯ માં ચાલતી હતી. અંબારામને બે પુત્ર હતા. મીઠારામ ને હરિલાલ. મીઠારામના નરસિંહરામ અને નરસિંહરામના ભવાનીશંકર. ત્રવાડી મીઠારામ એ સમયમાં જામનગરમાં સ્થપાયેલા પ્રણામી પંથમાં ભળ્યા હતા તેથી તે ધર્મના સંસ્કાર જન્મથીજ પડ્યા હતા. તેઓ ભક્તિમાં લીન રહેતા હતા અને પ્રણામી પંથના આતથીઓનો સત્કાર કરવામાં ઉદાર રહેતા. તેમણે ૧૬–૧૭ વર્ષની ઉંમરે લગભગ હિંદુસ્થાનના મોટા શહેરો અને તીર્થોમાં પર્યટન કર્યું હતું. તેઓ સ્થળે સ્થળે કથારૂપે ધર્મનો ઉપદેશ સંભળાવતા અને મધુરી વાણીથી લોકોને આકર્ષતા હતા. તેમની મોટી ઉમ્મરે કવિ ભવાનીશંકરનો જન્મ થયો હતો.

કવિ ભવાનીશંકરનું મોસાળ મુજપર હતું. ત્યાં તેઓ તેમની નાની બેન લક્ષ્મી સાથે નાનપણમાં થોડો સમય રહ્યા હતા. કવિની શરૂઆતની કેળવણી ગામડી નિશાળમાં શરૂ થઇ હતી તેઓ આવી નિશાળથી કંટાળતા હતા. ૧૨, ૧૩ વર્ષની ઉમરે લીંમડીમાં નિશાળોની સ્થાપના થઇ ત્યારથી તેમણે તેમાં અભ્યાસ શરૂ કર્યો હતો. કવિતાનો નાદ પણ તેમને આ વખતથી શરૂ થયો હતો. તેઓ પ્રસંગોપાત દોહરા વિગેરે લખતા અને તેથી માસ્તરો તેને કવિ નામથી સંબોધતા. દેશી કારીગરીને ઉત્તેજન આપવા માટે લીંમડીમાં સભા ભરાયેલી ત્યારે કવિએ 'દેશી કારીગરીને ઉત્તેજન' એ નામનો લેખ જુલાઇ ૨, ૧૯૭૬ માં સભામાં કવિયે વાંચ્યો હતો. આ લેખ વિદ્વાન વર્ગમાં વખણાયો અને વર્તમાનપત્રોએ તે પ્રસિદ્ધમાં મુકયો. આથી તેઓ કવિ તરીકે બહાર આવ્યા. આ સમયમાં સ્વ૦ કવીશ્વર દલપતરામ પોતાના કાવ્યપ્રવાહથી પ્રજાને આકર્ષી રહ્યા હતા, તેના તંત્ર નીચે ચાલતું બુદ્ધિપ્રકાશ ભવાનીશંકરના વાંચવામાં આવ્યુ. અને તેથી તેણે તે વાંચવા માંડયું. ગુજરાતી ઉપરાંત અંગ્રેજી ચોથા પાંચમાં ધોરણ સુધી કવિએ લીંબડીમાં

અભ્યાસ કર્યો. વચમાં લીંબડીમાં રહેતા એક મારવાડી જતી પાસે જતા અને કવિતા શીખતા. તેઓ પ્રસંગોપાત યથાશક્તિ કવિતા બનાવતા હતા. સ્વ૦ કરસનદાસ મુલજીનુ અવસાન થતાં કૃષ્ણવિરહની કવિતા કવિએ લખેલી અને તે વિદ્વાનોમાં વખાણયલી. આ કવિતા ચદ્રોદય માસીકમાં છપાયેલી કવીશ્વર દલપતરામે વાંચી અને તેઓએ ખુશ થઇ કવિના પિતાને પત્ર લખી કવિને અમદાવાદ બોલાવ્યા. આ સમયે કવિ ભવાનીશંકર કવીશ્વરના મોટા પુત્ર મોહનલાલ અને કવિ બુલાખીરામ એમની સમાન વયના હોઇ કવીશ્વર પાસે પિંગળશાસ્ત્રનો અભ્યાસ કરતા હતા. આ વખતે કવિના સ્નેહી મંડળમાં સ્વ૦ હરજીવન કુબેરજી જેઓ રૂષિરાજના નામથી ઓળખાયા છે. સ્વ૦ રણછોડલાલ ગલુરામ, સ્વ૦ ગણુપતરામ રાજારામ, સ્વ૦ છોટાલાલ સેવકરામ, સ્વ૦ કાશીશંકર મૂળશંકર, સ્વ૦ શીવલાલ ધનેશ્વર વગેરે કવિશ્વરના શિષ્યો પણ હતા. કવિના લગ્ન સાયલામાં ઓઝા વેલજી જગજીવનની મોટી પુત્રી બાઇ અચરત સાથે સં. ૧૯૩૫ ના જ્યેષ્ટ માસમાં થયા હતા. ઇ. ૧૮૭૫માં ઘોઘાના વતની જમનાદાસ નામના ગૃહસ્થે કવિને મુંબઇ બોલાવવાથી તેઓ પહેલવહેલા મુંબઇ ગયા હતા. ત્યાં એ સમયે સ્વામિ દયાનંદ સરસ્વતિ પોતાની સુધારણાનો ઝુંડો ફરકાવી રહ્યા હતા. તેના સંબંધમાં કવિ આવ્યા. કવિ પ્રથમથીજ સ્વતંત્ર વિચારના અને સ્વતંત્ર હતા. તેમાં સ્વામી દયાનંદના સમાગમથી વધારો થયો ત્યારબાદ કવિ લીંબડી સ્ટેટમાં ખંભાલીયાના મુખી તરીકે નોકરીમાં જોડાયા. કવિએ વિધવાઓના દુઃખો જોઇ 'વિધવા વિલાપ' નામનું પુસ્તક લખેલું હતું ત્યાર પછી સને ૧૮૭૭ માં 'ભવાની કાવ્ય સુધા' નામનું પુસ્તક લખી પ્રસિદ્ધ કર્યું. જ્યારે લીંબડીમાં એડમીનીસ્ટ્રેશન હતું અને મી. શિરગાંકર એડમીનીસ્ટ્રેટર હતા તે વખતે તેમની કૃપા કવિ ઉપર વધારે હતી.

સને ૧૮૭૭ માં લીમડીની ગાદી સ્વ. મહારાજા જસવંતસિંહજીને સોંપાઇ ત્યારે દિવાન સ્વ. મણીભાઈ જસભાઇએ કવિને રાજ્યમાં સારી નોકરી આપવા માંડી. પણ તે તેમણે નહિ સ્વીકારતાં સ્વતંત્ર રહી લખાણોદ્વારા આજીવિકા ચલાવવાનું યોગ્ય ધાર્યું હતું. ઇ. સ. ૧૮૮૦ માં કવિએ સંસાર સુધારાના ચિત્રરૂપે 'કમળા કુમારી' નામની નોવેલ લખી જે લોકોમાં પ્રિયકર થઇ પડી. ઇ. સ. ૧૮૮૨ માં કવિ ભવાનીશંકરે લીમડીમાંથી 'ગુજરાત' માસિક પત્ર શરૂ કર્યું અને તે દ્વારા પોતાના બોધક કાવ્યો અને સુધારક વિચારો પ્રજામાં પ્રસરાવવામાં માંડ્યા. વળી ઇ. સ. ૧૮૮૩ થી 'ત્રિમાસીક ટીકાકાર' એ નામનું પત્ર કવિએ શરૂ

કર્યું. ઇ. સ. ૧૮૮૩ માં 'સોરઠી સોમનાથ' નામે ઐતિહાસીક નવલકથા કવિએ લખી પ્રસિદ્ધ કરી. ઇ. સ. ૧૮૮૬ માં ભાવનગરના જાણીતા નાગર દિવાન સ્વ. ગૌરીશંકર ઉદયશંકરે સંન્યસ્ત લેતાં તે સમયે તેમના જીવનની નોંધ કવિએ માસિકમાં લીધેલી ત્યારથી એ કુંટુબ સાથે કવિને સારો સંબધ બંધાયો. તે અવાર નવાર ભાવનગર જતા અને પોતાની કાવ્ય શક્તિથી પારિતોષીક મેળવતા. જુનાગઢના દિવાન અનંતજી વાસાવડનું જીવન ચરિત્ર પણ લખ્યું છે. તા. ૧૬–૧૨–૮૬ એ આખા હિંદુસ્તાનમાં સ્વ. મહારાણી વિકટોરીઆની જ્યુબીલી ઉજવાયલી તે વખતે લીમડીની સભામાં કવિએ કવીતા ગાઇ હતી. તા. ૧૮–૧૨–૮૬ ના રોજ શ્રીમત ગાયકવાડ સરકાર કાઠીયાવાડમાં પધારતા. લીમડીના સ્ટેશને લીમડી ઠાકોર સાહેબ તરફથી ભવ્ય સમિયાણો ઉભો કરી શ્રીમાન ગાયકવાડ સરકારને માન આપવામાં આવ્યું હતું. આ વખતે દિવાન મણીભાઇ જશભાઈએ કવિને શ્રીમંતની મુલાકાત કરાવી હતી. કવિની કવિતાથી ખુશ થઇ શ્રીમંત સયાજીરાવ મહારાજાએ કવિને પોષાક વિગેરેની ભેટ આપી હતી. ૧૮૮૬ માં કવિએ ' સુદામા ચરિત્ર ' નામનું પંચાકી નાટક પ્રસિદ્ધ કર્યું. ઇ. ૧૮૯૦ માં દિ. બા. મણિભાઇ જશભાઇના આગ્રહથી વડોદરામાં નીકળેલી પ્રાંચીન કાવ્યમાળાની યોજનામાં કવિને દાખલ થવું પડયું હતું. ત્યાં તેમણે સારૂં કામ કર્યું હતું. ઇ. ૧૯૦૧ માં વડોદરા રાજ્યની કન્યા શાળા માટે સરકારની માગણીથી 'ગુજરાતી ગીતાવળી' નામનું પુસ્તક લખી કવિએ પારિતોષિક મેળવ્યું હતું. કવિની જ્ઞાતિ સેવા પણ ઉત્તમ છે. શ્રીમાળી સુભેચ્છકમાં તેમજ શ્રીમાળી અભ્યુદયમાં તેઓ વારંવાર જ્ઞાતિ ઉન્નતીના વિચારશીલ લેખો લખતા. અમદાવાદમાં શ્રીમાળી સુભેચ્છક સભા સ્થપાયેલી તેમાં પણ કવિ માર્ગદર્શક ભાગ લેતા હતા. વઢવાણમાં ઇ. ૧૯૦૩ માં થયેલી જ્ઞાતિ પરિષદ ભરવામાં અને તેને સફળ બનાવવામાં કવિનો ખાસ હાથ હતો. સ્વ. મુળજીભાઇ આશારામે કવિ ભવાનીશંકરની જાહેર કદર કરવા અમદાવાદમાં સર ચીનુભાઇ માધવલાલના અગ્રેસરપણા નીચે બેનીફીટ નાઇટ તથા જાહેરમાનપત્ર તા. ૫–૧૧–૧૧ નારોજ આપ્યા હતા. ઇ. ૧૯૦૩ માં 'કુંવારી કન્યા' નામનું હિંદુ સાંસારીક ચરિત્ર રૂપે કવીયે પુસ્તક પ્રગટ કરેલું તા. ૧૪–૪–૧૯૦૭ માં કવીયે લીમડીના મહારાજા જસવંતસિંહજી દેવલોક થતા 'જશવંત વીયોગ' નામનું પુસ્તક લખેલું છે. 'કરકસર અને ઉદારતા' નો નીબંધ પણ કવીયે લખ્યો છે.

વડોદરાના વિદ્યાધીકારી તરફથી જાહેર થયા મુજબ ગુજરાતી જુનાં ગીતો

નામનું ઇનામી પુસ્તક કવીએ લખી બહાર પાડયું છે. આ ઉપરાંત તેમણે સરદારગઢથી 'સરદાર'ની નવલ કથા પણ લખી છે. કવિને તેમની વિદ્વતાના પ્રમાણમાં કચ્છ ભાવનગર, જુનાગઢ, પોરબંદર, નવાનગર, લીમડી, ધ્રાંગધ્રા, રાજકોટ, નાંદોદ, છોટાઉદેપુર, દેવગઢબારીયા, લુણાવાડા સનેવળા વગેરેના રાજકર્તાઓએ પ્રસંગોપાત સત્કાર કરેલો છે અને મુલાકાતનું માન પણ આપેલું છે. કવિના ધર્મ સંબંધી વિચારો પણ બહુજ સ્વતંત્ર હતા. તેઓ સમાનતા ભર્યા સ્નેહભાવને ઇશ્વર પ્રાપ્તીનો ઉપાય માનતા હતા. તેઓ નીડર સુધારક હતા. સર્વ ધર્મના તત્વોને માનતા હતા. તેમનું અવસાન સં. ૧૯૭૭ ના ચૈત્ર વદી ૧૧ ને મંગળવારના રોજ થયું હતું. તેમના અવસાનની દીલગીરભરી નોંધો ગુજરાત કાઠીયાવાડના વર્તમાન પત્રોએ લીધી હતી. ગુજરાત સાંજવર્તમાન, મુંબઇ સમાચાર ગુજરાતી વીગેરે પત્રના અધીપતીઓ તેમના ખાસ સ્નેહીઓ હતા. પ્રસંગોપાત જાહેર વર્તમાનમાં પણ કવીએ ઘણું લખ્યું છે. તેમની પાછળ બે પુત્ર અને એક પુત્રી તેઓ મુકી ગયા છે.

## સ્વ. કવિ મગનલાલ દલપતરામ.

કવીશ્વર દલપતરામના એ ત્રીજા પુત્ર થાય. એમના જન્મ પછી કવિ ઉપર સટ્ટાના શોખથી આવેલ લેણદેણનું વાદળ વીખાઇ જવા પામ્યું હતું. તેઓ નાનપણમાં ઘણો ભાગ પોતાને મોસાળ ધોળકામાં રહેતા હતા. ધોળકાની તેમજ અમદાવાદની ગામડી નિશાળોમાં તેમનું ગુજરાતી શિક્ષણ શરૂ થયું હતું, પરંતુ ખરી કેળવણી તો સંસ્કારી માતા રેવાબાઇ તરફથી કવિને મળવા પામી હતી. નવ વર્ષની ઉમ્મરે ઉપવીત દીધા બાદ સંવત ૧૯૩૦ માં કવિના લગ્ન અમદાવાદના ખાડીયામાં રહેતા કવીશ્વરની પોળવાળા દવે છગનલાલ અંબારામ જોશીને ત્યાં થયું હતું. તેમની પત્નિનું નામ ચંચળબાઇ છે. તેઓ મૂળથીજ હસમુખા, રમતીયાળ અને બુદ્ધિશાળી હતા. આ વખતે તેમનું મિત્ર મંડળ સારૂં હતું, અને તેમાં તેઓ સર્વને પોતાના ધાર્મિક તથા નીતિમય માર્ગે આનંદ સાથે દોરતા હતા. ગુજરાતી અભ્યાસ પૂરો કરી કવિ હાઇસ્કુલમાં દાખલ થયા હતા. તેમણે યુનિવર્સીટીની પરિક્ષા પસાર કરી હતી; પરંતુ ડોક્ટરી સલાહ પ્રમાણે શારીરિક નબળાઇને લીધે તેઓ કોલેજમાં દાખલ થયા ન હતા. પરંતુ મિત્રો સાથે કાયદાનો ખાનગી અભ્યાસ કરી મુંબઇમાં ઇ. સં. ૧૮૮૧ માં સબોર્ડીનેટ માજીસ્ટ્રેટની પરીક્ષા પસાર કરી. ત્યારબાદ તા. ૨૬-૪-૧૮૮૬ ના રોજ રાજકોટ મુકામે કાઠીયાવાડ એજન્સીની

વકીલાતની પરીક્ષા થઇ હતી તેમાં કવિ બેઠેલા અને ૪૩૪ માર્કથી તા. ૧૦ મી નવંમ્બર ૧૮૮૭ ના રોજ તેમાં પાસ થયા. ત્યારબાદ થોડો વખત વઢવાણ કાંપમાં વકીલાત શરૂ કરી હતી. પણ થોડી મુદત બાદ ઇડર સ્ટેટમાં મેઘરજ થાણાના થાણદારની નોકરીમાં જોડાયા. ત્યાં ઇ. સ. ૧૮૮૭ થી ૮૯ સુધી રહ્યા. ત્યારબાદ તેઓ ભાવનગર સ્ટેટમાં જોડાયા હતા. સ. ૧૯૪૫ થી ૫૭ સુધી જુદે જુદે સ્થળે ન્યાયાધીશની પદવી ઉપર તેઓ રહ્યા હતા. સૌથી પહેલા કુંડલા તાબે ભાવનગરના મદદગાર ફોજદારી ન્યાયધીશની ખાલી પડેલી જગ્યાએ તેમની નીમણુંક થઇ હતી- પરંતુ ટુંક વખતમાં તેઓ કુંડલાના ફોજદારી ન્યાયાધીશ તરીકે નીમાયા હતા જ્યાં થોડો વખત દીવાની ન્યાયાધીશનું કામ પોતાના કામ ઉપરાંત પણ કર્યું હતું. તેમજ તા. ૧૭-૨-૯૧ સુધી મુખ્ય ન્યાયધીશનો એકટીંગ ચાર્જ પણ તેમની પાસે હતો. ન્યાયખાતામાં તેઓએ ઘણુંજ પ્રમાણીકપણાથી કામ કરેલું છે અને તેના દૃષ્ટાંતમાં પ્રોકટર સીમ્સના જાહેરનામાવાળા કેસમાં તેઓએ પ્રોકટર સીમ્સની વિરૂદ્ધ ન્યાયયુક્ત ચુકાદો આપ્યો હતો. તથા તેઓ સ્વામીનારાયણના અનન્ય ભક્ત હતા છતાં એક કેસના અંગે આવેલી ભલામણ ચીઠ્ઠી તેમણે જાહેર કોર્ટમાં વાંચી ફાઇલ કરી યોગ્ય ચુકાદો આપ્યો હતો. આ પ્રમાણે તેઓ કોઇની શીપારસ માનતા ન હતા. સં. ૧૯૪૮ થી ૫૨ સુધી તેઓએ ઉમરાળામાં ન્યાયાધીશ તરીકે કામ કર્યું હતું. ત્યાં પણ તેમણે નીડરતા પુર્વક ન્યાયનું કામ કરવાથી આખા ભાવનગર રાજ્યમાં તેમની પ્રશંશા થવા પામી હતી ઉમરાળામાં હતા એ દરમ્યાન થોડો વખત બોટાદ મહાલના ન્યાયધીશનો ચાર્જ પણ તેમની પાસે રહ્યો હતો.

ફરીને તેમની બદલી મુખ્ય ન્યાયાધીસ તરીકે કુડલામાં થઇ હતી. આ સમયમાં કુંડલામાં ચાલતી દરબારી સંસ્કૃત પાઠશાળાનું અવ્યવસ્થીત કાર્ય તેઓએ શ્રમ લઇ વ્યવસ્થિત બનાવ્યું અને શાળાને આબાદ બનાવી હતી. વિદ્યાર્થીઓના તેઓ પ્રેમી હતા અને આ શાળાના વિદ્યાર્થીઓને તેઓ વારંવાર જમાડતા હતા. તેમજ કુંડલામાં મહાલક્ષ્મી માતાનું મંદીર ન હોવાથી મંદીર બંધાવવામાં તેમજ શ્રી લક્ષ્મીજીની મુર્તી સાથે નારાયણની મુર્તિ પધરાવવામાં તેમણે ખાસ આગળ પડતો ભાગ લીધો હતો સં. ૧૯૫૨ માં મહુવાના મુખ્ય ન્યાયાધીશ તરીકે તેમની બદલી થઇ જ્યાં તેમણે ૧૯૫૭ સુધી કામ કર્યું હતું. કુંડલાની પ્રજાએ તેમને વિદાયગીરીનું સારૂં માન આપ્યું હતું. આ નોકરી દરમ્યાન કવીશ્વર દલપતરામનું અવસાન થયું હતું એટલે એમના કુટુંબમાં કવિશ્રીને સંભાળ

રાખવાની જવાબદારી વધી હતી. ભાવનગરમાં કેશવાણી તથા ઘોલાણીના કુટુંબનો જે દોઢસો વર્ષથી કજીઓ ચાલતો આવતો હતો તે કવિએ મહુવાના રહીશ મહાશંકરના પિતાશ્રીના દેશતેડા વખતે શ્રમ લઇ દુર કરાવ્યો હતો. આથી કવિનું માન જ્ઞાતિમાં વધવા પામ્યું હતું. સં. ૧૯૫૬ ના દુષ્કાળ સમયે તેમણે જાહેરફંડ ખોલી નાતને અનાજ વિગેરે આપવામાં સતત પ્રયત્ન કરેલો હતો. આ સમયથીજ તેમની તબીયત બગડી હતી અને છેવટે તેઓની બદલી ભાવનગર થઇ હતી. પરંતુ તબીયત સારી નહોવાથી તેઓ અમદાવાદ ગયા હતા જ્યાં સં. ૧૯૫૭ ના ભાદરવા શુદ નોમના રોજ સ્વર્ગવાસી થયા હતા. તેમના માનમાં ભાવનગર સ્ટેટમાં એક દીવસ બધી કોર્ટો બંધ રાખવામાં આવી હતી. તેમની સંતોષકારક નોકરીની કદરમાં કવિશ્રીના પુત્ર દશરથલાલને ભાવનગરના મહારાજા ભાવસીંહજીએ રૂા. ૧૫ ની માસીક સ્કોલરશીપ બાંધી આપી હતી. કવિશ્રીએ પોતાનું જીવન એક અનુકરણીય ચારિત્ર્યવાન તરીકે વિતાવ્યું હતું. તેઓ જેમ ન્યાયમાં પ્રમાણીક તેમ સામાજીક સેવામાં દયાળુ પણ હતા. જ્યાં જ્યાં જતા ત્યાં ગરીબ દુઃખી વિધવાઓને અન્નવસ્ત્ર આપતા તેમજ વિદ્યાર્થીઓને પણ બનતી મદદ આપતા. આથી લોકોમાં તેમનો આદર વધતો હતો. જ્ઞાતી પ્રેમ પણ તેમનો સારો હતો. તેઓ છુટક છુટક કવિતાઓ (પ્રસંગોપાત) લખતા. શ્રીમાળી શુભેચ્છકમાં પણ વખતો વખત લખતા હતા. સ્વામી નારાયણ સંપ્રદાયના આચાર્યોના સંબંધમાં વારંવાર આવતા અને સમૈયામાં ભાગ લેતા હતા. તેઓ ધર્મ અને નિત્યનીયમમાં શ્રદ્ધાળુ હતા. તેમને દશરથલાલ નામે એક પુત્ર અને યશલક્ષ્મી, ચંદ્રમણી, ઇન્દ્રમણી અને ભાનુમતિ નામે પુત્રીઓ છે. તેમણે નોકરી ઉપર લાગ્યા પછી પિતાશ્રીની ઇચ્છાને આધીન થઇ અમદાવાદમાં બંધાવેલું મકાન તેમજ પિતાની મીલકત ઉપરનો પોતાનો હક પોતાના નાના ભાઇઓના લાભાર્થે તદ્દન છોડી દીધો હતો અને આપ કમાઇ ઉપરજ આગળ વધ્યા હતા. તેમણે પોતાનું સ્વતંત્ર મકાન અમદાવાદમાં સ્વામીનારાયણના મંદીર પાસે બંધાવેલું છે જ્યાં તેમનું કુટુંબ હાલ રહે છે.

## સ્વર્ગસ્થ ત્રીભુવન પ્રેમશંકર કવિ. (મસ્ત)

કવિ ત્રિભુવન પ્રેમશંકરનો જન્મ સં. ૧૯૨૧ ના આસો સુદ ૪ના રોજ કાઠિયાવાડના કાશ્મીર ગણાતા મહુવા ગામમાં થયેલો હતો. તેઓ નાનપણથી સ્વતંત્ર વિચારના રમતિયાળ, સાહસિક અને રઝળવાની

ટેવવાળા હતા. આવા મગજની વ્યક્તિ નિશાળમાં જઇને શું શીખવાની હતી? આથી નિશાળમાં પ્રેમથી ભણી શકયા નહિ. જાય નિશાળે પણ રખડે મન ફાવે ત્યાં. આજ અરસામાં લગભગ ૯ વર્ષના વયે તેમના પિતાનો દેહાંત થયો. પિતાની આર્થિક સ્થિતિ બહુજ નબળી હતી. માંડ માંડ ઘરનો નિભાવ ચાલતો; વખતે વિદ્યાર્થીઓની પેઠે મધુકરી પણ કરવી પડતી, આમ છતાં કુટુંબ કુળવાન હોઇ કવિ બાળલગ્નમાં બાળપણથીજ સપડાયેલા. માતાજી આગ્રહ કરી નિશાળે મુકી આવતાં ત્યારે તે જતા. એક દિવસ મહેતાજીના મારના ભયે કવિ બહારગામ નાશી ગયા. ત્રીજે દિવસે પાછા આવ્યા અને માતાજીએ સાંત્વન આપ્યું. આ રીતે કવિ માંડ માંડ ગુજરાતી ચાર ચોપડીઓ ભણ્યા. અંગ્રેજીમાં દાખલ થયા. પહેલી ચોપડી પ્રેમથી પસાર કરી પણ બીજી ચોપડીએ કાયમને માટે નિશાળ છોડાવી.

કવિના ઘરની નજીકમાં કાશિ વિશ્વનાથ મઠ હતો. ત્યાંના યુવાન છતા કાવ્યરસિક અને ધર્મજ્ઞાની મહારાજની પાસે કવિ ઘણો વખત મ્હાલતા. કવિતા લખવાની શરૂઆત ત્યાંથીજ થયેલી. એમની કવિતા અને ભાષાજ્ઞાન નિશાળની વગર કેળવણીએ આગળ વધ્યું. મઠમા વંચાતાં રામાયણાદિ બોધક પુસ્તકો અને ભજન મંડળિયોના ભજનોથી કવિના પૂર્વ સંસ્કાર વધારે સંસ્કૃત બન્યા, હૃદય વિકસ્યું અને ભાવમય કાવ્યો લખાવા માંડયા. કવિયે રાજા રજવાડામાં જવાની શરૂઆત કરી. પ્રથમ પાલીતાણાના ઠાકોર સુરસિંહજીને મળ્યા અને સારી શિખ મેળવી.

મહુવા નજીકના એક ગામે ગામઠી નિશાળ કાઢી જ્યાં રોજનું સિધું અને આંકે પાવલું વિદ્યાર્થી દીઠ મળતું. પણ આ ધંધો લાંબો વખત ન નભ્યો. એક માણસે પોતાના છોકરાને ભણાવ્યાના પૈસા ન આપ્યાથી કવિયે ગામ ભેગું કર્યું અને પેલા માણસને સંભળાવ્યું કેઃ—

કાંતો જા કાશીએ, કાંતો જા કેદારઃ
પણ દેખાડમાં દેદાર મુળખોદણરે મુળીયા

આ પ્રકરણની સાથે કવિનું મહેતાજી તરીકેનું પ્રકરણ પણ બંધ થયું. કવિ પાછા મહુવે આવ્યા. અને ભાવનગરના તખ્તસિંહજી મહારાજાને માર્ગમાં મળ્યા; મુલાકાત લીધી, રીઝવ્યા અને દિવાન સાહેબ ઉપર શાલ પાઘડીની ચિઠી મેળવી. કવિનો કવિ તરીકેનો સિતારો આગળ વધ્યો. આ અરસામાં કવિનાં પ્રથમ વખતના પ્રેમાળ સ્ત્રીનું મર્ણ

થયું. કવિના હૃદય ઉપર આઘાત થયો. કવિની કવિત્વમસ્તિ પ્રેમમસ્તિમાં ફેરવાઇ. પત્નિ પાછળ વિષપ્રયોગે પ્રાણ અર્પવા કવિ તૈયાર થયા. વૃદ્ધ માતા મુંઝાઇ. મઠના મહારાજે કવિને વશ કરી આજ્ઞાધારક બનાવ્યા. કવિ મઠમાં ગયા ત્યારે મહારાજ ક્રોધ લઇ કવિ સામે ઉભા અને ક્રોધથી બોલ્યા;—

મરવું તો ડરવું નહિ કરવું કોશે કામ,
નવ ખંડ રહેશે નામ ટપ દઇ તારૂં તિભલા

કવિ અજીર્ણ ખાવાનું ભૂલી ગયા. પત્નીનો શોક વિસારે પડયો અને માતાજીની આજ્ઞામાં રહેવા લાગ્યા. કવિયે કમાવાના માટે પાછી મહેતાજીની નોકરી સ્વીકારી. પ્રથમ કન્યાશાળામાં રૂા. ૧)થી અને પછી તાલુકા સ્કુલમાં રૂા. ૧ાા)થી દાખલ થયા. પણ એ નફટ નોકરીને કવિએ લાંબો વખત ન ચલાવી. કેટલાક મિત્રોની સલાહથી રૂના કારખાનામાં તોળાટની નોકરી સ્વીકારી. તે પણ લાંબો વખત ન ચાલી. કવિયે હુપાઇ વાડીમાં બેસી લખવાનું કામ શરૂ કર્યું. વાડીવાળો પ્રેમી હતો. તેણે વેલ વાળો માંડવો બાંધી આપી વચમાં ઝુલો લટકાવી કવિની કાવ્યવેલીને વિકસાવવાનું સાધન પુરૂં પાડયું. કવિએ તેને આશિર્વાદ આપ્યો:—

ઉરમીને ઉથલાવીને, વાયાં બીયાં વીર;
ખાંતે ખાજે ખાજાં ને ખીર
જા ખળુ પાકશે ખીમલા

આ અરસામાં કોલેજ બંધ થતાં જીવણરામ દવે ( જટિલ ) ફુલચંદ ભવાન, વીરચંદ રાઘવજી, મણિશંકર રતનજી ભટ્ટ વગેરે મિત્રો આવતા અને સાંજના સમયે માળાણમાં બેસી વાર્તાલાપ કરતા. કવિ તેમાં મળ્યા. મિત્રમંડળ સ્થપાયું. ભગવાન દુર્લભ પારેખના આશ્વાસનથી કવિનું ગાડું ગડબડવા લાગ્યું. આખર એ યુવાન સહાયકનું અવસાન થતાં કવિના જીવન વેલા ઉપર અણધાર્યો આઘાત થયો.

અમરેલી જતાં હરિભાઇ હર્ષદલાલને કવિનો મેળાપ થયો: તેમની ચિઠ્ઠી લઇ કવિ વડોદરે ગયા. તેમની કાવ્ય કળાથી ત્યાંના દિવાન મણિભાઇ જશભાઈ પ્રસન્ન થયા. ભાષા ઉત્કૃષ્ટ બનાવવા ૧૨ાા રૂપીયાની શિષ્યવૃત્તિ આપી પુસ્તકોનું વાંચન વધારવા ભલામણ થઇ. છ માસ સુધી કવિ પોતાના મિત્ર જટિલ પાસે રહ્યા અને ઉપયોગી પુસ્તકો તપાસી લીધાં. સૌંદર્ય પણ અવલોક્યું પરંતુ વખતસર પગાર ન મળવાથી કવિ ભાવનગર જઇ બેઠા.

વળી હરિલાલભાઇએ ત્યાં લલ્લુભાઇ સાહેબને લખવાથી તેમણે કામમાં કવિને સોનગઢ મોકલ્યા. આ વખતે છગનલાલ ઘેલાભાઇનો મેળાપ થયો. ઉનાળાની રજામાં કવિના મિત્રો જટિલ, ફુલચંદ કવિના મેમાન થયા. ચંદ્રિકાને ઉદ્દેશીને લખેલું કાવ્ય કવિયે મિત્રોને વંચાવ્યું. મિત્રોએ તેને કીટસની તુલનામાં મુકી પુરૂં કરવા સુચવ્યું. એજ ભવિષ્યમાં "વિભાવરી સ્વપ્ન" રૂપે પ્રસિદ્ધિ પામ્યું. આ કામથીએ કવિ કંટાળ્યા. કુંડલે જટિલ પાસે જતાં લાઠીમાં રાતવાસો રહેતાં અંબાશંકર શુકલની ભલામણથી લાઠીના કાવ્ય રસિક ઠાકોર સુરસિંહજી (કલાપી)ની મુલાકાત થઇ, "વિભાવરી સ્વપ્ન" વંચાવ્યું, કલાપી રીઝયા, કવિને રોકવા આગ્રહ કર્યો; પણ કવિતો જટિલ પાસે ચાલી નીકળ્યા

કવિ પોતાની મુસાફરી ચાલીનેજ કરતા. તેઓ શરીરે કદાવર, મસ્ત અને મજબુત હતા. કવિ ભાવનગર આવ્યા કાંરણ કે તેમનાં બીજીવારનાં લગ્ન ભાવનગરજ થયેલાં હતાં. હરિપ્રસાદ દેસાઇની ઉદાર સ્હાયતાએ અને લક્ષ્મીભાઇ જેવા મિત્રોની સ્હાનુભૂતિએ "વિભાવરી સ્વપ્ન" બહાર પડયું જેને મણિલાલ નભુભાઇ, રમણભાઇ મહીપતરામ જેવા વિદ્વાન સાક્ષરોએ વખાણ્યું. કલાપિના રાજ્યાસન મહોત્સવ પ્રસંગે કવિ લાઠી ગયા. ઠાકોર સાહેબે સત્કારમાં માસિક રૂ. ૧૦) નું પેન્સન બાંધી આપ્યું. ભલા ઠાકોરની ભલપણથી ભાવનગરના ભાવસિંહજીએ માસિક રૂ. ૧૦] તથા વડીઆના બાવાવાળાએ માસિક રૂ ૧૫] ના પેન્સનો બાંધી આપ્યાં. કવિની સંસાર નૌકા કાંઇક સ્થિર થવા પામી. કાવ્ય શક્તિ ખીલી. હવે કવિ ઘણો ભાગ લાઠી રહેતા. કલાપી સાથે મહાબલેશ્વર અને માથે રાન રહી સૃષ્ટિ સૌંદર્ય નિહાળવા પામ્યા, કાવ્ય લખવાની ઝડપ વધી, કવિ કલાપિની સહાયથી કવી માતુશ્રી સાથે જાત્રાયે ગયા. પાછળ કલાપી કવિએ દિવ્યભૂમિની કુચ કરી. કવિના જીવનમાં આ અસહ્ય બીજો આઘાત થયો. "કલાપિનો વિરહ" લખાયો અને છપાયો. કલાપિ પ્રત્યેનું કેટલુંક રૂણ અદા કર્યું. યુરોપના મહાયુદ્ધ પ્રસંગે મહારાજા ભાવસિંહજીએ કવિને બોલાવી યુદ્ધ પ્રસંગનું મહાકાવ્ય લખવા સૂચન કર્યું. રાજ્યનું પેન્શન ખાનાર સ્વતંત્ર મગજના કવિએ મહારાજાને જવાબ આપ્યો, "મારી પાસે ટંકશાળનું યંત્ર નથી કે ટણુણુ ટણુણુ કરીને રૂપિયા બ્હાર કાઢું. એતો પ્રભુનો ઉભરો વહે ને કવિતાનો પ્રવાહ ચાલે. મારાથી તે નહીં બને."

કવિ ઘેર આવ્યા. કવિશ્રી નાનાલાલના પ્રયત્નથી "કલાપિ વિરહ" ની છપાઇ રાજકોટ ઠાકોર સાહેબે આપી રૂ. ૧૦] પેન્શન શરૂ કરેલું. લીંબડી

ઠાકોર સાહેબ પણ વર્ષો વર્ષ કવિને નિવાજતા. આથી કવિનો ઉત્તરાવસ્થાનો ઘર સંસાર સારી રીતે નભતો. ઇશ્વર ભજનમાં કવિ આરૂઢ બનતા ગયા તેમ ભજનોની ધુનો પણ રચતા ગયા.

કવિ રાજકોટમાં પેન્શન લેવા ગયેલા, ત્યાંજ ઠાકોર સાહેબને મળી પાછા ઉતારે આવતાંજ અણધાર્યું હૃદય બંધ પડી જવાથી સ્વર્ગારોહણ કર્યું. સંવત ૧૯૮૨ના અશાઢ શુદ પૂર્ણિમાને દિવસે આ કવિઆત્મા ચંદ્રિકાને સંબોધનાર ચંદ્રિકાના શિતળ તેજમાં આજી નદીની વેળુમાં પંચમહાભૂતો માં સમાયો.

મસ્તનું ઉપનામ પામેલા કવિ ખરેખર મસ્તજ હતા. કફની જેવો લાંબો ઝભ્ભો, લાંબી ટોપી અને હાથમાં રહેલો જાડો ડંડો નજરે જોનારને મસ્તિ સૂચકજ લાગતા. જેમને ઇશ્વર સિવાય કોઇની દરકાર નહોતી, તેમની કાવ્ય પ્રવાહિકા વિસ્તૃત નહોતી તો પણ "વિભાવરી સ્વપ્ન" અને "કલાપી વિરહ" કવિને અમરત્વ અપાવે છે. જટિલ અને કાન્ત તથા કલાપિ એ કવિના ખાસ મિત્રો હતા. આપણી જ્ઞાતિનો આ કાવ્યદીપક ઓચીંતો બુઝાઇ ગયો છે. વીસમી સદીમાં જ્ઞાતિનું એ ગૌરવ વધારી ગયો છે.

## સ્વ. કવિ કેશવલાલ ત્રીભુવન કુંડલાકર

આ કવિનું અવસાન યુવાનવયે થયું છે. તેનો જન્મ કુંડલામાં થયો હતો. તેમણે સામાન્ય કેળવણી લીધી હતી. પરંતુ સંસ્કૃતનું જ્ઞાન વધવાથી તથા ભક્તિમાર્ગમાં પ્રેમ થવાથી તેમણે પોતાનું નીવાસસ્થાન ડાકોર બનાવ્યું હતું. શ્રી રણછોડરાયજીના તે પરમભક્ત હતા. કથા કરતા તેમજ ભકિત-માર્ગના કાવ્યો પણ લખતા હતા. શરૂઆતમાં મુંબઇ રહેલ તે અરસામાં એક નોવેલ પણ તેમણે બહાર પાડી હતી. ત્યારબાદ રણછોડરાયના સ્તુતિ કાવ્યો લખતા અને નાના પુસ્તકાકારમાં છપાવતા. તેઓ કાશી, હરદ્વાર વિગેરેની યાત્રાએ ગએલા, ત્યાંથી મંદવાડ લાગુ પડેલો. તુરતજ ડાકોર આવ્યા બાદ શ્રી રણછોડરાયના દર્શન કરી તેમણે પ્રાણ ત્યાગ્યા હતા. તેમનાં વૃદ્ધ પિતા, યુવાન વિધવા અને કુટુંબ ઉપર આથી મોટી આફત આવી પડી હતી.

## સ્વ. કવિ પ્રાણશંકર છગનલાલ.

આ કવિનો જન્મ ગઢડામાં થયો હતો. તે ભૂપ કુટુંબના હતા, ભાવનગરના જાણીતા ત્રવાડી શીવશંકર ગોવિંદરામની મોટી પુત્રીવેરે પરણ્યા હતા.

અભ્યાસ સામાન્ય હતો. શરૂઆતમાં ભાવનગરના દરબારી છાપખાનામાં તેઓ નોકરી કરતા હતા. પાછળથી મુંબઈ ગયા હતા. ત્યાં તેમનું સ્નેહિમંડળ ગીરજ્યાશંકર ભગવાનજી, સ્વ. વનરાવન લલ્લુભાઇ વિગેરે સારૂં હતું. નાનપણથી કવિતા કરવાનો શોખ હતો. સ્વામિનારાયણ સંપ્રદાયના કવિ હોવાથી શ્રી સહજાનંદ ભગવાનની સ્તુતીની નાની ચોપડી તેમણે છપાવી હતી. મુંબઇ ગયા પછી પ્રસંગોપાત કવિતાઓ લખતા. તેમણે નાટકો પણ લખેલાં છે જેમાં "રતિસુંદરી" નું નાટક પાલીતાણા ભક્તિ પ્રદર્શક નાટક મંડળીએ અને "હરિશ્ચંદ્ર" મુંબઇમાં ઉભીથએલી એક પારસી કંપનીએ ભજવ્યું હતું. કવિનું અવસાન ભરયુવાનવયે થયું છે. કવિ જો વધુ જીવ્યા હોત તો નાટકોની સારી પ્રસાદી જનસમાજને આપત એવી આગાહી તેમનાં બહાર પડેલાં નાટકો ઉપરથી રાખી શકાય છે.

## સ્વર્ગસ્થ વૈદ્યરાજ જટાશંકર લીલાધર ત્રિવેદી.

એમનો જન્મ ધ્રોળમાં સંવત ૧૯૧૫ ના ચૈત્ર સુદ ૩ ના રોજ થએલો હતો. તેમણે ગુજરાતી કેળવણી લીધા બાદ જામનગરની હાઇસ્કુલમાં મેટ્રીક સુધીનો અભ્યાસ કર્યો હતો. એ સમયે કેળવણીનો અભાવ હતો તેમજ સાધનોની અનુકુળતા વગર અંગ્રેજી કેળવણી મેળવવી મુશ્કેલ હતી, આવા સમયમાં તેમણે અનેક પ્રકારનાં સંકટો વેઠી કેળવણીમાં આગળ ધપાવ્યું હતું. મેટ્રીક થયા બાદ જુદા જુદા સ્થળોએ શિક્ષક તરીકે નોકરી કરી હાલાર પ્રાંતના ડેપ્યુટી ઇન્સ્પેકટરની ઓફીસમાં કારકુન તરીકે જોડાયા હતા. આ અરસામાં અમદાવાદમાં સ્વ. કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ ગુર્જર સાહિત્યનો વિકાસ જુદી જુદી પ્રવૃત્તિથી કરી રહેલા હતા. તેની સૂચના અને સહાયતાથી જટાશંકરભાઇએ શ્રીમાન્ કેશવજી વિશ્વનાથની સાથે મળી જામનગરમાં "શ્રીમાળી શુભેચ્છક સભા"ની સ્થાપના કરી હતી અને જ્ઞાતિ ઉન્નતિના વિષયોની ચર્ચા કરવા માંડી હતી. આ સભાને અંગે તેમણે જ્ઞાતિ સંબંધી વિષયો ચર્ચવા સારૂ " શ્રીમાળી શુભેચ્છક " માસિકની શરૂઆત કરી હતી. આ સમયથીજ તેમણે જ્ઞાતિમાં કેળવણીની પ્રગતિ થાય એવા હેતુથી એક છાત્રાલય ખોલવા ઇચ્છા રાખી હતી. જો કે જ્ઞાતિ હિત ચિંતક સ્વ. કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઇ તથા સ્વ. બાવાભાઇ મીઠારામ ઓઝાએ જ્ઞાતિના કારણે રૂ. ૫૦૦ આપવાની પહેલ કરી હતી, પરંતુ અન્ય સહાય નહિં મળવાથી એ સમયની તેમની મુરાદ બર આવી શકી



સ્વ૦ બ્રહ્મનિષ્ઠ ગુરૂશ્રી વિશ્વનાથજી મહારાજ.

[ પૃષ્ઠ ૫૫



સ્વ૦ ડાહ્યાભાઇ દેવશંકર ત્રિવેદી.

[ પૃષ્ઠ. ૫૪

નહોતી, તેમ તેમણે શરૂ કરેલું. માસિક પણ નવ વર્ષ ચાલી બંધ થયું હતું. જેનો પુનરોદ્ધાર તેમના ભત્રિજા શ્રીમાન ત્ર્યંબકલાલ શિવશંકર ત્રિવેદી એમ. એ. એ તેમની સહાનુભૂતિથી આજ ૯ વર્ષ થયાં કરેલો છે.

વૈદરાજે આ સમય દરમિયાન જામનગરમાં રહી વિશ્વ વિખ્યાત સ્વર્ગસ્થ આયુર્વેદાચાર્ય ઝંડુભટ્ટજી પાંસે રહી વૈદકનો અભ્યાસ કર્યો હતો. તેને પરિણામે ત્યાંની નોકરીનું રાજીનામું આપી ઇ. સ. ૧૮૯૨ માં અમદાવાદ આવી દવાખાનું તથા "ગુજરાત આયુર્વેદિક ફાર્મસી" સ્થાપ્યાં, કેળવણીમય જીવન આરોગ્યમય બન્યું. આ ધંધો શરૂ કરવામાં તેમણે ફક્ત પૈસા કમાવાનો ઉદ્દેશ રાખ્યો નહોતો પણ ફક્ત આયુર્વેદનો પ્રચાર ઘેર ઘેર થાય અને પ્રજા આપ મેળે સામાન્ય રોગોના ઉપચારો કરી શકે અને પોતાનું શારીરિક જીવન સબળ બનાવે એ મુખ્ય ઉદ્દેશ હતો. આ ઉદ્દેશને વિકસાવવા તેમણે મહાન પરિશ્રમ કરેલો છે. ગુજરાતી તથા હિંદી ભાષામાં "વૈદ્યકલ્પતરૂ" નામનું માસિક શરૂ કર્યું હતું જે હજીપણ ચાલે છે. આ ઉપરાંત તેમણે "ઘરવૈદું," "સારી સંતતિ,"યુવાવસ્થાનો શિક્ષક "ધાત્રી શિક્ષા" વગેરે વૈદક વિદ્યાના સરલ અને સાદી ભાષામાં જ્ઞાનપ્રદ પુસ્તકો લખી છપાવ્યાં છે જેનો બહોળો ફેલાવો થએલો છે. વૈદ્યરાજની કલમ સાદી છતાં પ્રખર અને અસરકારક હતી અને તેમના લેખો લોકો આનંદથી વાંચતા તેમની કલમ આજ પણ લોકો યાદ કરે છે. તેઓ નિખિલ ભારત વર્ષીય વૈદ્ય સભાના સભ્ય હતા અને તેમને વૈદ્યક જ્ઞાનની નિપુણતાથી "વૈદ્ય પંચાનન" નો ઇલકાબ મળ્યો હતો. તેઓ વૈદ્ય સંમેલનમાં વારંવાર આગળ પડતો ભાગ લેતા હતા અને અન્ય વૈદ્યો પણ તેમના વૈદ્યક વિદ્યાના પ્રભાવની તારીફ કરતા હતા. વૈદક અને ડોકટરી બંને લાભની નવી ઢબથી દવાઓ તૈયાર કરવાને તેમણે સાબરમતિ કાંઠે પાલડીમાં કારખાનું, આરોગ્યભુવન, બગીચો વિગેરે બનાવી ત્યાંજ નિવાસ કર્યા હતો.

જ્ઞાતિ ઉન્નતિ તરફ વૈદ્યરાજની લાગણી પણ અપૂર્વ હતી. પોતાના સામાજીક જીવનની શરૂઆતથી તેઓ જ્ઞાતિ ઉન્નતિના માર્ગો વિચારી તેને પ્રગતિમાન બનાવવા વિચારી રહ્યા હતા. ઇ. સ. ૧૯૦૩ માં વઢવાણમાં તેમજ ૧૯૦૪ માં જામનગરમાં મળેલી જ્ઞાતિ પરિષદ તેમની મહેનતનું ફળ છે. અમદાવાદ છાત્રાલય પણ તેમને આભારી છે, તેમની ઇચ્છા એવી હતી કે મોટી રકમનું ફંડ કરી મફત છાત્રાલય બનાવી જ્ઞાતિના

બાળકોને કેળવવા. જોકે ઉત્તરાવસ્થાની તેમની લથડતી તબીયત અને અણુ-ધાર્યા અવસાનથી આ ઇચ્છા પાર પડી શકી નથી. તેમાં તેમનો સુક્ષ્મ અંતરાત્મા તેમની ઇચ્છા પૂર્ણ થયેલી જોવાને ઝંખી રહ્યા હશે. તેઓ વ્ય-વહાર કુશળ પણ હતા. જ્ઞાતિમાં તેમનું સારૂં માન હતું. સરકારી અમલદારોના અને શ્રીમંતોના તે પ્રેમપાત્ર હતા. તેમનું જીવન સાદું, પ્રેમાળ, અને ધાર્મિક હતું. તેમની સૂચના અને સલાહ ડહાપણભરેલાં હતાં. તેમનું અવસાન સંવત ૧૯૭૭ ના વૈશાખ સુદ ૧૧ ની પુણ્ય તીથીએ થયું હતું. તેમને ત્રણ પુત્રો અને બહોળું કુટુમ્બ છે. શ્રીમાન્ રવિશંકર તેમના પિતાના ધંધાને આગળ ધપાવી રહેલા છે. અને બીજા પુત્ર રા. રતિલાલ તેમને સહાયભૂત હોવા સાથે પોતાની સંસાર ઉપરની ઉદાસીન વૃત્તિથી એક મસ્ત ફકીર તરીકે પોતાનું જીવન આકર્ષક બનાવી રહ્યા છે. રા. રવિશંકર અમદાવાદ છાત્રાલયના એક ટ્રસ્ટી છે અને તેમના પિતાશ્રીનો ફાળો પ્રસંગોપાત આપી રહ્યા છે. વૈદરાજની "Oil Painting" છબી અમદાવાદ છાત્રાલયના મકાનમાં ખુલ્લી મૂકવામાં આવી છે. તથા તેમના સુપુત્રોએ તેમના સ્મારક નિમિત્તે રૂ. ૨૫૦૦) ની રકમ સખાવત તરીકે જાહેર કરેલી છે. વૈદ્યરાજનું જીવન અન્ય જ્ઞાતિબંધુઓને આકર્ષક અને અનુકરણીય છે. મનુષ્ય જાતમહેનત, અને ખંતથી કેવી રીતે આગળ વધી શકે છે તેનું દૃષ્ટાંત વૈદ્યરાજ પોતાના જીવનમાં બતાવી આપે છે.

## સ્વર્ગસ્થ શાસ્ત્રી તુળજાશંકર નરભેશંકર.

એમનો જન્મ જામનગરમાં સંવત ૧૯૪૦ ના આશ્વિન સુદ ૩ ગુરૂ-વારના રોજ થયો હતો. તેમણે ગુજરાતી કેળવણી ઉપરાંત સંસ્કૃતનો સારો અભ્યાસ કર્યો હતો. જામનગરમાં તેઓ એક પ્રભાવશાળી વિદ્વાન ગણાતા હતા. જાણીતા મહામહોપાધ્યાય શાસ્ત્રીજી શ્રી. હાથીભાઇના તેઓ પટ્ટ શિષ્ય હતા. રાજ્ય દરબારમાં પણ તેમનું સારૂં માન હતું. નામદાર જામ સાહેબનો તેમના ઉપર અતુલ પ્રેમ હતો. તેઓ જામનગરના દરબારી સંસ્કૃત પાઠશાળાના અધ્યાપક હતા. તેમણે જામ સાહેબની સૂચના અને આશ્રયથી અગ્નિહોત્ર પણ લીધો હતો. જાહેર યજ્ઞયાગ અને યજ્ઞ ધર્મકાર્યમાં તેઓ મુખ્ય પુરૂષ તરીકે ભાગ લેતા હતા. તેમનું અવસાન સંવત ૧૯૭૭ ના અધિક શ્રાવણ સુદ ૧૪ ગુરૂવારના થએલું છે, તેઓ ત્રણ વખત પરણ્યા હતા પણ કાંઇ સંતતિ થઈ નહોતી.

## ૩૩

## સ્વ. પંડિત હરકરણજી.

તેઓ પીપળાદ ગામના વતની હતા. પ્રથમ કીશનગઢ રાજ્યમાં નાજરની નોકરી ઉપર નીમાયા હતા, પરંતુ જોધપુરના મહારાજા માનસિંહજીના સમયમાં તેઓ જોધપુર આવી વસ્યા હતા અને નાજરની જગ્યા મેળવી માનાસંહજીની સારી પ્રીતિ સપાંદન કરી હતી. સંવત ૧૯૦૦ માં જ્યારે મહારાજા માનસિંહજી દેવલોક પામ્યા ત્યારે બાળ મહારાજા તખ્તસિંહજીને અહમદનગરથી તેડવા માટે પંડિત હરકરણજીને મોકલવામાં આવ્યા હતા એટલુંજ નહિં પરંતુ તખ્તસિંહજી રાજ્યગાદી ઉપર બેઠા પછી લગભગ ૨૨ વર્ષ સુધી પંડિત હરકરણજીએ જોધપુરનો કાર્યભાર માનપ્રદ રીતે ચલાવ્યો હતો. રાજ્યમાં જેમ તેમનું સારૂં માન હતું તેમ પ્રજામાં પણ તે પ્રીતિ પાત્ર હતા. એમનું અવસાન સંવત ૧૯૩૦ ના સમયમાં થએલું ગણાય છે. તેમને કાંઇપણ સંતાન નહોતું. તેમની ગાદીએ પં. શામલાલજી દવે વકીલ આવેલ છે.

## સ્વ. ત્રવાડી નંદકેશ્વર વલ્લભ.

શ્રીમાળી જ્ઞાતિમાં તેમજ ધોળકામાં સ્વ. ત્રવાડી નંદકેશ્વર વલ્લભનું નામ વધારે જાણીતું છે. તેઓ મૂળ અમદાવાદ રહેતા હતા એમ કહેવાય છે. પરંતુ અમદાવાદની પાદશાહી રાજ્યવ્યવસ્થાની અંધાધુંધીમાં તેઓ ધોળકે જઇ વસેલા. તેઓ નવ લાખ ઉપરની આસામી કહેવાતા હતા. તેઓ સંવત ૧૮૦૦ થી ૧૮૬૦ સુધીમાં થઇ ગયા કહેવાય છે. તેઓનો નિર્વંશ ગયેલો હોવાથી તેમના જીવન સંબંધી જાણવા જોગ માહીતી મળી શકતી નથી., તો પણ જેટલી હકીકત મળી શકી છે તે ઉપરથી જણાય છે કે તેઓ હિમતબાજ જ્ઞાતિ હિતેચ્છુ અને ધર્મવૃત્તિવાળા હતા. તેઓ શરાફીનો તેમજ ગામો ઇજારે રાખવાનો ધંધો કરતા હતા. તેમણે પોતાની કમાઇનો ઘણે ભાગે સદપયોગ કરેલો છે. ધોળકામાં બ્રાહ્મણપીઠમાં હાલ પણ જોવામાં આવતું. ભવ્ય કુબેરજીનું શીવાલય છે તે તેમણે બંધાવેલું છે. શિવાલયની અંદર લેખ કોતરાવેલો છે. તે ઉપરથી જણાય છે કે સંવત ૧૮૫૬ માં આ દહેરૂં બંધાવેલું છે. આ ઉપરાંત ત્રવાડીની વાડી પણ તેમણે બંધાવેલી છે; સૌથી પહેલાં દેશતેડું એમણે બાંધેલું કહેવાય છે. કારણ કે એમણે દેશતેડું કરી સોનાનું પૂતળીયું તે વખતે ચાલતો સોનાનો સિક્કો દક્ષિણામાં આપ્યું હતું. એ પહેલાં કોઇ પણ દેશતેડું થયું હોય

૫

એવું જાણવામાં આવ્યું નથી. એમના પુત્ર ભગવાનજીને એમના સમકાલિન શ્રીમંત ગૃહસ્થ સ્વ. ત્રવાડી નારણજી ડોશાની પુત્રી માનબા વેરે પરણાવ્યા હતા. એટલે આ બંને શ્રીમંત કુટુંબો વેવાઇના સંબંધથી જોડાયાં હતાં.

એમ પણ કહેવાય છે કે આ બંને કુટુંબો વચ્ચે પાછળથી વૈમનસ્ય ઉત્પન્ન થયું હતું અને જ્ઞાતિ ભોજનને માટે હરિફાઇ ચાલી હતી જેમાં બંને કુટુંબો મોટા ખર્ચમાં ઉતરી પડયાં હતા. ભગવાનજીના પુત્ર ગણેશજી હતા અને પુત્રી નંદુબા હતાં. તે સંવત ૧૯૩૦ મહા વદી ૧ ના રોજ ગુજરી ગયાં છે. ત્યારથી તેમનો વંશ બંધ થયો છે તો પણ જ્ઞાતિનું એમના પ્રત્યે અપૂર્વ માન હોવાથી આજ પણ જ્ઞાતિમાં નોંતરાં આપતી વખતે ત્રવાડી નંદકેશ્વર વલ્લભના નામના નોંતરાં અપાય છે. નંદુબાની પાછળ ધોળકા સાથે નામું નોતરૂં રાખનારાઓને પીત્તળના લોટાનું લ્હાણું આપવામાં આવ્યું હતું. તે વખતે ધોળકામાં ચારસો ઉપર નામા નોત્રા હતાં એમ જણાય છે.

## સ્વ. ત્રવાડી નારણજી ડોસા.

ધોળકામાં થઇ ગયેલા નામાંકિત શ્રીમંત કુટુંબોમાં એમનું નામ પ્રથમ પંક્તિમાં આવે છે. તેઓ સંવત ૧૮૦૦ થી ૧૮૬૦ સુધીમાં થઇ ગયેલા કહેવાય છે. તેઓ સ્વ. ત્રવાડી નંદકેશ્વર વલ્લભના સમકાલિન હતા એટલુંજ નહિ પરંતુ એમની પુત્રી માનબાને સ્વ. ત્ર. નંદકેશ્વર વલ્લભના પુત્ર ભગવાનજી વેરે પરણાવી વેવાઇના સંબંધથી જોડાયા હતા. તેઓ વ્યાજ વટાવનો તેમજ જાગીરો ઇજારે રાખવાનો ધંધો કરતા હતા. તેમણે સંવત ૧૮૪૭ થી ૧૮૫૦ સુધીના અરસામાં શ્રીલક્ષ્મીનારાયણનું મંદીર તથા ત્રંબકેશ્વરનું શિવાલય બંધાવેલાં છે તથા તેમની પૂજા માટે કાયમની વ્યવસ્થા કરી હતી. આ ઉપરાંત નારણજી ડોસાની વાડી પણ તેમણે બંધાવી છે જેમાં ધર્મશાળા, કુવા વિગેરેની સગવડતા કરવામાં આવી છે. હાલ આ વાડી ગામની ભાગોળે રબારી વાડની સામે આવેલી છે. એમ કહેવાય છે કે આ વાડી સ્વ. ત્ર. નંદકેશ્વર વલ્લભના સ્મારક કાર્યોની સ્પર્ધામાં બંધાવેલી છે. તેમના પુત્ર ભાઉ ત્રવાડીના ઉપવિત પ્રસંગે તેમણે દેશતેડું બોલાવ્યું હતું. બે ધોળકામાં તેમજ એક રામપરમાં એમ ત્રણ જળાશયો કુવા એમણે બંધાવેલા છે. આ ઉપરાંત અન્ય રીતે ધાર્મિક

કાર્યોમાં એમણે પોતાનો પૈસો સારી રીતે વાપર્યો છે એમ કહેવાય છે, એમના કુટુંબ પ્રતિ આજે પણ જ્ઞાતિ માનની દૃષ્ટિથી જુએ છે.

## સ્વ. ત્ર. રઘુરામ ભાઉ.

ધોળકામાં રઘુરામ ભાઉની બારીથી નામાંકિત ગણાતા રઘુરામ ભાઉ એ ત્રવાડી નારણજી ડોસાના પૌત્ર થાય. તે ગીરાસદાર હતા અને ધીરધારનો ધંધો મોટા પાયા ઉપર કરતા હતા. મોટા પ્રમાણમાં ગામો પણ ઇજારે રાખતા હતા. સંવત ૧૮૯૩ માં તેમણે ધોળકા. સાણંદ, ધંધુકા, રાણપુરની શાહેર તથા તેના તાબાનાં નાકાં એક લાખ ઓગણીશ હજાર રૂપીએ ઇજારે રાખ્યાં હતાં, તથા નડીયાદ અને મહેમદાવાદની શાહેર રૂપીઆ ચાલીશ હજારથી રાખ્યાં હતાં. સંવત ૧૯૦૨ થી ૧૯૦૮ સુધી તાલુકદાર મેણા સરદાર મહમદખાનજી લતીફખાનજીનાં નવ ગામો સાત વર્ષના પેટે ઇજારે રાખ્યાં હતાં. આ ઉપરથી જણાય છે કે તેઓ શ્રીમંત અને સાહસિક હતા. વળી ધર્મકાર્ય પ્રત્યે પણ તેમને પૂર્ણ ભાવ હતો. સંવત ૧૮૯૭ ના કાર્તિક માસમાં તેમણે પોતાના દાદા નારણજી ડોસાએ બંધાવેલ મંદિર ગોસ્વામી શ્રી દાણીરાયજી જદુરાયજીને તેની અંદરની સર્વ સામગ્રી સહિત ભેટ આપ્યું હતું, જે આજે દામોદર લાલજીની હવેલીના નામે વૈષ્ણવ સંપ્રદાયના મૂખ્ય મંદિર તરીકે ગણાય છે. આ મંદિરના નિભાવ અર્થે વાઘા ૧૧૦ ની કુવેતર જમીન તથા બજારમાંની દુકાનો પણ તેમણે આપેલી છે. પોતે સ્માર્ત ધર્મી હોવાથી શ્રી ત્ર્યંબકેશ્વર મહાદેવની પૂજા અને મહાશિવરાત્રીના દિવસે રોશની તથા બ્રહ્મભોજન વગેરેનો પ્રબંધ મંદીર સાથે કરેલો છે જે અત્યારે પણ નિયમાનુસાર મંદીર તરફથી કરવામાં આવે છે. સં. ૧૯૦૦માં મહારૂદ્ર કરી પોતાના ગોર મંદિરના ભટ્ટજીને ઘર બાર તથા જમીન ભેટ આપેલાં છે. તીર્થ યાત્રાઓમાં તેમજ જ્ઞાતિ કાર્યમાં પણ તેમણે સારી રકમ વાપરેલી છે. આજે તેમનું નામ સમગ્ર શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિમાં જાણીતું છે. તેમનો સ્વર્ગવાસ સં. ૧૯૦૯ ના પોષ સુદ ૭ ને રોજ થયેલો છે. તેમના પૌત્ર રા. બાલકૃષ્ણ પરશોત્તમ આજે પોતાના વડીલનું ગૌરવ સાચવી રહ્યા છે. તેઓએ વડોદરા રાજ્યમાં કેળવણી ખાતાની નોકરી કરી હાલ પેન્શન ઉપર ધોળકામાં નિવાસ કરેલો છે. એમનું કુટુંબ બહોળું અને આધુનિક કેળવણીમાં આગળ વધેલું છે.

## સ્વ. બાવલ ઓઝા.

ધોળકામાં રહેતા શપ્યા ઓઝાના કુટુંબમાં બાવલ રઘરામ ઓઝા શ્રીમંત અને આગળ પડતા પુરૂષ થઈ ગયા છે. તેઓ ધીરધાર તેમજ શરાફીનો ધંધો કરતા હતા. એમના નામની મોટી પેઢી ચાલતી હતી. ધોળકામાં શ્રી મહાલક્ષ્મી માતાજીના મંદીરનો જીર્ણોદ્ધાર કરી એમણે પ્રતિષ્ટા કરેલી હતી એમ કહેવાય છે. વળી એમ કહેવાય છે કે એમને ઘેર ચોઘડીયાં વાગતાં હતાં એટલી એમની સાહ્યબી હતી. ઓગણીસમીસદીના આખરમાં અને વીસમીસદીની શરૂઆતમાં એઓ થઇ ગયેલા છે, એમનું અવસાન થયાને પચાસ સાઠ વર્ષ થયેલાં છે. એમનો નિર્વંશ ગયેલો છે.

## સ્વર્ગસ્થ નાનાભાઇ મુળજીભાઇ

ધોળકાના જ્ઞાતિ અગ્રેસરોમાંના એક હતા. તેમનો જન્મ સંવત ૧૮૯૯ ના ભાદરવા વદ ૪ ના રોજ થયો હતો. તેઓ કલ્યાણજી શિવસના વંશજ હતા. તેઓનું ગોત્ર કૌશિક છે. પ્રથમ તેઓ ગામઠી નિશાળમાં ભણ્યા હતા. પરંતુ તેઓ મુળજી પ્રેમાનંદની ગાદીએ આવ્યા પછી તેઓ નાનાભાઈ મુળજીના નામથી ઓળખાયા. તેઓ પ્રથમ પાટવાળા ગંગારામ ગોવિંન્દરામને ત્યાં તેમની દીકરી રેવા સાથે પરણ્યા હતા. તેમનું બીજું લગ્ન ૨૮ વર્ષની ઉમરે શીહેરમાં, દેવેશ્વર જેઠાલાલના દીકરા મુળજીની દીકરી રેવા સાથે થયું હતું. તેમને પહેલી સ્રીથી એક પુત્ર અને બે પુત્રીઓ થયાં હતાં. પુત્રનું નામ મૂળશંકર ઉર્ફે પોચાભાઇ હતું. તેઓ કાર્યકુશળ અને જાહેર સેવાના ઉપાસક હતા. દીલ્હી કોરોનેશન દરબારમાં તેમણે હાજરી આપી હતી. હાલ તેઓનું અવસાન થએલું છે. બીજી સ્રીને બે પુત્રો થયા છે. જેમનાં નામ માણેકલાલ તથા છોટાલાલ છે. બંને ભાઇઓ અત્યારે જ્ઞાતિ સેવાનું સારૂં કામ કરી રહ્યા છે. તેઓ વિચારશીલ અને ધર્મ ઉપર શ્રદ્ધા રાખનારા છે. સાધુ સંન્યાસીઓની સેવાં પ્રેમભાવથી કરે છે અને પોતાના વડીલોનું ગૌરવ જાળવી રહ્યા છે.

નાનાભાઇ મુળજીભાઇએ પોતાની કારકીર્દિમાં જુદે જુદે પ્રસંગે જ્ઞાતિ સેવા સારી રીતે બજાવેલી છે. જ્ઞાતિના આગેવાન તરીકે જે ફરજ બજાવવી જોઇએ તે તેઓ બજાવતા હતા એમ કહેવાય છે. દેશાવરોમાં પણ તેમની નામના હતી અને તેમનું વચન મોટે ભાગે સર્વમાન્ય થતું હતું. જ્ઞાતિ કુટુમ્બોની પરિસ્થતિના મોટે ભાગે તેઓ વાકેફગાર હતા અને દરેકને

ત્યાં આવેલા નાના મોટા પ્રસંગોએ તેઓ જાતે જઇ કામ ઉકેલી દેતા હતા. આજે પણ તેમના નામને ઘણાઓ સંભાળે છે.

તેમનું અવસાન સંવત ૧૯૬૩ ના, પોષ સુદી ૩ ના રોજ થયું હતું.

નાનાભાઈ મુળજીભાઇએ બે દેશ તેડાંઓ કરેલાં. પહેલું સંવત ૧૯૩૨ માં જેમાં રૂ. ૫ ) દક્ષીણા આપી હતી. તથા બીજું ૧૯૪૩ માં જેમાં રૂ. ૨ ) દક્ષીણા આપી હતી.

## વ્યાસ રાજા

ભાવનગરમાં વ્યાસ રાજા જાણીતા થઇ ગએલ છે તેઓ ઘોઘે રહેતાં હતા, પરંતુ ભાવનગર સ્થપાયા પછી તેઓ ભાવનગર વસવા આવેલા. જો કે તેમના મૂળ પુરૂષની માહીતી મળતી નથી તો પણ એમ કહેવાય છે કે મણીશંકર ત્રીભોવન વ્યાસ ભાવનગર આવેલા હતા ભાવનગરના ઇતિહાસ પ્રસિદ્ધ મહારાજા વિજયસિંહજીના સમયમાં તેઓ હતા તેમણે રાજાની માફક મોટા યજ્ઞો કરેલા છે, તેમ જ્ઞાતિ મેળા કરી દક્ષિણાઓ આપેલી છે, નાગનાથ મહાદેવની પાસે જાગેશ્વર મહાદેવનુ બાણ તેમણે પધરાવેલુ છે, તેમ મહાલક્ષ્મી માતાનુ વિશાળ મંદીર પણ તેમણેજ બંધાવેલુ છે, ભાવનગર પંથકમાં એક વિજયસિંહજી રાજા અને બીજો વ્યાસ રાજા એમ એ વખતે બોલાતુ હતુ. એમના વંશમાં હાલ કોઇ નથી વજેસિંહજી મહારાજા ભાવનગરની ગાદી ઉપર ઇ. સ. ૧૮૨૬ થી ઇ. સ. ૧૮૫૨ સુધી હતા એટલે આ વ્યાસ રાજાને થઇ ગયા લગભગ સો સવાસો વર્ષ થઇ ગયા છે ભાવનગરના મહાલક્ષ્મી માતાના મંદિરમાં લેખ છે પણ તે ઉકલી શકતો નથી.

## સ્વર્ગસ્થ રૂપરામ શંકર.

અમદાવાદથી જશપરામાં આવી રહેલા શંકર ધનેશ્વરને ચાર દીકરા હતા. એમાં સૌથી મોટા રૂપરામ શંકરે ભાવનગર આવી શરાફીની તેમજ રૂની પેઢી શરૂ કરી હતી. આ પેઢી ઉત્તરોતર લગભગ ૧૫૦ વર્ષ સુધી ચાલી છે. રૂના વ્યાપારમાં તેઓ નામાંકિત વ્યાપારી ગણાતા હતા. એમના બીજા ભાઈ ભુખણ શંકર હતા. એમના વંશમાં ત્રવાડી ભગવાનજી જેઠા પ્રભાવશાળી પુરૂષ થઇ ગયા છે, ત્રીજા ભાઇ દયાલજી શંકર હતા. એમના વંશમાં વીઠ્ઠલ ભીખા નામાંકિત થઇ ગયા છે. તેમના ચોથા પુત્ર સુખરામ શંકર હતા. તેઓ વ્યપાર કરતા હતા અને સાથે સાથે જ્ઞાતિના કાર્યમાં પણ આગેવાની

ભર્યો ભાગ લેતા હતા. એમના દીકરા હરીશંકર ઘીનો વ્યાપાર કરતા હતા અને ભાવનગરની જ્ઞાતિમાં આગેવાની ભરી પટલાઇ કરતા હતા. આ વં-શના કુટુમ્બીઓ હાલ ભાવનગર, મુંમ્બઇ વીગેરે સ્થાને રહે છે. કુકડમાં તેમજ જશ પરામાં હજુ તેમના ઘરો છે. રૂપરામ શંકરની પેઢી ભાંગ્યા પછી તેમના કુટુમ્બીઓ જુદે જુદે સ્થળે નોકરી તથા ધંધા અર્થે રહે છે. હજુ પણ દેશાવરમાં શંકર ધનેશ્વરનું અને ભાવનગરમાં રૂપરામ શંકરનું નામ જાણીતું છે. અમદાવાદમાં પણ આ વંશના કુટુમ્બીઓ છે. તેઓ બધા શંકરવાળા કહેવાય છે.

## ઓઝા બાવા–નકા

ત્રવાડી કોટેશ્વર રાજેશ્વરના વંશમાં થઇ ગયેલા પ્રભાવશાળી પુરૂષ ત્રવાડી વેણીરામ ભવાનીશંકરને કાંઇ સંતતિ ન હોવાથી તેમની ગાદીએ વાંકાનેરના તેમના ભાણેજ બાવા તથા નકા ઓઝા આવ્યા તેઓ બને ભાઇ હતા. પરંતુ તે બાવા નકાના નામથી જાણીતા થયા છે. તેઓએ વેપારમાં આગળ વધારો કર્યો. તેઓ રૂપરામ શંકર વાળાના સમકાલીન કહેવાય છે. રૂના વ્યાપારમાં તેઓએ પણ નામ કાઢયું છે. એમ કહેવાય છે કે રૂપરામ શંકર અને બાવા નકાએ ખરીદેલી રૂની ગાંસડીઓની ગાડી-ઓની હાર માઇલ માઇલ સુધી ચાલતી હતી. તેઓ જ્ઞાતિની પટલાઇ કરતા હતા. તેમનું માન જ્ઞાતિમાં સારૂં હતું અને દેશદેશાવરમાં પણ તેઓ વખણાતા હતા. નકા ઓઝાએ મહેનત કરી મહાલક્ષ્મી માતાનો વંડો કે જ્યાં હાલ જ્ઞાતિભોજન થાય છે એ બંધાવ્યો છે. નકા ઓઝાનો નિર્વંશ ગયો છે. બાવા ઓઝાના પુત્ર ભાઇશંકર અને ભાઇશંકરના પુત્ર ગંભીર ભાઇશંકર, દામોદર ભાઇશંકર, અને નાથા ભાઇશંકર હતા. ગંભીર ભાઇશંકર પોતાના વડીલોની જ્ઞાતિની આગેવાની કરતાં હતા અને જ્ઞાતિની સુધારણા તરફ ચાહના ધવરાવતા હતા. તેઓનું માન પણ જ્ઞાતિ બંધુઓમાં સારૂં હતું. તેઓનું હાલ. અવસાન થએલું છે. આ ભાઇઓનું કુટુમ્બ બહોળું છે. અને તે હજુ પણ પોતાના વડીલોનું ગૌરવ અને માન જાળવી રહેલ છે. તેમના વંશમાં દેશતેડાઓ પણ સારા થએલાં છે આજે પણ બાવા–નકાના નામને સૌ કોઇ જાણે છે. અને વખાણે છે.

## સ્વ લાધા કુબેર

સંવત ૧૫૪૩ માં પાટણમાં જન્મેલા ગોપાળભાઇ (ગોલાભાઇ) ના નામ ઉપરથી ઓળખાતા ગોળાણી વંશમાં લગભગ દશમી પેઢીએ પ્રાગ

ગોળાણી શાખાના લાધા ત્રવાડીનો જન્મ આશરે સંવત ૧૭૫૭ માં કાઠીયાવાડમાં આવેલ ગારીયાધારમાં થયો હતો. પાટણની અંધાધુંધીને લઇને લાધા ત્રવાડીના વડીલો ગોહિલવાડમાં ગારીયાધર આવી વસેલા હતાં અને વેપાર ધંધો કરતા હતા. લાધા ત્રવાડી આપ બળથી સારૂં ધન કમાયા હતા તેમજ ગારીયાધારના ગોહેલ રાજાઓનું કારભાર પણ કરતા હતા. તેમની હોંશીયારી અને આવડતથી આજુબાજુ પ્રખ્યાતી પામ્યા હતા. જ્યારે આરબોનું થાણું ગારીયાધાર પાસે આવેલા માંડવી ગામમાં પડયું હતું અને આરબ લશ્કરે ગારીયાધાર ઉપર હલ્લો કર્યો હતો ત્યારે કોઇ દુશ્મનના ભરમાવ્યાથી આરબ લશ્કરે લાધા ત્રવાડીના ઘરબાર પણ લૂંટયા હતાં અને મળી આવેલું ધન પણ લૂંટી ગયા હતા. વધુ ધન મેળવવાની આશાથી લાધા ત્રવાડીને દબડાવી ધન આપવા કહેલું પરંતુ લાધા ત્રવાડીએ પોતા પાસે હવે કંઇ નથી તેમ ચોકખું કહેવાથી બ્રાહ્મણ જાણી તેને મારી નહિં નાખતાં બંધ બાંધી મસ્ત હાથી પાસે મૂકવામાં આવ્યા હતા ત્યાં પણ લાધા ત્રવાડીએ નીડરતાથી હાથી સામે જોઇ બોલ્યા હતા કેઃ—"ઓહો

હાથી" તું ગણેશ સમાનો,<br>
"ફાંદ ફુંદાળો, એકલ દંતો;<br>
લાંબી સુંઢાળો ઝુલતી ખાંધો;<br>
દયા લાવીને ઉગાર લાધો."

આ ગીત સાંભળી હાથી પ્રસન્ન થયો અને લાધા ત્રવાડીને નહિં મારતાં ઉલટાં તેનાં બંધન કાપી છુટા કર્યાં હતા. આ લાધા ત્રવાડી આરબ છાવણીમાંથી છુટી પોતાને ઘેર ગયા હતા. તેમનું અવસાન સંવત ૧૮૧૧ માં ગારીયાધારમાંજ થયેલું છે.

## સ્વ. ત્ર. જેઠા લાધા

ભાવનગરમાં જાણીતા થઈ ગયેલા ત્રવાડી જેઠા લાધા મૂળ ગારીયાધારના વતની હતા. લાધા કુબેરને બે દિકરા હતા ધનેશ્વર અને જેઠાભાઇ. બંને ભાઇઓ પ્રથમ ગારીયા ધારમાં પોતાના બાપનો ચાલુ ધીરધારનો ધંધો કરતા હતા. જેઠાભાઇનો જન્મ સંવત ૧૮૦૧ માં થયો હતો. તેમના મોટા ભાઇ ધનેશ્વર ત્રવાડી વેપારનું ઘણું ખરૂં કામ કરતા હોવાથી તેઓ ઉઘરાણી વગેરે દેશાવર ફરવાનું કામ કરતા હતા. લગભગ ૪૦ વર્ષની ઉમરે તેઓ પડધરી ગામે ઉઘરાણી માટે ગયા હતા અને ત્યાંજ અચાનક

ભયાનક માંદગી થવાથી અવસાન પામ્યા હતા. તેમને ત્રણ દિકરા હતા. મકનજી, વેણીરામ અને જગજીવન આ ત્રણે પુત્રો ધનેશ્વર ત્રવાડીના હાથ નીચે ઉછરી મોટા થયા હતા. જેઠાભાઇના અવસાન પછી થોડા વખત બાદ ધનેશ્વર ત્રવાડી ગારીઆધાર છોડી સંવત ૧૮૪૩ માં પાલીતાણા રહેવા આવ્યા હતા; કારણ કે ગારીઆધારમાં રાજ કર્તા ગોહેલ રાજાઓએ પાલીતાણામાં રાજગાદી સ્થાપી રાજ આબાદ કરવા માંડયું હતું. પંદરેક વર્ષ તેઓ પાલીતાણામાં રહ્યા ત્યાર બાદ વેપારમાં આગળ વધતું ભાવનગર તેમને વેવારિક પ્રવૃતિ ને માટે પસંદ પડયું. અને સંવત ૧૮૫૭–૫૮ માં તેઓ જેઠાભાઇના છોકરાઓ સાથે ભાવનગર આવી વસ્યા હતા. ઉમર લાયક થતાં જેઠાભાઇના ત્રણે છોકરાઓએ સંવત ૧૮૫૯ માં સ્વતંત્ર દુકાનો શરૂ કરી મકનજીએ મકનજી જેઠાના નામની વેણીરામે વેણીરામ જેઠાના નામની અને જગજીવને જેઠા લાધાના નામની દુકાન શરૂ કરી. જો કે જેઠા લાધાને ગુજરી ગયાં ઘણાં વર્ષ થયાં હતાં છતાં પણ જેઠા લાધાના નામની દુકાનથી જે આબરૂ અને જાહોજલાલી ભાવનગરમાં વધવા પામી એથી જેઠા લાધાનું નામ પંકાતુ થયું. અને જગજીવને પોતાના નામથી મહુવામાં પણ એક દુકાન ચાલુ કરી હતી. આનું અનુકરણ કરી મકનજીએ અને વેણીરામે પણ પોતાના નામની દુકાનો મહુવામાં ઉઘાડી હતી. ત્રણે ભાઇઓ ધીરધારનો, આડતનો, અને માલ સંઘરી રાખવાનો ધંધો કરતા હતા. આ વેપારમાં તેમણે સારૂ ધન પેદા કર્યું હતું સંયોગોને આધિન થઇ ત્રવાડી મકનજી જેઠાના વંશજોએ અને વેણીરામ જેઠાના વંશજોએ સંવત ૧૮૮૮ ના અરસામાં પોતાની દુકાનો બંધ કરી અને ભાવનગર છોડી કાયમને માટે મહુવામાં નિવાસ કર્યો. હાલ પણ તેમના વંશજો મહુવામાં રહે છે. આ ત્રણે ભાઇઓ પોતાના દાદા તરફથી પૈસો મળવાની આશા રાખ્યા વગર આપ બળથી આગળ વધ્યા હતા અને પોતાના બાપ જેઠા લાધાનું નામ વધાર્યું હતું. તેઓ ધાર્મિક અને બ્રહ્મ કર્મ ઉપર શ્રદ્ધા રાખનારા હતા બ્રહ્મ ભોજન અને બ્રહ્મ સત્કાર કરવામાં તેઓ હંમેશ તત્પર રહેતા હતા. નાતજાતમાં પણ તેમનું માન સારૂં હતું.

## સ્વ. ત્રવાડી ઘેલાભાઇ જગજીવન

જેઠા લાધાના વંશમાં ત્રવાડી ઘેલાભાઇ આપકર્મી અને નામાંકિત પુરૂષ થઇ ગયા છે. તેઓ જગજીવન જેઠાના મોટાપુત્ર થાય. તેમનો

જન્મ સંવત ૧૮૭૦ માં થયો હતો. નાનપણથીજ તેમણે પોતાના બાપના ચાલતા વેપારમાં અનુભવ મેળવવા માંડયો હતો અને ઉમર લાયક થતાં ઘણો સારો અનુભવ મેળવ્યો હતો. તેમના પિતાના અવસાન બાદ તેમણે વેપારનું કાર્ય સ્વતંત્ર રીતે બુદ્ધિ બળથી આગળ વધાર્યું હતું અને ઘણો સારો પૈસો પેદા કર્યો હતો અને જેઠા લાધાના ચાલતા નામને વધારે પ્રશંસા પાત્ર બનાવેલ હતું તેમજ વેપારીયોમાં નામના મેળવી હતી. ધેલા-ભાઇનુ અવસાન સંવત ૧૯૧૬ માં જેઠ વદ ૮ ના રોજ થયું હતું.તેઓ પણ પોતાના વડિલોની માફક નિત્ય કર્મ અને ધર્મ કાર્યો ઉપર શ્રદ્ધાળુ હતા અને હંમેશાં સંધ્યાદિ નીત્ય કર્મ કરતા હતા. વેદિઆઓ અને બ્રાહ્મણો ઉપર તેમને પ્રેમ હતો અને એમનો સત્કાર સારી રીતે કરતા હતા એમની માતુશ્રીના કારજ નિમીતે તેમણે મોટી રકમ જુદી કાઢી હતી પરંતુ એમની માની હયાતીમાંજ તેઓ ગુજરી જવાથી આ ઇચ્છા પાર પડી ન હોતી એમને ત્રણ પુત્રો હતા મંગળજી, પ્રભુદાસ અને હરજીવન આ ત્રણે પુત્રો પોતાના વડીલોની દુકાન ચલાવતા હતા અને ધર્મ નિષ્ટ હતા સંવત ૧૯૩૧ ના ફાગણ સુદ ૮ ને રોજ તેમના પિતાની માતા જેઠી બાઇ ગૂજરી જતાં તેમના પિતાની ઇચ્છાને માન આપી કારજ માટે જુદી કાઢેલ રકમમાંથી તેમને ઘણી સારી રીતે કારજ કર્યું હતું. નાના મોટા દેશ તેડયા હતા વારંવાર જ્ઞાતિ ભોજનો કર્યાં હતાં અને ચૌદમાને દિવસે ભાવનગર શહેરની ચોરાસી પણ કરી હતી. શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિમાં ભાવનગર શહેરની ચોરાશી કોઇએ કરી હોય તો તે આ એકજ છે. આ રીતે જેઠા લાધાના વંશમાં પેઢી દર પેઢી ઉપરા સાપરી પુષ્કળ બ્રહ્મ ભોજનો થયેલાં છે અને એ માટે આજે પણ એમનું નામ ધન્યવાદને પાત્ર ગણાય છે. સંવત ૧૯૪૬ ની સાલમાં દુર દૈવ અને કુટુંબ કલેશના યોગે જેઠા લાધાની દુકાન દેણદારોને રૂપીએ રૂપીઓ ચુકવી બંધ કરવામાં આવી હતી. મંગળજીના પુત્ર જગન્નાથ ભાવનગર અંગ્રેજી સ્કુલમાં માસ્તર છે. જ્યારે બીજા પુત્ર અંબાશંકર પોસ્ટ ખાતામાં પોસ્ટ માસ્તર છે. પ્રભુદાસના પુત્ર ભવાનીશંકર બ્રહ્મ નિત્ય કર્મમાં નીપુણ અને શ્રદ્ધાળુ હોઇ ભાવનગ-રના જ્ઞાતિમાં આગેવાની ભર્યો ભાગ લે છે બીજા પુત્ર ઇચ્છાશંકર ઇરાન વગેરે સ્થળે દેશાટન કરી વ્યાપારિક અનુભવ મેળવી હાલ ગોંડળ તથા મુંબઇમાં વેપાર ચલાવે છે, જ્યારે હરજીવનના પુત્ર જેશંકર વઢવાણ જંક-શને ટેલીગ્રાફ ઓફિસમાં હેડ કર્લાકની નોકરી કરે છે. કેળવણીમાં તેમનું કુટુંબ આગળ વધેલું તેમજ ધાર્મિક વૃતિ વાળું છે.

૪૨

## સ્વ. બાવાભાઈ મીઠારામ ઓઝા.

તેઓનું ગોત્ર સનકસ. તેઓ રામાઓઝાના વંશના છે એટલે રામાણી કહેવાય છે. તેમના વડવા આશરે દોઢશે પોણાબસેં વર્ષ ઉપર ગૂજરાતમાંથી ગોંડલ તાબે રાજપરામાં આવી વસેલા. તેઓ ત્યાં વેપાર કરતા હતા. ધીમે ધીમે તેમને વેપારમાં લાભ અને યશ મળતો ગયો, તેમતેમ તેમનું નામ પણ પ્રખ્યાતીને પામ્યું. મીઠાઓઝાને ત્રણ પુત્રો હતા. તેમાં સૌથી મોટા બાવાભાઇ તેમનું મૂળનામ નરસિંહ હતું. એમના માંતુશ્રી જામનગર પાસેના ધુના ગામના હતાં. બાવાભાઇની દશવર્ષની ઉમ્મરે તેમના પિતાનું અવસાન થયું હતું. આથી બાવાભાઇ ઉપર ઘરનો બધો કારભાર આવી પડયો હતો. એમને બીજા બે ભાઇ હતા. ડાહ્યાભાઈ અને ચત્રભજ. સરધારવાળા નારણજી ત્રવાડી સાથે મીઠાઓઝાને ઘણો સારો સબંધ હતો. તેથી આ વખતે તેમની દેખરેખ અને સલાહ પ્રમાણે મીઠાઓઝાનું ઉત્તર કાર્ય તેમજ દેશતેડું વગેરે બાવાભાઇએ કર્યાં હતા. તેઓ નાનપણથીજ ચાલાક અને બુદ્ધિશાળી હતા, જોકે એ સમયે કેળવણી લેવાના સાધનો ન હોવાથી તેઓ સામાન્ય ગુજરાતી ભણી શકયા હતા; તો પણ વેપારમાં કુશળ નીવડયા હતા. વખત જતા તેગના ઘરમાં ખાતર પડવાથી તેમજ ત્યાંના દરબાર ભીમજીભાઇ સાથે કંઇક અનુચીત થવાથી. બાવભાઇએ રાજકોટ આવી નીવાસ કર્યો. તેઓએ રાજકોટમાં દુકાન ખોલી અને ત્યાંના અમલદાર વર્ગમાં તેમજ જુદા જુદા સ્ટેટના વકીલોમાં સ્નેહભાવ વધાર્યો. આ વખતે રાજકોટમાં કાનજી ત્રવાડી અને પીતાંબરઓઝા શ્રીમંત ગણાતા હતા. એમની સાથે રહી બાવાભાઈએ પોતાનો વેપાર આગળ વધાર્યો. અત્યાર સુધી રાજકોટમાં શ્રીમાળી બ્રાહ્મણ બંધુઓના ઘણા ઘરો હોવા છતાં મહાલક્ષ્મી માતાનું મંદીર નહતું. તેથી બાવાભાઇએ નગરશેઠને કહી રાજકોટના નરેશ મહેરામણજી મરણ પામવાથી રાજકારભાર તેમના માતુશ્રી નાની બા રાજકોટનો ચલાવતી હતા તેમની પાસેથી મફત જમીન તેમજ થોડીક રોકડ મદદ મેળવી અને બાકીનુ ખર્ચ કરવા માટે ગામમાં વાણીઆઓની કન્યાઓ પરણે તેના જે નાતના દાપા આવે તે માજનને ચોપડે જમે કરાવવા ઠરાવ્યું. આંથી ત્યાંની નાતવાળાઓએ એક સંપ કરી બાવા ભાઇને એકલે ખોરડે મુકયા.આ વખતે જ્ઞાતિમાં ત્રણ તડ હતાં આથી બાવાભાઇ કંઇ ગભરાયા નહિં જ્ઞાતિ બંધુઓ કોર્ટે ગયા પણ કાંઇ વળ્યું નહિ. અને મહાલક્ષ્મીજીનું મંદિર મેડીબંધ સુંદર લગભગ રૂપીઆ વીસ હજારના ખર્ચે બાવાભાઇની દેખરેખ નીચે બંધાવવામાં આવેલું તે હાલ મોજુદ છે જ્ઞાતિના કુસંપને લઇ આ

મંદિરનો કબજો હાલ વૈષ્ણવ સંપ્રદાયના આગેવાનોના હાથમાં છે. આ અરસામાં તેમનાં માતુશ્રી સંવંત ૧૯૨૧ ના શ્રાવણ સુદ ૧૧ ના રોજ ગૂજરી ગયાં. તેમની વરસી ઉપર બાવાભાઇએ ગામમાં કુસંપ છતાં વઢવાણ જઇ કંકોત્રીઓ લખી મોટો દેશ તેડયો. હાલારમાં મોટું દેશતેડું આ પહેલુંજ કહેવાય છે આ દેશ તેડામાં ૧૭૦૦ ને આશરે દક્ષણા થઇ હતી. થોડા સમય બાદ સરધારવાળા દયાશંકર નારણજી ત્રવાડીના રાજયના દેવાનો ઝગડો એ વખતના નાગર કામદારોની ખટપટથી શરૂ થયો અને તેમાં બાવાભાઇએ નારણજી ત્રવાડીને મકકમ રહેવા સલાહ આપી નારણજી ત્રવાડીનુ લેણું બાવા ઓઝા પાસે છે એવો ભય રાજમાતાને શક જવાથી રાજમાતાએ લોભ વૃત્તિથી બાવાભાઇ પાસેથી પૈસો લેવા દબાણ કર્યું. પરન્તુ બાવાભાઇએ કોઇ પણ રીતે નમતુ ન આપવાથી રાણીમાતાએ આરબ તથા જમાદારનો પહેરો બાવાભાઇના ઘર ઉપર મૂકયો અને બહારનો તમામ વ્યવહાર બંધ કર્યો લાગલાગટ ચાર દિવસ સુધી આ સ્થિતિમાં ઉપવાસ કરી પસાર કર્યો પછી આ જુલમની હકીકત સરકારી અમલદાર બાપુભાઇ તથા નરસિંહ ભાઇને લખી જણાવવાથી બાપુભાઇએ સ્ટેટ વકીલને બોલાવી બાવાભાઇને જુલમથી તુર્તજ મુકત કરવા રાજમાતાને જણાવ્યું અને નરસિંહ પ્રસાદભાઇ કે જેઓ સાહેબના સીરેસ્ટદાર હતા. તેમણે રાજમાતા પાસે જાતે જઇ કહેલું કે આ જુલમની જો કીટીંજ સાહેબને ખબર પડશે તો તમારે ઘણું સહન કરવું પડશે આથી રાજમાતા ગભરાયા અને ગામના શેઠીઆઓ તેમજ પોતાના કારભારીને સમજાવટ કરવા બાવા ઓઝા પાસે મોકલ્યા પણ બાવા ઓઝા તો મકકમજ રહ્યા અને બોલ્યા કે બાઇને જેટલો જુલ્મ કરવો હોય તેટલો ભલે કરે હું એક પણ પાઇ આપવાનો નથી તેથી રાજમાતાએ બાવા ભાઇને આઠ દિવસની અંદર ગામ છોડી જવા ફરમાવેલું આ વખતે બાવા ભાઇએ જોડીયામાં ખોલેલી દુકાન ચાલતી હતી તેથી સરસામાન સાથે જોડીયે જઇ નિવાસ કર્યો. દુકાનની રીતસર વ્યવસ્થા કરી નાનાભાઇ ચત્રભજને ત્યાં રાખી બાવા ભાઇ રાજકોટ આવ્યા? અને જગજીવનભાઇ તથા કલ્યાણજી ભાઇ રાજકોટ સદરમાં રહી ભણતા હતા ત્યાં આવી રહ્યા અને કર્નલ કીટીંજને પોતા ઉપર ગુજરેલા જુલમની તેમજ પ્રજા ઉપર ગુજરેલા જુલમની અરજીઓ આપી આથી મી. રૂસ્નાજીને તપાસ કરી રીપોર્ટ કરવાનું ફરમાવતાં બાવા ભાઇએ અરજીમાં લખેલી તમામ હકિકતો યોગ્ય પુરાવાથી પુરવાર કરી આપી પરિણામે સરકારને ખાત્રી થતાં રાજ્ય ઉપર મેનેજમેન્ટ રાખવા

મંજુર કર્યું કરનલ કીટીંજની જગ્યાએ આવેલા મી. એડરસનના હુકમથી રૂસ્નાજીએ રાજકોટનો કબજો લીધો રાજકોટ માંહેના બાવા ભાઇના ઘર પણ બાવા ભાઇને પાછાં મળ્યાં શીવીલ સ્ટેશન બાંધવાનુ કામ હરી મી. નુલકરને સોંપાતાં બાવા ભાઇએ તેમાં ખાસ ભાગ લીધો હતો તેમજ પોતાના માટે વિશાળ જગ્યા લઇ મકાનો બાંધ્યાં હતાં જ્યાં હાલ એમના કુટું-બીઓ રહે છે. એમના મકાનો પાસે આવેલુ પંચનાથ મહાદેવનુ દેવાલય બાંધવામાં તથા મફત જમીન મેળવવામાં બાવા ભાઇએ આગળ પડતો ભાગ લીધેલો છે સદરની મ્યુનીસીપાલીટી બંધાતાં તેમાં બાવા ભાઈએ આગળ પડતો ભાગ લઇ સભાસદ તરીકે સારૂં કામ કર્યું હતુ આ વખ. તથી સદરના શ્રીમંત વેપારી તરીકે તેમને સરકારી મીટીંગો અને દરબા-રોમાં આમંત્રણ મળવા લાગ્યું. મી. શ્રી ગોત કરના વખતમાં એક વહેંચણીના દાવામાં બાવાભાઇ સરપંચ નીમાયા હતા તેમાં તેમને જે ચુકાદો આપ્યો હતો તેથી સાહેબે પસંદ થઇ તેમને રૂ. ૧૫૦ નું ઇનામ આપ્યું હતું. બાવા ભાઇનાં આવાં ડહાપણ ભર્યાં કામોથી તેમજ કાર્ય દક્ષતાથી જ્યારે રાજકોટમાં પહેલ વહેલા એજંટ ટુ ધી ગવર્નર આવ્યા અને સરકારી બંગલે લેવી ભરી તે વખતે સર ચાર્લ્સ ઓલીવરે બાવાભા-ઇને ગવર્નર સાહેબ પાસે લઇ જઈ ઓળખાણ કરાવી હતી તથા તેમની કાર્ય કુશળતાના વખાણ કર્યાં હતાં. સંસ્થાન મેંગણી ઉપરના ગોંડળ સ્ટેટના કરજનો ફડચો કરવા માટે જામનગર દિવાન પોપટ વેલજીકોટડા કારભારી જીવણરામ ઘેલાભાઇ અને બાવાભાઇનું પંચ નીમાયું હતું. તેમાં બાવાભા-ઇએ ગોંડળ સ્ટેટનો પક્ષ નહિં લેતાં મેંગણી તાલુકદારનો હકક વ્યાજબી જણાવી જુદો રીપોર્ટ કર્યો હતો. જે રીપોર્ટ સરકારે પાસ કરી તેમનાં કાર્યની પ્રશંસા કરી હતી. જ્ઞાતિહિતના કાર્યમાં પણ બાવાભાઇએ સારો ભાગ લીધો છે. જોડીયા મુકામે સંવત ૧૯૨૫ માં હાલાર અને કચ્છના કળીયણનહિ એવા કેટલાક આગેવાન જ્ઞાતિ ગૃહસ્થોની સભા ભરી કન્યાઓની લેવડ દેવડ કરવા માટે એક કમિટિનું બંધારણ બાંધ્યું હતું જે યદ્યાપી ચાલુ છે. આ બંધારણથી ઘણો ખરો કન્યા વિક્રય થતો બંધ થયો છે તેમજ કેળવણીમાં આગળ વધવાને પ્રોત્સાહન મળ્યું છે. જ્યારે કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ રાજકોટ આવેલા ત્યારે જ્ઞાતિહિત સંબંધી ઘણી ચર્ચાઓ થઇ હતી, અને એક સારૂ ફંડ કરી તેના વ્યાજમાંથી ઉત્સાહી બાળકોને કેળવણી આપવા યોજના ઘડી હતી પરંતુ બીજે સ્થળેથી મદદો નહિ મળતાં આ યોજના અમલમાં મુકી શકાય જ્ઞાતિ બંધુઓને

આશ્રય આપવા તેમજ નોકરી ધંધે વળગાડવા તેઓ હંમેશાં ચાહના રાખતા હતા. સદરમાં મકાનો બાંધ્યા પછી તેઓ કાયમ ખાતે રાજકોટજ રહેતા હતા. આ પ્રમાણે પોતાની કાર્યકુશળતા અને નિડરતાથી રાજ્ય સામેની અને જ્ઞાતિમાં વિરૂદ્ધતા હોવા છતાં પણ સરકારી અમલદારો તેમજ પ્રજા વર્ગમાં સારી પ્રીતિ મેળવી લગભગ ૭૯ વર્ષની વૃદ્ધ ઉમ્મરે બાવાભાઇએ સ્વર્ગવાસ કર્યો છે. એમનું કુટુંબ બહોળું છે. એમની ઇચ્છા પ્રમાણે એમના પુત્ર જગજીવનદાસે એમનું ઉત્તરકાર્ય કર્યું હતું.

## સ્વ. ત્રવાડી નારણજી ઓધવજી.

સરધારમાં ઓગણીસ વીસમી સદીમાં નારણજી ત્રવાડી શ્રીમંત અને નામાંકિત પુરૂષ થઇ ગયા છે. એ વખતે ગોંડળ તાબે રાજપરામાં બાવા મીઠા ઓઝા વેપાર ચલાવી રહ્યા હતા. તેમની સાથે નારણજી ત્રવાડીને ઘણો સારો સંબંધ હતો વળી તેઓ જ્ઞાતિ બંધુઓ તરફ પ્રેમ રાખનારા અને મીલનસાર હતા. તેથી આજુબાજુના જ્ઞાતિબંધુમાં તેમનું નામ પંકાતુ હતું. એ વખતે સરધારમાં આશરે ત્રીશક જ્ઞાતિ બંધુના ઘર હતાં, એથી કરીને વાર્ષિક ઉપવિત બદલવા જેવા શુભ કામો ઉપર મીઠા ઓઝા તેમજ આટકોટ વાળા મોરારજી ઓઝા વગેરે સરધારમાં આવતા હતા. મીઠા ઓઝાનું અવસાન થયા પછી તેના પુત્ર બાવાભાઇ નાની ઉમરના હોવાથી એમના કુટુંબમાં તેઓ યોગ્ય સલાહકાર મનાતા હતા, નારણજી ત્રવાડીના પુત્ર દયાશંકર રાજકોટના રાજમાતા નાનીબાના પ્રીતિ પાત્ર હતા તેથી ગામો વગેરે ઇજારે રાખતા હતા; પરંતુ નાગર કારભારીઓના ભંભેરવાથી દયાશંકરે ઇજારે રાખેલા ગામના ઇજારાના રૂપીઆ બાવાભાઇ મીઠારામે પોતાને ત્યાંથી દયાશંકર નારણજીના પોતાને ત્યાં ચાલતો ખાતામાં ઉધારી તેમની વતી રાજ્યમાં આપેલા; છતાં આ રકમ રાજમાતાએ બાકી કાઢી અને એ રકમ મેળવવા દયાશંકર નારણજી ઉપર અમલદારોને સખ્તાઇ કરવા કહેલું, આ અરસામાં દયાશંકર ત્રવાડીનું અવસાન થયેલું, તેથી નારણજી ત્રવાડી ઉપર આફત ઉપર આફત આવી પડી. પરંતુ બાવાભાઇ મીઠારામ ઓઝાએ તેમને પડખે રહી ધીરજ આપેલી અને રાજ્ય સાથેનો એનો કજીઓ પોતે વેરી લીધેલો. દયાશંકરના અવસાન પછી નારણજી ત્રવાડીની શારિરીક તેમજ આર્થિક સ્થિતિ નબળી પડતી ગઇ અને એજ દુઃખના ભારમાં લગભગ ૬૦-૬૫ વર્ષની ઉમ્મરે એમનું અવસાન થયેલું

## સ્વ. ભગવાનજી જેઠા.

ભાવનગરમાં થઇ ગયેલા ભૂખણ શંકરના વંશમાં તેઓ થઇ ગયા છે. તેમનું લગ્ન અમરેલીમાં ઓધવજી કેશવજી દંગલને ત્યાં થયું હતું પ્રસંગ વસાત તેઓ અમરેલી જઈ રહ્યા હતા. અને ત્યાં રૂ તથા કપાસનો ધંધો કર્યો હતો જેમાં પુષ્કળ પૈસા પેદા કર્યા હતા અને શ્રીમંત ગણાતા હતા. તેમણે પોતાની હયાતીમાં મહા રૂદ્ર, મોટું દેશતેડું કર્યુ હતું. તેમનું અવસાન સંવત ૧૯૪૧ માં લગભગ ૬૮ વર્ષની ઉમરે થયું હતું. તેમની પાછળ ભાવનગરમાં મોટું દેશતેડું કરવામાં આવ્યું હતું.

## સ્વ. અનોપરામ હાવજી ત્રીવેદી.

એમનો જન્મ વાળુકડમાં થયેલો. તેઓ સાધારણ ભણેલા હતા. પરંતુ બુદ્ધિશાળી અને સાહસિક હતા. તેઓ ત્રણ ભાઇ હતા. લગભગ ૪૦-૪૫ વર્ષની ઉમર સુધી વાળુકડમાં રહ્યા બાદ તેઓ ભાવનગર આવેલા, અને મગનલાલ જેશંકરની ઘીની દુકાને રહેલા. ભાગ્યબળથી અને આપ હોંશીઆરીથી આગળ વધ્યા અને પોતાની દુકાન શરૂ કરી આડતનો ધંધો શરૂ કર્યો, ધીમે ધીમે વેપાર જામ્યો, શાખ વધી, અને ભાવનગરમાં ઘીના મુખ્ય વેપારી તરીકે નામના મેળવવા પામ્યા. પૈસો પણ સારો પેદા કર્યો અને શ્રીમંત પણ ગણાયા. ભાવનગરમાં ઘરનાં ઘરબાર અને દુકાનો વસાવ્યાં, જ્ઞાતીની અંદર સારી પ્રતિષ્ઠા મેળવી, જ્ઞાતિના આગેવાન સારા સલાહકાર બન્યા, પ્રસંગો પાત જ્ઞાતિ હિતના કાર્યમાં ભાગ લઇ જ્ઞાતિનો વહીવટ પણ કરવા લાગ્યા. સ્વભાવે શાંત અને મીલનસાર હોવાથી સર્વને પ્રીય થઇ પડયા. પોતાની સદકમાઇમાંથી જ્ઞાતિ ઉન્નત્તિતની સંસ્થાઓમાં વખતો વખત મદદ પણ આપતા ગયા. અમદાવાદ જ્ઞાતિ છાત્રાલય અને ભાવનગરની બોર્ડિંગમાં તેમણે સારી રકમો આપી છે તેમજ તિથી ભોજન ચાલુ કરેલાં છે. તેઓ પ્રથમ ભાવનગરમાં પરણ્યા હતા તે સ્ત્રીથી મહાશંકર નામે પુત્ર તથા પુત્રીઓ થએલ છે. બીજી વખત સાયલા પરણ્યા હતા. તે સ્ત્રીથી ત્રણ પુત્રો તથા પુત્રીઓ થઇ હતી. દીકરીને નામે ત્રણસો રૂા. જમા મુકાવી જ્ઞાતિના સામાન્ય વર્ગમાં કન્યાઓ આપવાની પહેલ તેમણે શરૂ કરી છે. આ પ્રથા અત્યારે વિશાળ સ્વરૂપમાં આવી છે. તેઓ સમય સૂચક હોવાથી મોટા દીકરા મહાશંકરને સારી રકમ આપી દાણાની દુકાન

શરૂ કરાવી છે જે સારી રીતે ચાલે છે. તેઓ જુના વિચારને વળગી રહેનારા છતાં કેળવણીને ચાહનાર હતા. કેટલાક જ્ઞાતિ બંધુઓને વખતો વખત છુપી મદદ પણ આપતા હતા. ધર્મ ઉપર તેમને શ્રદ્ધા હતી. વાળુકડમાં એક શિવાલય તથા ધર્મશાળા તેમણે બંધાવેલ છે તેમજ શંકરની પ્રતિષ્ટા સમયે દેશતેડું પણ કર્યું હતું. તેમનું અવસાન લગભગ ૭૨ વર્ષની ઉમ્મરે સંવત ૧૯૮૫ ના પોસ સુદી ૧ શુક્રવારના રોજ થએલું છે. તેમની પાછળ એક વિધવા તથા પુત્રો અને પુત્રીઓનુ બહોળુ કુટુંબ છે. તેમના નાના ભાઇ નાનજી હાવજી પણ ઘીનો વેપાર કરે છે અને જ્ઞાતિના કાર્યોમાં આગળ પડતો ભાગ લે છે.

## સ્વ૦ મંગળજી મુળજી ઓઝા.

ધ્રાંગધ્રામાં રામાણી ઓઝાનું કુટુંબ જાણીતું થઇ ગયું છે. જેમાં મંગળજી મુળજી ઓઝા જ્ઞાતિમાં વધારે જાણીતા થયા છે, તેમના વડીલો, અમદાવાદથી ધ્રાંગધ્રા રહેવા આવ્યા હતા. મુળજી ઓઝાને પાંચ પુત્રો હતા. જેશંકર, ભગવાનજી, જેઠાભાઇ, મંગળજી, અને પ્રભાશંકર. મુળજી ઓઝા સ્વામીનારાયણ ભગવાનના અનન્ય ભક્ત હતા. તેના ધાર્મીક સંસ્કાર મંગળજી ઓઝામાં ઉતર્યા હતા. તેમનો જન્મ આશરે સંવત ૧૮૯૦માં થએલો હતો. રૂ, કપાસ. અને ધીરધારનો ધંધો તેઓ કરતા હતા. સોના ચાંદીની પેઢી પણ તેમણે ખોલી હતી અને પ્રસંગોપાત તડકા છાયાની માફક આર્થીક સ્થીતિ અનુભવી હતી. તેમના પિતાશ્રીના કારજ પ્રસંગે નાના મોટાં દેશતેડાં કર્યાં હતાં. એમના માતુશ્રી જમનાબાઇના કારજ પ્રસંગે પણ નાના મોટા દેશતેડા તેમજ ચોરાશી કરવામાં આવી હતી. વરસીના દેશતેડા વખતે રોહીશાળાવાળા ઓઝાઓ એમના ભાયાત થાય તેથી તેમણે દક્ષિણા ન લેવી જોઇએ એવી ચર્ચા ઉપસ્થિત થતાં સામસામા ચરૂ મંડાયા હતા, અને વારાફરતી દેશને નોતરાં અપાયાં હતાં. સાત દિવસ પછી ધ્રાંગધ્રાના રાજ શ્રી. રણમલસિંહજીએ વચ્ચે પડી આ ઝગડો પતાવ્યો હતો. મંગળજી ઓઝાના પત્ની કલ્યાણ બાઇ પણ સ્વધર્મ પ્રેમી અને ઉદાર હતાં. સંપ્રદાયની સંસ્થાને મદદો આપવા ઉપરાંત દરેક પરવણીનીતિથીએ બ્રહ્મભોજન અને દાન કરતાં હતાં. આચાર્યોની પધરામણી પણ વારંવાર કરતાં હતાં. મંગળજી ઓઝાનું અવસાન સંવત ૧૯૫૭માં થયું હતું. એમને બે પુત્રો હતા. લક્ષ્મીશંકર તથા નાનાલાલ. તેમનું કુટુંબ બહોળુ છે.

## સ્વ૦ કામેશ્વર જગન્નાથ ઓઝા.

એમનો જન્મ ધ્રાંગધ્રામાં આશરે સંવત ૧૮૮૦ માં થયો હતો. ઓઝા કુટુંબની વસ્તા લાધાની શાખામાં તેઓ પ્રભાવશાળી તેમજ આપકર્મિ થઇ ગયા છે. તેમના વડીલોની આર્થીક સ્થિતિ નબળી હતી. પરંતુ મુળજી લાધાના ઉપદેશથી ધર્મ માર્ગમાં આગળ વધતાં સાધુ સંતોના આશીર્વાદે વેપારમાં તેઓ આગળ વધ્યા હતા. શરાફી તેમજ રૂ. નો સ્વતંત્ર ધંધો કામેશ્વર ઓઝાએ શરૂ કર્યો હતો. અને તેમાં પુષ્કળ પૈસા પેદા કર્યા હતા. સંપ્રદાયના મંદિરોમાં તેમણે સારી સખાવતો કરી છે. તેમના પિતાશ્રીના કારજમાં પણ નાના મોટા દેશતેડા કર્યા છે. ભાવનગર જેવા મોટી વસ્તીવાળા શહેરમાં લગ્ન પ્રસંગે થાળી વાડકો અને લોટાનું તેમણે લહાણું કરી જમાનાનુકુળ સદઉપયોગ કરી જ્ઞાતિમાં નામના મેળવી છે. એમનું અવસાન સંવત ૧૯૬૧ માં થએલું છે.

## સ્વ. ધનેશ્વર ભૂખણ ત્રિવેદી.

તેઓ મૂળ વઢવાણના રહીશ, કૌશિકગોત્રી, કાંણોદરા કુટુંબના હતા. વઢવાણથી તેઓ આશરે સંવત ૧૮૬૫ માં રાણપુર રહેવા આવ્યા હતા, ત્યાં તેમણે જમીનો રાખી ધીરધારનો તેમજ મોટા જથ્થામાં અનાજ વિગેરે સંગ્રહી વેપાર કરતા હતા. આ ધંધામાં તેઓ લાખો રૂપીયા કમાયા હતા તેમજ માન મેળવ્યું હતું. રાજ દરબારમાં તેમનું માન પણ સારૂં હતું ને. સરકારે પણ તેમને બસો વીઘાની જમીન ખાનગી હકથી કાયમ કરી આપી સનંદો આપી તેમની કદર કરેલી છે. તેમના પુત્રો નાનપણમાં ગુજરી જવાથી એકનાં એક દીકરી જીવીબેનને ભાવનગરમાં ત્રિવેદી વિશ્વનાથ કાળીદાસ સાથે પરણાવી, વિશ્વનાથને ઘર જમાઈ રાખ્યા હતા. આ લગ્ન પ્રસંગે તેમણે રાણપુર ગામનો ધુમાડો બંધ કરી પોતે ભોજન આપ્યું હતું. યજ્ઞયાગાદિક ધર્મ ક્રિયાઓ પણ તેમણે સારા પ્રમાણમાં કરેલાં હતાં. કેટલાક બ્રહ્મબાળકોને ઉપવીત આપી લગ્ન પણ કરાવી આપ્યાં હતાં. આ રીતે દેશમાં આપકમાઇથી તેમણે સારી નામના મેળવી છે. જ્ઞાતિમાં પણ તેમનું સારૂં માન હતું. એમનું અવસાન સંવત ૧૯૦૫ માં થએલું છે. એમની પાછળ મોટું દેશતેડું થયું હતું. વિશ્વનાથને જીવીબેનથી બે પુત્રો લક્ષ્મીશંકર અને મગનલાલ થયા હતા. જેઓ પોતાના વડીલનો ચાલુ ધંધો કરતા હતા અને દરબારમાં કારભારીનું કામ પણ કરતા હતા. તેઓએ રાણપુરમાં

પધરાવેલા મહાલક્ષ્મી માતાના મંદીરમાં સારી સહાયતા આપેલી હતી. આ વખતે રાણપુરમાં સ્થપાએલી મ્યુનિસિપાલીટીમાં સરકાર તરફથી લક્ષ્મી-શંકર નીમાયા હતા. તેમના પુત્ર મોહનલાલ પણ દરબારોનું કારભારૂં કરતા હતા. તેઓ કેળવણીના ચાહક હતા. તેમના બે પુત્રો પૈકી રા. રતીલાલ બી. એ. થએલા છે જ્યારે રા. હરીલાલ રાણપુમાં રહી ખાનગી ધંધો કરે છે.*

## સ્વ. ગંગારામ ત્રીભુવન ત્રિવેદી.

આશરે દોઢસો વર્ષ ઉપર ત્રવાડી ભૂખણ રત્નેશ્વર ધોળકાથી રાણપુર આવી વસેલા હતા. તેના વંશમાં તેના બે પુત્રો રૂપરામ અને મુળજી નામે હતા. જેમાં રૂપરામના દીકરા જેઠા ત્રવાડી બોટાદ રહેવા ગયા હતા. અને મુળજીના દીકરા ત્રીભુવન રાણપુરમાંજ રહ્યા હતા. ગંગારામ તેમના પુત્ર થાય. તેમને બીજા ચાર ભાઇઓ હતા. તેમાંના સૌથી મોટા નાનાભાઇ ઝાલાવાડના બાર ગામમાં આગેવાન પટેલ ગણાતા હતા. બીજા ભાઇ પીતાંમ્બર ગામમાં દાણાનો વેપાર કરતા હતા. ગંગારામ ત્રીજા પુત્ર હતા. નાનપણથી વ્યાપારમાં જોડાવાના ઉત્સાહને લીધે ગઢડામાં જઇ વસેલા તેમનાં કુટુંબી કુબેર ત્રવાડીની કાપડની દુકાને અનુભવ લેવા જઇ રહ્યા હતા. થોડાક વર્ષો નોકરી કર્યા બાદ તેઓ રાણપુર આવ્યા હતા અને સ્વતંત્ર ધંધો કરવાની ઉમેદથી પ્રથમ નાના પાયા ઉપર કાપડની દુકાન શરૂ કરી હતી. બહોળો અનુભવ અને જાત મહેનત તથા બાહોશીથી તેમણે વ્યાપાર વધાર્યો હતો. રાણપુરમાં કાપડના વ્યાપારીઓમાં તેમની દુકાન પ્રથમ પંક્તિએ આવી હતી. અમદાવાદ, ભાવનગર, સુરત, મુંબઇ, જામનગર, અમરેલી વિગેરે શહેરોમાંથી આડત બાંધી મોટા જથ્થામાં માલ મંગાવતા હતા. ગામમાં તેમજ આજુબાજુમાં તેઓ માલ મોટા જથ્થામાં આપતા હતાં. એમના નાના બે ભાઇઓ જેશંકર તથા દયાળજીને તેમણે દુકાનમાંજ

---

* સુધારો. આ પુસ્તકના પહેલા ભાગને પાને ૯૨ મે રાણપુરની હકીકતમાં ધનેશ્વર ભૂખણના સંબંધમાં લખાયું છે કે " તેમની ગાદીએ પ્રાણજીવન ઓઝા આવેલા કહેવાય છે " એ સમજ ફેરથી લખાએલું છે. ધનેશ્વર ભૂખણની ગાદીએ ભાવનગરવાળા ત્રિવેદી વિશ્વનાથ કાળીદાસના પુત્રો એટલે ધનેશ્વર ભૂખણના ભાણેજો આવેલા છે. એ ઉપરની હકીકતથી સાબીત થાય છે. વળી વઢવાણની હકીકત પણ પાને ૮૩ મે છે તેમાં સુંદરજી ઓઝાનો વારસો તેઓ અપુત્ર હોવાથી રાણપુરવાળા તેમના ભાણેજ રા. હરીલાલ મોહનલાલને મળેલો છે એમ સુધારીને વાંચવું.

રોકયા હતા. તેમજ પિતાંબરના મોટા દીકરા મોહનલાલને પોતાની દુકાનમાં રાખી અનુભવ આપ્યો હતો. અને પાછળથી તેઓ દુકાનના કરતાકારવતા થયા હતા. આ કુટુંબ બહોળું થયું હતું અને ડેલાવાળાના નામથી ઓળખાય છે. ગંગારામ ત્રવડીનો જન્મ સંવત ૧૮૮૩ માં થયો હતો ત્યારે અવસાન સંવત ૧૯૬૫ માં થએલું હતું. રાણપુરના ડેલીવાળાના કુટુંબમાં આ પુરૂષ પ્રભાવશાળી થઇ ગએલ છે. તેમણે મહાલક્ષ્મી માતાની સ્થાપનામાં બનતી મદદ આપી શંકરની પ્રતિષ્ટા પોતા તરફથી કરેલી છે. અન્ય ધર્મ કાર્યમાં પણ આગળ પડતો ભાગ લેતા હતા.

## સ્વર્ગસ્થ મુળજીભાઇ આશારામ ઓઝા.

ગુજરાતી નાટયકલામાં અને નાટક કંપનિનો ધંધો ખીલવવામાં તેમજ એક સાહસિક આદર્શ એકટર તરીકે રંગભૂમિને દીપાવનારાઓમાં મુળજી ભાઇનું નામ પ્રથમ પંક્તિએ આવે છે. ગુજરાતમાં સર્વથી પ્રથમ નાટક કંપનિ ઉભી કરનાર અને અનેક પ્રકારનાં આવરણોની સામે થઇ લાગલાગટ ૫૦ વર્ષ સુધી એ ધંધામાં યશસ્વી નામના મેળવનાર પણ મુળજી ભાઇ છે. તેમનો જન્મ આશરે સં. ૧૯૧૪ માં ગોંડળમાં થયેલો હતો. તેઓનું વતન તો મોરબી. આ વખતે તેમના પિતા આશારામ જાદવજી ગોંડળ સ્ટેટમાં ખાનગી કારભારીના હોદ્દા ઉપર હતા. તેઓ ત્રણ ભાઇ હતા. સૌથી મોટા ઇશ્વરભાઇ, બીજા વાઘજીભાઇ અને સૌથી ન્હાના મુળજીભાઇ પોતે નાનપણથી જ સ્વછંદી. સ્વતંત્ર મિજાજના તોફાની અને સાહસિક વૃત્તિના હોઇ કેળવણી લેવા પ્રત્યે તેમનો આદર બહુજ ઓછો હતો, એટલે તેઓ ફક્ત સાધારણ ગુજરાતી કેળવણીજ લઇ શકયા. તેમની ૭ વર્ષની ઉમ્મરે એટલે સં. ૧૯૨૦ માં તેમના પિતાશ્રીનો સ્વર્ગવાસ થયો એટલે તેઓ થોડો વખત ધોરાજીમાં ઈશ્વરભાઇ પાસે અને પછી મોરબીમાં વાઘજીભાઇ પાસે આવી રહ્યા. તેમનું ઉચ્છૃખંલ જીવન સદ્દમાર્ગે વાળવાને અને ગુપ્ત પણે રહેલી દિવ્ય શકિતઓનો વિકાસ થાય એવા હેતુથી વાઘજી ભાઇએ પોતાની લાગવગથી મુળજીભાઇને મોરબીની ગુજરાતી કન્યા શાળામાં માસિક રૂ. ૬ ના પગારથી રખાવ્યા. આ મુળજીભાઇના ધંધાથી જીવનની શરૂઆત. કુટુંબની આર્થિક સ્થિતિ જોઇએ તેટલી સારી ન હોવાથી તેમજ કુટુંબ પરિવાર વિશાળ હોવાથી ગૃહસંસાર નભાવવો મુશ્કેલ થઇ પડતો હતો, છતાં જેની ભાવનાજ ઉંચી હોય, બુદ્ધિ સાહસિક હોય અને કંઇક પણ આત્મબળ પ્રકાશવાની તિવ્ર ઇચ્છા હોય એવી વ્યક્તિને

આવી જુજ નોકરીમાં લાંબો વખત રહેવું ન પાલવે. પણ એટલું તો ખરૂંજ કે દેશના મહાન પુરૂષોના જીવનની શરૂઆતનું પહેલું પગથીઉં કેળવણી ખાતાની નોકરીમાંથીજ થાય છે તેમ મુળજીભાઈના સાહસિક કાર્યની શરૂઆત પણ કેળવણી ખાતાની નોકરીમાંથીજ થઇ. મુળજીભાઇ જેમ બાહ્ય દષ્ટિએ કાર્ય કરવામાં કુશળ હતા તેમ વાઘજીભાઇનુ આંતરિક કાર્ય વિદ્વતા ભરેલું હોઇ તેમને વિકસાવવા સંવત ૧૯૨૮ માં બન્ને ભાઇઓએ મળી મોરબીમાં મોરબી આર્ય સુબોધ નાટક કંપનીની સ્થાપના કરી. આ સમયે ગુજરાતમાં નાટક કંપનીયોનું અસ્તિત્વ ન હોતું, ફક્ત રામલીલાઓ અને રાસલીલાઓના પ્રયોગો થતાં. શરૂઆત દશજ માણસોથી થએલી, છતાં વાઘજીભાઇની ઉત્તમ પ્રકારની કાવ્ય શકિત અને ધર્મનીતિથી, રાખવામાં આવતી ઉત્તમ પ્રકારની વ્યવસ્થાથી દિવસે દિવસે કંપનિ યશનામી બનતી ગઇ. તેમણે ગુજરાત કાઠિયાવાડમાં ફરવા માંડયું. આર્થિક સ્થિતિ પણ સુધરી. હવે મુળજીભાઇની ઇચ્છા એક સારા એકટર તરીકે બહાર આવવાની થઇ. ભર્તુહરિ નાટક લખાયું અને ભર્તુહરીનો પાઠ ખુદ મુળજીભાઇએજ ભજવ્યો અને તે વખણાયો. આથી તેમનો આનંદ વધ્યો ક્રમે ક્રમે લખાતા નાટકોમાં સ્ટેજ ઉપર મુખ્ય પાઠ મુળજીભાઇજ ભજવવા લાગ્યા. પ્રજાએ જેમ નાટકો સત્કાર્યા. તેમ મુળજીભાઇને સારાં એકટર તરીકે વધાવ્યા. લોકોમાં કહેવત ચાલુ થઇ કે વાઘજીભાઈ જેવો નાટકોનો લખનાર અને મુળજીભાઇ જેવો ભજવનાર બીજો ન મળે. કંપનિયે મુંબઇ તરફ પ્રયાણ કર્યું. મુંબઇની પ્રજાનો આદર મેળવ્યો. બીજી ગુજરાતી કંપનિયોની શરૂઆત થઇ. રંગભૂમિ વિધ વિધ રંગોથી રંગાવા લાગી. નવીન પ્રકારની સીન સીનેરીએ લોકોનાં મન રીઝવવાં માંડયા. છતાંય મોરબી કંપની પોતાનું માન દરેક પ્રકારે જાળવી રહી. પરંતુ જીવન ક્ષણભંગુર છે તડકા છાંયાની માફક સુખ દુઃખના તડકા આવે જાય છે અને મનુષ્ય જીવનના ધૈર્યની કસોટી કરવાને આફતો તેની પાછળ લાગીજ રહે છે. તેમાંથી મુળજીભાઇ કેમ મુક્ત રહી શકે. ? વાઘજીભાઇનું અવસાન થયું મુળજીભાઇ ઉપર આફતનો ડુંગર તુટી પડયો. રંગભૂમિ ઉપરના રાજાપાઠથી રાજાઓને અંજાવનાર ધૈર્યવંતા મુળજીભાઇનુ ધૈર્ય ખૂટયું, જીવન ઉદાસી બન્યું. પણ મિત્રોની સમજાવટ અને જ્ઞાનમાર્ગની દષ્ટિએ મુળજીભાઇએ પોતાનો ધંધો આગળ ચલાવ્યો. મુળજીભાઇની ફરજ બેવડી થઇ. નાટક કંપનીના કારભાર ઉપરાંત કૌટુંબિક વ્યવસ્થાનો બોજો શિર ઉપર પડયો. મુળજીભાઇના સાહસિકપણાની કસોટી હવેજ થઇ. છતાં હિમ્મત નહિ હારતાં ભરદરિયે

જીવન નાકાનુ સુકાન આગળ ચલાવ્યું. નવા જમાનાની નવીનતા દર્શક નાટકો લખાવવા અને રંગભૂમિ ઉપર મુકવા શરૂ કર્યા. થોડાક વર્ષોની શિથિલતા પછી કંપનીયે પોતાની નામના, ઉભી થયેલી અનેક કંપનીઓની હરીફાઇમાં રાખવા માંડી. અનસુયા, સુકન્યા સાવિત્રિ, બળિરાજા, બુદ્ધદેવ, જેવા નાટય પ્રયોગોએ જન સમાજને ઘેલું બનાવ્યું.

મુળજીભાઇનાં લગ્ન ત્રણ વખત થયેલાં હતાં. પ્રથમના બે લગ્નોમાં પુત્ર ન હોવાથી ત્રીજીવારનું લગ્ન વૃદ્ધાવસ્થામાં કર્યું. આ વખતે મુળજી-ભાઇ જગબત્રીસીએ ચડયા. બધું ધૈર્યથી સહન કર્યું. સહનશકિતનું ફળ પરમાત્માએ આપ્યું, ત્રીજીવારના મહુવાવાળા બાઇને પુત્ર પ્રસર્યો. હૃદયમાં શાંતિ થઇ. પરંતુ પાડાની બીમારીએ શારિરીક સ્થિતિને પરવશ બનાવી. ૭ માસનો ખાટલો સેવ્યા બાદ પ્રકૃતિ કાંઇક સુધરી. પરંતુ જેનો નામ તેનો નાશ છે એ સિદ્ધાંતે મુળજી ભાઇનો જીવન દીપ સંવત ૧૯૭૪ ના શ્રાવણ સુદ ૧૦ શનિવારે વડોદરામાં પંચત્વને પામ્યો. જ્ઞાતિએ એક સાહ-સિક, પહેલવાન, ઔદાર્યચિત્ત સાત્વિક હૃદયનો ધર્મપરાયણ બંધુ ગુમાવ્યો છે. સાથે ટુંકજ સમયમાં તેમનો કુળદિપક પણ પિતાની પાછળ ચાલતો થયો.

નાનપણમાં સ્વચ્છંદી અને તોફાની હોય તે વૃદ્ધાવસ્થામાં શાંત, સરળ, સાત્વિક અને પ્રેમાળ બને છે એનું દૃષ્ટાંત મુળજીભાઇ પુરં પાડે છે. સાહસિક ધંધાની ખીલવણી સાથે મન, બુદ્ધિ અને હૃદયની પણ ખીલ-વણી થાય છે. મુળજીભાઇએ કરેલી નાટક કંપનીનું ધાર્મિક અને નૈતિક તત્વ ઉપર બાંધેલું બંધારણ છેવટ સુધી મુળજીભાઇએ સાચવેલું. કાયમ ૨૦ સંત સાધુઓને ભોજન આપ્યા બાદ કંપનિના માણસોને ભોજન અપાતું. અન્ય પ્રકારે પણ દુ:ખીઓના દુ:ખ મટાડવા ઉદારતા દર્શાવાતી. જ્ઞાતિ ઉન્નતિ પ્રત્યે પણ તેમનો પ્રેમ મક્કમ હતો, જામનગર મળેલી જ્ઞાતિ કોન્ફરન્સને પોતાને ખર્ચે મોરબીમાં બોલાવવા નિમંત્રણ કરેલું, જોકે દેશાવરના વસ-વાટને લઇને તેમજ મોરબીની જ્ઞાતિ તરફના કાર્ય ઉપાડી લેવાના અભાવને લઇને આ વચન તેઓ પાળી શકયા નહોતા વળી જ્ઞાતિ ઉન્નતિના વિષયને તેઓ વિચારથી પ્રોત્સાહન આપતાં અને વખત પ્રસંગે સહાયક પણ બનતા.

વૃદ્ધાવસ્થામાં મુળજીભાઇએ પોતાના ભત્રિજા અમૃતલાલને પોતાની પાસે રાખી હરેક પ્રકારની તાલિમ આપેલી. કંપનિના કારભારનો મોટો બોજો તેણે પોતાની બાહોશીથી ઉપાડી લીધેલો. પોતાના જમાઇ ઓધવજીને લાંબા વખતથી કંપનિના બાહ્યકારભારમાં રાખેલા હતા. પરંતુ કમનસિબે

મુળજીભાઇના દેહાંત થવા પછી અંદર અંદરના વિખવાદે લગભગ ૫૨-૫૩ વર્ષે કંપનિનું અસ્તિત્વ પણ નાશ પામ્યું; આજે મુળજીભાઇની કંપનિ અને મુળજીભાઇના નાટકો પ્રજાના હૃદયપટ ઉપર નોંધાઇ રહ્યા છે અને મુખે સ્મરાઇ રહ્યાં છે. દૈવની ગતિ વિચિત્ર છે. પુત્રના મરણ બાદ મુળજી ભાઈની વિધવાએ ભાણેજને દત્તક લીધેલો. કાશિમાં પન્નાલાલ ઝવેરીને ત્યાં પરણાવેલો. તે પણ આજે હયાત નથી. બધું સ્વપ્નવત થઇ ગયું. ત્રણભાઇના વસ્તારમાં રા. અમૃતલાલ અત્યારે હયાત હોઇ અમદાવાદમાં કોલસાનું બિઝનેસ કરે છે. મુળજીભાઇની બે વિધવાઓ પણ હયાત છે. લાખોની કમાઈની મિલ્કત આજે હતી નહતી સ્થિતિમાં છે. વિચિત્ર જગતની વિચિત્રતાનો આ એક આબેહુબ દષ્ટાંતરૂપ ચિતાર છે.

## સ્વ. મોહનલાલ પ્રાણજીવન ઓઝા.

એમનો જન્મ સં. ૧૯૨૫ની સાલમાં થયેલો છે. એમના વડીલ મુળજી ઓઝા ૧૯૦૦ ના સૈકામાં ધ્રાંગધ્રામાં જાણીતા પુરૂષ થઇ ગયા છે. તેઓ સ્વામીનારાયણ સંપ્રદાયના અડગ ભકત હતા. જ્ઞાતિમાં તેમજ રાજ્યમાં અને વ્યાપારીઓમાં તેઓ આગેવાન ગણાતા હતા. તેમના મોટા પુત્ર જેશંકર અને તેના પુત્ર પ્રાણજીવન અને તેના પુત્ર મોહનલાલની ઉત્તરોત્તર વ્યાપારીક પ્રવૃત્તિથી આ કુટુંબ નામાંકિત ગણાતું હતું. મોહનલાલે જોકે સામાન્ય કેળવણી ઉપરાંત વધારે કેળવણી લીધી નહોતી તો પણ તેમની ધાર્મિક માતાના સંસ્કારે ધર્મ અને નીતિના સંસ્કાર તેમના ઉપર સારા પડયા હતા. મોહનલાલ ઉમર લાયક થતાં પોતાના વડીલની ચાલતી દુકાનમાં વ્યાપારિક અનુભવ મેળવવા લાગ્યા હતા, એક પ્રામાણિક અને સારા વ્યાપારિ તરીકે તેમણે નામના મેળવી હતી. સં. ૧૯૫૮ માં ધ્રાંગધ્રાના રાજશ્રી અજીતસિંહજી અને પ્રજા વર્ગ વચ્ચે વૈમનસ્ય ઉભું થયેલું અને તેમાં પ્રજાવર્ગ તરફથી મોહનલાલે સત્યનિષ્ઠા પૂર્વક આગેવાની ભર્યોભાગ લીધો હતો. આથી કરીને તેમને ધ્રાંગધ્રા છોડવું પડેલું. આ સમયે તેમણે અમદાવાદ આવી માણેકચોકમાં ચોકસીની દુકાન કરેલી. બે વર્ષ દરમિયાનમાં રાજ સાથે સુલેહ થતાં તેઓ ધ્રાંગધ્રા પાછા ગયેલા અને પોતાના ધીર ધારના ધંધા ઉપરાંત સોના ચાંદીની શરાફી પેઢી ચાલુ કરી વેપાર વધાર્યો. સં. ૧૯૫૮ માં તેમના પિતાનું અવસાન થતાં વ્યાપારનો તેમજ ગૃહ વ્યવહારનો બધો બોજો તેમને માથે પડયો હતો. તેમને માણેક નામે

બ્હેન હતાં તે રાણપુર પરણાવ્યાં હતાં. પરંતુ તેમનું અવશાન જુવાન વયમાં થતાં તેમના ભાણેજનેપુત્ર માફક પ્રેમભાવથી રાખી ઉંચ કેળવણી આપી છે. તેમની મોટી ઉમરે પુત્ર પ્રાપ્તિ થઇ હતી એ એમની ધાર્મિક અને સાત્વિક ભાવનાનું ફળ ગણાય. એમનું અવસાન સં. ૧૯૮૦ માં ૫૪ વર્ષની ઉમરે થયેલું છે. જ્ઞાતિ સુધારણા પ્રત્યે તેઓ ભાવ રાખતા હતા અને વિદ્યાવૃદ્ધિના હિમાયતી હતા. જ્ઞાતિની કેળવણીમાં તેઓ પ્રસંગોપાત બનતી મદદ આપતા હતા. તેમના પુત્ર પણ પિતાને પગલે ચાલી જ્ઞાતિ સેવાના ઉત્સાહ દર્શાવે છે.

## સ્વ. ડાહ્યાભાઇ દેવશંકર ત્રિવેદી.

એમનો જન્મ સં. ૧૯૨૪ ના મહા વદ ૧૨ ના રોજ જેતપુર મુકામે થયો હતો. તેમના પિતાશ્રી વકીલાતનો વ્યવસાય કરતા હતા. વકીલાત પહેલાં શ્રી. દેવશંકરભાઇ શિક્ષક તેમજ જેતપુર સ્ટેટમાં ફોજદાર તરીકે કામ કરતા હતા. છેલ્લાં ચાળીશ વર્ષ સુધી તેમણે વકીલાત કરી હતી. શ્રી. ડાહ્યાભાઇ ગુજરાતીનો અભ્યાસ કરી પોતાના પિતાશ્રીની સાથેજ જોડાઇ ગયા; અને ધીરે ધીરે કાયદાનું જ્ઞાન સંપાદન કરી લીધું. પરિણામે તેમણે જામનગર, જેતપુર તથા જુનાગઢ સ્ટેટની ફર્સ્ટ કલાસ વકીલની પરીક્ષા પસાર કરી તે રાજ્યોની સનદ મેળવી હતી. એ પછી તેમણે વકીલાતનો ધંધો શરૂ કર્યો હતો અને તેમાં સારો યશ મેળવ્યો.

સ્વ. ડાહ્યાભાઇ થાણાદેવડીના સ્ટેટ વકીલ હતા. તેમજ તેમના લીગલ એડવાઇઝર હતા.

તેઓશ્રી જ્ઞાતિ હિતના કાર્યમાં હંમેશાં આગળ પડતો ભાગ લેતા હતા. તેમજ આગેવાન શહેરી તરીકે પંકાતા હતા. ધર્મ પ્રત્યે પણ તેમની શ્રદ્ધા સારી હતી. જેતપુરના ભદ્રેશ્વર મહાદેવનું ઘણું ખરૂં કામકાજ તેઓશ્રી કરતા હતા.

શ્રી. ડાહ્યાભાઇ સારા કર્મકાંડી હતા. તેમણે વૈદિકજ્ઞાન સંપાદન કર્યું હતું. શ્રાદ્ધ, રૂપીતર્પણ વગેરે ક્રિયા તેઓ કરાવી શકતા હતા. શુકલતીર્થના વેદ પાઠીભાઇઓને તેઓશ્રી ઉદાર આશ્રય આપતા હતા.

હાલ તેમના ચિ. શ્રી. મહાશંકરભાઇ પણ વકીલાત કરે છે. આ ઉપરાંત હાલ અહીંના દશ તાલુકદારોના લીગલ એડવાઇઝર તરીકે શ્રી. મહાશંકરભાઇ કામ કરે છે તેથી જ્ઞાતિ ઉપરાંત શહેરમાં પણ આ કુટુંબની સારી પ્રતિષ્ઠા છે.

શ્રી. ડાહ્યાભાઇ સં. ૧૯૭૭ ના પોષ વદ ૬ ના રોજ સ્વર્ગવાસી થયા છે. તેઓ પોતાની પાછળ સાત પુત્રો તેમજ એક પુત્રી મુકી ગયા છે.

## બ્રહ્મનિષ્ઠ ગુરૂશ્રી વિશ્વનાથજી મહારાજ.

આપણી જ્ઞાતિમાં જેમાં અનેક રત્નો ઉત્પન્ન થયાં છે તેમ વિદ્વાંતકોવિદ ધર્મ ગુરૂઓ પણ ઉત્પન્ન થયા છે. ઓગણીશમી સદીના અંતમાં અને વીશમી સદીની શરૂઆતમાં થઈ ગએલા શ્રી સનાતન શ્રોત સ્માર્ત વર્ણાશ્રમ ધર્મ સદ્બોધ પ્રવર્તક વેદાન્તાચાર્ય શ્રી જ્ઞાનપીઠાંધીશ્વર શ્રોત્રિય બ્રહ્મનિષ્ટ સદ્ગુરૂશ્રી વિશ્વનાથજી મહારાજ જ્ઞાતિદિપક ચંદ્ર સમાન થઇ ગયા છે.

ગુરૂશ્રી વિશ્વનાથજીનો જન્મ જામનગર નિવાસી યજુર્વેદી દ્વિવેદી જયકૃષ્ણને ગૃહે સંવંત ૧૮૭૮ માં ચૈત્ર શુકલ ૯ ના દિને થયો હતો. તે સમયે તેઓશ્રીના પિતાની આર્થિક પરિસ્થિતિ ઘણીજ નબળી હતી. યજમાનવૃત્તિ કરીને કુટુંબનું ગુજરાન ચલાવતા હતા. પરંતુ ગુરૂશ્રી વિશ્વનાથજીના જન્મ પછીથી કુટુંબની પરિસ્થિતિ કંઇક સુધરવા પામી હતી. તેઓશ્રીએ ઉપવીત સંસ્કાર થયા બાદ વેદાધ્યયન કર્યું અને પોતાના પિતાશ્રીની જેમ તેઓ પણ યજમાનવૃતિનું કાર્ય કરવા લાગ્યા. ઉપરાંત તેઓશ્રીના મોટા ભાઇ જયાનંદ કચ્છના બાવાવાળાની પેઢી જામનગરમાં ચાલતી તેમાં મહેતા તરીકે કામ કરતા હતા. તેથી ગુરૂશ્રી વિશ્વનાથજીને પેઢીના સંરક્ષક તરીકે રાત્રીએ ત્યાં સુવા જવાની નોકરીમાં દાખલ કરાવ્યા હતા. તેમાં ફક્ત પાંચજ કોરીનો મહિનો મળતો હતો. અને દિવસમાં કોઇ ગૃહસ્થના તરફથી રૂદ્રિ–ચંડીનાપાઠ વિગેરેના નિમંત્રણથી, તે કરવા માટે જતા હતા. એવી રીતે તેઓશ્રીનો કાર્યક્રમ ચાલતો. તેઓ ચુસ્ત વૈદિકકર્મ પરાયણ હતા તે તેમાં કોઇ ગૃહસ્થના તરફથી દુધનો અભિષેક મહાદેવ ઉપર કરવાનો હોય ત્યારે તેઓશ્રીના હૃદયમાં સ્વતઃ દયાનો પ્રાદુર્ભાવ થતાં વિચાર આવતો જે આ દુધ મહાદેવની કુંડીમાં નકામું જશે ત્યારે એક લોટી મહાદેવને ચડાવી બીજું દુધ ગરીબ સાધુઓને પાવામાં આવે તો ઘણું સારૂં થાય અને યજમાનનું પણ વિશેષ કલ્યાણ તેમાંજ છે. એવા વિચાર આવતાં તેઓશ્રી તે દુધની તેવીજ વ્યવસ્થા કરતા હતા. તેમાં કંઇક યોગી મહાત્માઓની તેઓશ્રીના ઉપર પૂર્ણ કૃપા થએલી તેથી કેટલાક યોગના પ્રયોગો પણ તેઓશ્રીને પ્રાપ્ત થયા. જેના પરિણામે મોટા પત્થરને કાચે સુત્રે બાંધી પોતાના સ્વહસ્તથી ઘરના આંગણામાં પીપળાના વૃક્ષની ડાળે ટાંગી રાખતા હતા, એવા અનેકશઃ ચમત્કારોની વાતો અદ્યાપિ કેટલાક વૃદ્ધો કરી રહ્યા છે. એમ દિવસો પસાર કરતાં તેઓશ્રીનાં લગ્ન થયાં હતા. તે પછીના વખતમાં પણ તેઓશ્રીનો નિત્યક્રમ તેજ પ્રકારે ચાલુ હતો. તેમાં લગભગ સોળ વર્ષની અવસ્થાએ ચિદાનંદ

નામના બ્રહ્મચારીનો સમાગમ થયો. તેની પાસે રહી તેઓશ્રી અનેક પ્રકારે તપશ્ચર્યા કરવા લાગ્યા. પરંતુ હૃદયમાં એવા વિચારો થતા જે મારૂં તેમજ દેશનું કલ્યાણ શાથી થાય. વેદ ભણ્યા પણ વેદાર્થ શો હશે ? આવા વિચારોથી મન અસ્વસ્થ રહ્યા કરતું હતું જેને લઇ કુટુંબના તરફ તેઓશ્રીનું લક્ષ બહુજ ઓછું થઇ ગયું. અને નિરંતર એજ વિચારમાં રહી તપશ્ચર્યા ચિદાનંદ બ્રહ્મચારી સાથે કરતા હતા. તેમણે તેઓશ્રીની વેદાર્થ જાણવાની જીજ્ઞાસા અને કલ્યાણ સાધવાની જીજ્ઞાસા જોઇ ભગવાન ભાષ્યકાર શ્રીમાન આદ્ય શંકરાચાર્યનાં કેટલાંક સ્તોત્રો ભણાવ્યાં તેમાં આત્મષટક નામનું સ્તોત્ર ચિદાનંદરૂપ શિવોહમ શિવોહમ એ સ્તોત્ર નિત્ય બ્રહ્મચારીજી તેઓશ્રીની પાસે ગવરાવતા હતા. ગાવામા કંઠની મધુરતાને લઇ બ્રહ્મચારીજીને અતીશય પ્રિય હતા. એ પ્રકારે કેટલોક સમય વીત્યાબાદ તેઓશ્રીની અઢારવર્ષની અવસ્થાએ શ્રી જગદુદ્ધાકર અવધૂત યોગીશ્રી વેદાન્તો પદેશક શ્રીરામ ગુરૂનું જામનગરમાં આગમન થયું ત્યારે તેઓશ્રીના સમાગમનો લાભ મેળવતાંજ હૃદયમાં અપૂર્વ શાંતિ પ્રાપ્ત થઇ, અને જે વેદાર્થ જાણવાની જીજ્ઞાસા હતી તે પણ તે પૂજ્યપાદ મહાત્માના મુખમાંથી નિકળતાં વેદ વાકયો શ્રવણ કરતાં તૃપ્ત થઇ અને વિશેષ જાણવા તેઓ શ્રીની પાસે આશાવલંબી થયા. પરંતુ જામનગર શહેરમાં વેદાંત અધિકારીના અભાવે તે મહાત્મા ફક્ત ત્રણજ દિવસ રહી ચોથે દહાડે જામનગર છોડી અન્ય સ્થળે ઉપદેશ પ્રચારે જતા રહ્યા ત્યારે ગુરૂ શ્રી વિશ્વનાથજીના હૃદયમાં તે મહાત્માની નિસ્પૃહતા અને અનુપમ બોધક શકિતની ઉંડી છાપ પડી ગઇ. તેથી તેમની સંગાથે તેઓશ્રીએ જવાનો દ્રઢ નિર્ણય કરી ગૃહ કુટુંબ સર્વનો ત્યાગ કરી ચાલી નીકળ્યા અને પોરબંદર શહેરમાં ગયા. તે ખબર તેઓશ્રીના મોટા ભાઇને પડતાં જાતે પોરબંદર ગયા અને તેઓશ્રીની શોધ કરી ગાડામાં બાંધીને જામનગર લાવ્યા. તેને એક કોટડીમાં પુરી રાખવામાં આવ્યા. કશું ખાવા પીવાનું ત્રણ દહાડા સુધી આપશું નહિ એટલે પેલા જોગટાનો સંગ છોડી દેશે એવા વિચારે તેઓશ્રીને પુરી રાખ્યા. પરંતુ જેને કેવળ કલ્યાણની તાલાવેલી લાગી રહી છે અને ગુરૂનાં ચરણનું સેવન કરી પોતાના જીવનને સાર્થક કરવાની ઉત્કટ ઇચ્છા છે અને વળી યોગમાર્ગના જ્ઞાતા કેમ કોટડીમાં પુરાઇ રહે ! નજ પુરાય. ત્રીજે દહાડે ઉઘાડતાં તેઓશ્રી તેમાં નજ મળે. તેથી લોકોને આશ્ચર્ય થયું. તેઓશ્રી તો ગુરૂ રામની પાસે સેવાપરાયણ રહી વેદાંત શાસ્ત્રનુ અધ્યાયન કરવા પરાયણ રહેવા લાગ્યા. અને કુટુંબે પણ તેમનો પીછો હવે છોડી દીધો. એમ શ્રી ગુરૂ પાસે રહેતાં

તેઓશ્રીને સર્વ શિષ્યમાં અગ્રસ્થાન મળ્યું અને શિષ્ય તરિકે લોકો ઓળખવા લાગ્યા. તેમજ તેઓશ્રીની અસામાન્ય પ્રજ્ઞા અને મેધાશક્તિના પ્રભાવે તે ગુરૂશ્રીના પુર્ણ કૃપા પાત્ર થયા. તેમજ તે ગુરૂશ્રીની સેવામાંપણુ અખંડ વૃતિથી રહી ગુરૂશ્રીની સંગાતે તેઓશ્રીએ સાત વર્ષ નિર્ગમન કર્યા. એ સમય દરમ્યાન ગુરૂશ્રી રામને ખાત્રી થઇ જે આ પુરૂષ વેદાંત પ્રચાર કરી લોકોનો ઉદ્ધાર કરી શકે તેવી શકિતવાન છે તેથી તેઓશ્રીને પાછા સ્વગૃહે જવાની આજ્ઞા આપી અને જ્ઞાનપીઠ સ્થાપી તમો વેદાંત બોધનો પ્રચાર કરી તમારૂં કર્તવ્ય પાલન કરો. તમારો કેવળ લોકોદ્ધાર કરવા માટેજ પ્રાદુર્ભાવ છે એમ કહી પોતાની પાદુકા વિગેરે ચિન્હો આપી વિદાયગીરી આપી ત્યારે ગુરૂશ્રી વિશ્વનાથજીએ તેઓશ્રીને કહ્યું જે મહારાજ મારૂં હૃદય આપશ્રીનો સમાગમ છોડી જવા કબુલ થતું નથી.

હું કોઇની નોકરી ચાકરી કરી ગુલામી કરી શકું તેમ નથી કારણ કે:—૧ + બ્રહ્માનંદમાં રસ લાગ્યા પછી હું હવે જવા અને આપશ્રીનો સમાગમ છોડવા ચાહતો નથી. આ ઉપરથી ગુરૂશ્રીએ તેઓશ્રીના મનનું સમાધાન કરતાં કહ્યું હતું જે " તમારે કેવળ નિસ્પૃહતાથી વેદાંતનો ઉપદેશ કરવો તેમાંજ તમારા કુટુંબનું પોષણ થશે. અને તે છતાં કદાચ પોષણ ન થાય તો પણ વેદાંત ઉપદેશ કર્તવ્યનિષ્ઠા નહિ છોડતાં તમારે તમારૂં કર્તવ્ય પાલન કરવું અને કુટુંબ પોષણ માટે જ્યારે ત્રણ દહાડાના ઉપવાસ થાય ત્યારે ચોથે દહાડે ભિક્ષાવૃત્તિ કરવા નીકળવું અને કુટુમ્બનું પોષણ કરવું. આમારી આજ્ઞા છે. માટે તમો જાઓ અને તમો ત્યાંના મહારાજાના ગુરૂ થશો. રાજ્યવૈભવ પ્રાપ્ત થશે અને અધિકારી શિષ્યો તમારા જ્ઞાનબોધ પ્રાપ્ત કરી પરમ શાંતિ પ્રાપ્ત કરશે." તે ઉપરથી તેઓશ્રી પોતાની પચીસ વર્ષની અવસ્થાએ જામનગર પધાર્યા હતા અને ત્યારથી વેદાંત બોધનો પ્રચાર તેઓશ્રીએ કરવા માંડયો અને ઉતરોતર શિષ્યવર્ગનો જમાવ થવા માંડયો પરંતુ આર્થિક સ્થિતિના અભાવે શિષ્યવર્ગના તરફથી જે કંઇ સીધું આવે તેમાં નિર્વાહ ચલાવવો પડતો. આવી સ્થિતિથી પોતાની એક નાની ઓરડી કે જે અદ્યાપિ રામગુરૂની ઓરડી તરીકે ઓળખાય છે તેમાં રહી જાહેર શેરીમાં લોકોને રાત્રીએ શ્રવણ કરાવતા હતા. તેમાં એક વખત મહારાજા જામશ્રી રણમલજી રાત્રીના ઘર પાસેથી નિકળ્યા તે વખતે વસંતપૂજા ચાલતી હતી તેથી વેદ પાઠી બ્રાહ્મણો વેદાધ્યયન કરતા હતા અને તેઓનું પૂજન યથાવિધિ ચાલતું હતું તે જોઇ મહારાજા અજાણ થઇ ગુપ્ત રીતે સર્વ લોકોની સંગાતે બેસી

ગયા અને લોકો વિખરાતાં પોતે પણ ચાલ્યા ગયા. બીજે દહાડે પ્રાતઃકાળમાં ગુરૂશ્રીને બોલાવી મહારાજાએ ઘણોજ સત્કાર કર્યો અને ભેટમાં કોરી ૫૦૦૦) પાંચહજાર આપી. તે રકમમાંથી ઘેર આવતાં રસ્તામાં જે કોઇ બ્રાહ્મણો મલે તેમજ ગરીબ લુલાં આંધળા વિગેરે લોકોને આપતાં આપતાં તે કોરીમાંથી ફક્ત પાંચજ કોરી અવશેષ રહી. તે ખબર મહારાજાને પડતાં તેમણે ગુરૂશ્રીને રોકડી રકમ નહિ આપતાં નાની કોટડીની પડખે જગ્યા બંધાવી આપી અને આગળના ભાગમાં એક નાનો હોલ શ્રવણ કરવા માટે કરાવી આપ્યો.

ત્યારબાદ જામશ્રી વિભાજી મહરાજ ગુરૂશ્રીના અનન્ય ભક્ત થયા. થોડા સમય બાદ જામશ્રી રણમલજી સ્વર્ગવાસી થયા. તેઓશ્રીએ વિશેષ જગ્યા લઇ બંધાવી આપી અને પબલીક રસ્તા ઉપરના હોલમાં ગુરૂગાદી સ્થાપિત કરાવી. ગુરૂશ્રીનું સન્માન દિનપ્રતિદિન વધતું ગયું મહારાજાની રાણીઓએ ગુરૂશ્રીની દિક્ષા લીધી. છત્ર ચામર છડી વિગેરે મલ્યાં તે જોઇ બ્રાહ્મણોએ દ્વેષ કરવા માંડયો અને ભોળા હૃદયના મહારાજાને ભંભેર્યા કે જે ગામમાં વેદાંત વંચાય તે રાજાનું કદાપિ પણ સારૂં થાય નહિ તે ઉપરથી ગુરૂશ્રીને માટે ઓર્ડર નિકળ્યો જે જામનગરમાં રહેવું તો વેદાંત વાંચવું નહિ અને જો વેદાંત વાંચવું તો જામનગરની હદ છોડી ચાલ્યા જવું. એ ઓર્ડર પહોંચતા પહેલાંજ ખાનગી ખબર મલવાથી ગુરૂશ્રી વિશ્વનાથજી ઘરની તમામ મિલ્કત લુંટાવી એક ફક્ત લંગોટી વાળી પોતાની ધર્મપત્નીને પણ ધોળું વસ્ત્ર પહેરાવી સાથે લઇ ચાલતા થયા અને જામનગરથી પાંચેક ગાઉ દૂર ચેલા કરીને એક નાનું ગામડું છે ત્યાં સુધી પહોંચ્યાં. તે દરમીયાન લોકોમાં ખબર ફેલાઇ ગઇ અને કેટલાક સંભાવિત ગૃહસ્થો મહારાજા પાસે ગયા અને સમજાવ્યા ત્યારે તેઓશ્રીએ એવી ખટપટ કરનાર વ્યક્તિઓનાં નામ આપ્યાં અને પોતે બહુ પરતાયા. તેજ વખતે સ્વારી તૈયાર કરી મહારાજા જામશ્રી તૈયાર થયા, તેમજ ગુરૂશ્રીના કેટલાક શીષ્યો પણ તૈયાર થયા અને સ્વાર મોકલી ચેલામાં ગુરૂશ્રીને રોકયા બધી સ્વારી કેટલેક ટાઇમે ત્યાં પહોંચી અને મહારાજા જામશ્રીએ ક્ષમા માગી, અને પુનઃ વાજતે ગાજતે ગુરૂશ્રીને ધામધુમથી ગામમાં પધરાવ્યા અને મહારાજાએ નવુ ઘર વસાવી આપ્યું. અને તે ઉત્સવમાં ગુરૂશ્રીના નામથી મહારાજાએ ચોરાશી કરી. ગુરૂશ્રીના અંગ ઉપર હંમેશાં દશ વીસ હજાર કોરીનો દાગીનો રહેતો હતો. તે કેટલોક વખત કાપીને બ્રહ્મણોને દાનમાં આપીદે અથવા તો ચોરાશી કરે સાધુનો ભંડારો કરે. જામશ્રી પુરશ્ચરણ, મહારૂદ્ર, વિષ્ણુયાગ વિગેરે યજ્ઞ

કરે અને પુનઃ એથી બમણું ત્રમણું પ્રાપ્ત થાય. જેમ જેમ વૈભવ વધતો ગયો તેમ તેમ તેઓશ્રીને **उदारस्य तृणंवित्तं निस्पृहस्य तृणं जगत् ॥** આ સૂત્રાધારે દાનવીર તરીકે લોકો ઓળખવા લાગ્યા, અને **ब्रह्मसत्यं जगन्मिथ्याजीवो ब्रह्मैववानरः ॥** એ વેદાંત નિષ્ઠાનો પ્રત્યક્ષ પુરાવારૂપ થયા અને કહેતા જે—

**धिक्तं वेदान्तवक्तारं वाचालं वितलं परम् ।** એવી રીતે કાલક્ષેપ કરતા. જામનગરમાં અનેક શિષ્યો થયા. દેશ વિદેશમાં પણ અનેક શિષ્યો થયા અને સર્વત્ર તેઓશ્રીની અનુપમ બોધક શક્તિનો ફેલાવો થવા લાગ્યો. તે દરમીઆન તેઓશ્રીને એક પુત્ર અને એક પુત્રી એમ બે પ્રજા થઇ હતી. તેમાંથી તેઓશ્રીનાં પુત્રી હાલમાં હયાત નથી. સંવત. ૧૯૩૧ ના કાર્તિક માસમાં કાશીની યાત્રાનો સંકલ્પ કર્યો અને કેટલેક સંઘ લઇ મહારાજાની રજા માગી યાત્રાર્થે પ્રયાણ કર્યું. તે વખતે ગુરૂશ્રીના શરીરને ક્ષયની બિમારી લાગુ પડી હતી. તે ટાઇમમાં વઢવાણ સુધીજ ગાડી હતી. તેથી ગાડાંથી જવું પડતું. તેમ પ્રયાણ કરતાં મધ્યમાં જ્યાં જ્યાં મુકામ થાય ત્યાં ચોરાસી, બ્રહ્મભોજન અને બ્રાહ્મણોને દક્ષિણા વિગેરેથી તૃપ્ત કરતા હતા. અને ત્યાંના લોકો અને રાજાઓ પણ ગુરૂશ્રીનો સારો સત્કાર કરતા હતા. તેમજ રેલરસ્તે વઢવાણથી મુંબઇ જતા આવતા રજવાડાઓએ પણ ડેપ્યુટેશનો મોકલીને બબ્બે દહાડા ઉતારી ગુરૂશ્રીનાનો બોધ શ્રદ્ધા પૂર્વક સાંભળી અતીવ સન્માનીત કરેલ હતા. એમ કેટલેક દિવસે કાશી પહોંચ્યાં ત્યારે રામ-નગરના રાજાએ મોટી સ્વારીથી ગામમાં ઉતાર્યા. અને ઉતારા વિગેરેનો બંદો-બસ્ત કરેલો, સાથે ત્રણસો માણસનો કાફલો હતો. ગંગાસ્નાન કરતી વેળા કાશીના સર્વ પંડિતો કેટલાક સન્યાસીઓ, ગુરૂશ્રીની અપ્રતીમ બ્રહ્મનિષ્ઠતા જોઇ તેમના ચરણમાં સ્નાનાર્થે આવતા હતા. મહારાજા રામ રાજાએ પણ તેજ પ્રકારે સ્નાન કરેલું. અને ગુરૂશ્રીને ભેટ સોગાદ સારી રીતે અર્પેલ. ત્યાં એક માસ રોકાયા. અને ત્યાંથી પાછા વળતાં મુંબાઇ વિગેરે સ્થળે રોકાતાં રોકાતાં માઘમાસમાં જામનગર પધારશે. એ ખબર મહારાજા જામશ્રી વિભાજીને પડતાં તેમજ ગુરૂશ્રીની શરીર પ્રકૃતિ અસ્વસ્થ છે તેથી વઢવાણ સુધી માણસોને મીઆનો લઇ મોકલ્યા હતા અને મીયાનાની સ્વારીથી ધીરે ધીરે જામનગર આવ્યા ત્યારે ધામધૂમથી સામૈયું કર્યું. તે વખતે મીઅનામાં સામે કોરી વિગેરે પડેલ તે બેઉ તરફ વેરતાં વેરતાં ગુરૂસ્થાનમાં પધાર્યા અને મહારાજા જામશ્રીને તેમજ અન્ય શિષ્ય વર્ગને કહ્યું જે મારૂં કાર્ય હવે પૂર્ણ થયું છે, માટે હવે આ દુનીયાનો ત્યાગ કરવા ઇચ્છું છું. આવતી

કાલથી ચોરાસીનું બ્રહ્મભોજન શરૂ કરો. સર્વ બ્રાહ્મણોને એક એક રૂપીઓ દક્ષિણાનો આપવો. એવો ઠરાવ કર્યો તે પ્રમાણે થવા લાગ્યું. એમ કેટલાક દિવસો પસાર થઇ ગયા. અને ગુરૂશ્રીને શરીરપ્રકૃત્તિ દિવસો દિવસ વધારે બગડવા લાગી. મહારાજા દરરોજ બે ત્રણ કલાક ગુરૂશ્રી પાસે હાજર રહેતાં. ડોકટર વૈદ્યો પણ હાજર રહેતા હતા.

અંતે સંવત ૧૯૩૧ ચૈત્ર વદ ૧૩ ના દિને રાત્રીના દશ વાગતે ગુરૂશ્રી દેહ મુકત થયા. અને વદ ૧૪ ના દિને બહુજ ધામધૂમથી અગ્નિ સંસ્કાર થયો. ઉત્તર ક્રિયાનું ખર્ચ બધું મહારાજા જામશ્રીએ આપેલું અને ગુરૂશ્રીની અપ્રતીમ ઉદારતાના પ્રભાવે કરજ પણ થઇ ગયેલું તે બધું જામશ્રીએ પતાવ્યું. અને તેઓશ્રીની પ્રતિકૃતિ રૂપ તેઓશ્રીના પુત્ર વેદાન્તાચાર્ય ગુરૂશ્રી ભગવાનજી મહારાજનો જ્ઞાનપિઠાભિષેક કર્યો. અને મહારાજાએ તેમજ અન્ય શિષ્ય વર્ગે તેઓશ્રીને ગુરૂશ્રી વિશ્વનાથજીના જેટલુંજ સન્માન આપી માન્ય કર્યા. અદ્યાપી તેઓશ્રીની વૃદ્ધાવસ્થા છે તથાપિ વેદાંત વિચારપરાયણ જીવન વ્યતીત કરી પરમ શાંતિનો અનુભવ કરે છે.

## ૨૪૦ વેદપાઠી પ્રાણશંકર ભવાનીશંકર ત્રિવેદી.

તેઓ પારાસરગોત્રી હતા. એમનો જન્મ સંવત ૧૯૨૪ ના પોષ વદ ૫ ને વાર મંગળ ને રોજ શુકલતિર્થમાં થયો હતો. તેઓશ્રી જન્મથીજ ભણવામાં ઘણા કુશળ હોવાથી દશ વર્ષની અંદર ગુજરાતી સાતચોપડીનો અભ્યાસ પુરો કરી વેદ વિદ્યાનો અભ્યાસ સરૂ કરેલો; તેઓશ્રીના ગુરૂશ્રી, આણુંદરામના શુભ આશીર્વાદથી વર્ષ ૬ માં સામવેદ કંઠસ્થ કરી શ્રૌતસ્માર્ત, યાજ્ઞિકી વિગેરેમાં પ્રવીણતા મેળવી, એક સારા પંડીત તરીકે પ્રસિદ્ધિ મેળવેલી. તે ગુજરાત, કાઠીઆડ, કચ્છ, મારવાડમાં જ્યાં જ્યાં એમનો પ્રસંગ પડેલો ત્યાં ત્યાં એઓશ્રીની વિદ્વતા વખણાયેલી છે. તેમને ભાવનગરમાં વસતા સુપ્રસિદ્ધ વિદ્વાન નાગર બ્રાહ્મણ મયાશંકર વલ્લભજીની સાથે ગાઢો સ્નેહ થવાથી તેમના આગ્રહથી તેઓ સંવત ૧૯૫૭ માં ભાવનગરમાં ચાલતી શ્રી ગૌરીશંકર વેદશાળા માં સામવેદી ગુરૂ તરીકે અધ્યાપક નીમાયા હતા. ત્યાં પણ તેઓશ્રીએ જ્ઞાતિમાં નામના મેળવી હતી. તેમજ ઉત્કર્ષની ભાવનાએ સંધ્યાદિ નિત્યકર્મ શીખવવાને રાત્રિશાળા ખોલાવી હતી. તેમજ પોતે આન્હિક બનાવી વિદ્યાર્થીઓને શીખવાની સરળતા થાય એમ કરી આપ્યું હતું. એઓશ્રીની તબીયત ભાવનગરમાં સારી નહિ રહેવાથી તથા

એમના પ્રિયસ્નેહી મયાશંકરભાઇના અવસાનથી દીલગીર થઈસંવત ૧૯૬૫ માં તેઓએ ભાવનગર છોડી શુકલતીર્થમાં સ્થાઇ મુકામ કર્યો હતો. એમની પાસે પોતાના હાથનાં લખેલાં તેમજ સંપાદન કરેલાં પુસ્તકોનો એક ભંડાર છે. એઓશ્રી પોતાની આ પ્રમાણેની વિદ્વત્તાભરી જીંદગી પસાર કરી સંવત ૧૯૭૪ ના પોષ સુદી ૧૩ ના રોજ સંન્યસ્ત ગ્રહણ કરી સુદી ૧૪ ના રોજ બે પુત્ર તથા બે પુત્રીઓને મુકી સમાધિસ્થ થયા હતા. તેમનાં જ્યેષ્ઠ પુત્ર શાસ્ત્રીય કેળવણીનો અભ્યાસ કરે છે.

## સદ્‌ગત સ્વામીશ્રી રઘુનાથાચાર્ય.

તેઓ શ્રીમાળી બ્રાહ્મણ હતા. તેમનાં જન્મ સ્થાન વિગેરેની માહીતી મળી શકી નથી. તો પણ તેઓએ સન્યસ્ત લીધા બાદ જુનાગઢ તરફ બહુધા રહેવાનું રાખ્યું હતું. તેઓ પ્રખરજ્ઞાની અને પ્રેમાળ હતા. સમાજનાં સંસર્ગમાં બહુ આવતા નહોતા. વૃદ્ધાવસ્થામાં તેઓ પક્ષઘાતના દર્દથી પીડાતા હતા. અને ૧૯૨૨ માં લીંબડીમાં મળેલી જ્ઞાતિ પરિષદ વખતે તેઓએ સહાનુભુતિનો પત્ર લખી જ્ઞાતિ પ્રત્યેની પોતાની લાગણી અને સેવા પ્રતિત કર્યા હતા. હાલ તેઓએ કૈલાસવાસ કરેલો છે.

## સ્વર્ગસ્થ ક્રીપાશંકર ઉમેદરામ વેદીયા.

વેદીઆ કુટુંબનું મૂળ નિવાસસ્થાન તો પાટણ. ક્રીયાશંકર વેદીઆનો જન્મ પાટણમાં, તેઓ સામવેદનું જ્ઞાન સારૂં ધરાવતા હતાં, અને વિદ્વાન પણ હતા. તેઓ ફરતા ફરતા ફત્તેસિંહરાવ મહારાજના સમયમાં લીંબડી ગયેલા અને ત્યાં પોતાની વિદ્યાનો પ્રભાવ પાડેલો. તેથી ફત્તેસિંહરાવ મહારાજે તેમને ત્યાંજ રાખ્યા અને વર્ષાસન બાંધી આપેલું. ઉત્તરોત્તર જસવંતસિંહજી મહારાજે વર્ષાસન ચાલુ રાખવા ઉપરાંત તેમાં સારો વધારો કરી આપ્યો હતો, તેમને ઘર બંધાવી આપ્યું અને તેમણે કાયમને માટે ત્યાંજ નિવાસ કર્યો. અગ્નિહોત્ર લીધું. પરંતુ સાઠ વર્ષની ઉમરે તેમને સંસાર વૈરાગ્ય થતાં તેમણે સંન્યસ્ત લીધું હતું. અને લગભગ ૧૦૦ વર્ષની ઉમરે સંન્યસ્તદશામાં તેઓસમાધિ પામ્યા. તેમના પુત્ર બાળાશંકર તથા અંબાશંકરના જન્મો પણ ત્યાંજ થયેલા. તેમણે સંન્યસ્ત લીધા બાદ અગ્નિહોત્ર નાના પુત્ર અંબાશંકને આપેલું. તેના અવશાન પછી તેના પુત્ર મણિશંકરે હાલ અગ્નિહોત્ર લીધેલું છે. અને તેનું વર્ષાસન પણ રાજ્ય તરફથી મળ્યે જાય છે. બાળાશંકર વેદીઆના બે પુત્રો તાપી-

શંકર અને જટાશંકર પુનઃ પાટણમાં રહેવા ગયેલા છે. અને ત્યાં ઘરબાર વસાવી રહેલા છે. આ વેદીઆ કુટુંબ લીંબડી નિવાસી થયેલું હોવા છતાં પણ તેના જ્ઞાતિ વ્યવહારનો સંબંધ પાટણ સાથે છે અને કન્યા પણ પાટણ વિભાગના પાંચ ગામોમાંજ લે દે છે. મણિશંકર વેદીઆ સંસ્કૃતમાં સારૂં જ્ઞાન ધરાવે છે. અને ગુજરાત તથા કાઠીઆવાડના વિભાગોમાં યજ્ઞયાગાદિકની ધર્મક્રિયા પ્રસંગે સામવેદી વેદીઆ તરીકે આદર પામે છે.

## સ્વર્ગસ્થ મૂળશંકર હરજીવન વ્યાસ.

તેમનો જન્મ આશરે સંવત ૧૯૪૦ માં થએલો હતો. અંજાર તાબાના ગામ વરસામેડીમાં વડીલોપાર્જીત ગરાસ હતો. એમણે ગુજરાતી ઉપરાંત હિંદી અને સંસ્કૃતમાં સારો અભ્યાસ કરેલો હતો. નિત્યકર્મમાં તેઓ નાનપણથી શ્રદ્ધાળુ હતા. તેથી અન્ય લોકોને સંધ્યાદિ કર્મ શીખવતા તેઓ કુસ્તીબાજ અને શારીરિક સ્થિતિમાં કદાવર હોવાથી હથિઆર વીગેરે સારી રીતે વાપરી જાણતા હતાં. અખાડાનો શોખ તેમને ઘણો હતો, આથી તેમણે લોકોને ઉપદેશ આપી ઘણા અખાડાઓ સ્થાપ્યા છે. વળી તેઓ સંગીત અને લલીત કળાના શોખીન હતા. તેમનું લગ્ન બાળપણમાં થયું હતું. તેમની શારીરીક સ્થિતિ પ્રથમ નિર્બળ હતી છતાં કસરતથી તેમણે શારીરીક વિકાસ અને બળ સંપાદન કર્યા હતા. તેઓ વિધુર પણ નાની ઉમ્મરમાંજ થયા હતા. ત્યારબાદ તેમણે પુનઃ લગ્ન નહિ કરતાં જીવતાં સુધી બ્રહ્મચર્ય પાળી, બ્રહ્મચર્યનો મહિમા બતાવ્યો હતો. તેઓ દરેક ધર્મના તત્વો જાણનારા હોઇ તેથી દરેક ધર્મની ચર્ચામાં ઉત્સાહથી ભાગ લેતા હતા. તેમને ઘેર સાંજે રોજ ગવૈયાઓ, સંભાવીત યુવાનો અને ધર્મચર્ચા કરનારાઓ મળતા હતા, અને આનંદ લેતા હતા. તેનું એક મંડળ હતું અને તે વ્યાસજીના મંડળના નામે ઓળખાતું હતું. ધીમે ધીમે તેઓ ધર્મોપદેશક બન્યા હતા. તેમણે અમદાવાદ આવી વૈદરાજ જટાશંકર લીલાધર પાસેથી વૈદક જ્ઞાન પણ મેળવ્યું હતું. પરિણામે અંજારમાં તેમણે સારૂં આયુર્વેદિક ઔષધાલય શરૂ કર્યું હતું, જેમાં સંખ્યાબંધ દર્દીઓની તેમણે વગર ફીએ સારવાર કરી હતી. સંવત ૧૯૭૪ માં અંજારમાં ભયંકર પ્લેગ આવેલો ત્યારે આ એવા પ્રેમી વીરનરે અંજારમાંજ રહી પ્લેગવાળા દરદીઓની સારવાર કરેલી હતી, અને આખર એ પ્લેગનો જ ભોગ પોતે થઇ પડયા હતા.



સ્વ૦ વ્યાસ મૂળશંકર હરજીવન.

[ પૃષ્ઠ. ૬૨





સ્વામીશ્રી નારાયણાનંદ સરસ્વતિ.

[ પૃષ્ઠ. ૬૩



સ્વ૰ નરોત્તમદાસ દોલતરામ ત્રિવેદી.

[ પૃષ્ઠ. ૬૬





સ્વ૰ પરશોત્તમ માધવજી ઓઝા.

[ પૃષ્ઠ ૧૨

## સદ્‌ગત સ્વામીશ્રી નારાયણાનંદ સરસ્વતિ.

જામનગરમાં જાણીતા અગ્નીહોત્રી અજરામર ત્રીવેદીનો જન્મ સંવત ૧૮૬૭ ના માગશર સુદી ૯ ના રોજ થએલો હતો. ઉપવીત સંસ્કાર લીધા બાદ તેઓએ સામ વેદનો અભ્યાસ શરૂ કર્યો હતો. આપણી જ્ઞાતિના વિદ્વાનોની કાશીપુરી ગણાતા, શુક્લતીર્થમાં તેઓએ જઇ વેદ કર્મકાંડ શ્રૌતસ્માર્તશાસ્ત્ર વગેરેનો અભ્યાસ કર્યો હતો. ત્યારબાદ તેઓ જામનગર આવ્યા હતા અને સારા વિદ્વાનની પંક્તિમાં ગણાતા હતા. તેમનુ લગ્ન ભલસાણુના ત્રવાડી રામાનંદની પુત્રી બાઇ પ્રાણકુંવર સાથે થયું હતું. ૩૨ વર્ષની ઉમ્મરે તેમણે અગ્નીહોત્રની દિક્ષા લીધી હતી. ત્યારબાદ ચાર ચતુર્માસ યજ્ઞ પણ કર્યા હતા. પત્નીનું અવશાન થયા બાદ તેમણે સંવત ૧૯૪૧ માં સન્યસ્ત લીધુ હતું. તેમની વિદ્વતાથી ગાયકવાડ સરકાર તરફથી રૂા. ૧૦૦) નું વરષાશન તથા માસીક ૫૦) કોરી જામસાહેબ તરફતી તેમને મળતા હતા. સંવત ૧૯૫૧ ના વૈશાખ સુદી ૧૦ ના રોજ સ્વામીશ્રી જામનગરમાં સમાધીસ્થ થયા હતા.

તેમણે તિર્થ યાત્રાઓ કરેલી હતી. તેમને ત્રણ પુત્રો અને પાંચ પુત્રીઓ થયાં હતાં. મોટા પુત્ર ગંગાધર પણ તેમના જેવાજ વિદ્વાન અને કર્મકાંડી થયા હતા. તેમણે એ અગ્નીહોત્ર લીધેલ હતું. એમના સમયમાં ગાયકવાડ સરકાર તરફથી વારશીક રૂા..૨૦૦) બસો અને જામસાહેબ તરફથી માસીક કોરી સો મળતા હતા. તેમનું અવસાન સં ૧૯૫૬ ના વૈશાખ વદી ૧૨ ના રોજ થએલું છે. પેઢીદરપેઢી અગ્નીહોત્ર રાખવામાં અને વિદ્વતામાં આ કુટુંબ પ્રખ્યાતિ પામતું આવ્યું છે.

## સ્વ૦ બાપાસ્વામી ઉર્ફે દેવાનંદપુરીજી.

કાઠીઆવાડમાં આવેલા મહુવાના ગોપાનાથજીના મઠમાં આ મહા પુરૂષ થઇ ગયા છે. તેઓ મૂળ મારવાડમાં આવેલા. હરીયાણાના સામવેદી શાખાના હતા. નાનપણથીજ જ્ઞાન તથા વૈરાગ્ય થવાથી તેમણે બ્રહ્મચર્ય અંગીકાર કર્યું હતું. અને કાશીમાં લાંબો વખત રહી તેમણે વેદાંતનો અભ્યાસ કર્યો હતો. સંવત ૧૯૨૦ માં તેઓ દ્વારકા આવ્યા હતા, અને ત્યાંથી ફરતા ફરતા મહુવા આવ્યા હતા. તેમના ઉપદેશ અને જ્ઞાનથી પ્રસન્ન થઇ ગોપનાથજીના બ્રમચારીજીએ તેમજ ગામના લોકોએ અને જ્ઞાતિએ તેમને ત્યાંજ રખ્યા હતા. તેઓ જીતેંદ્રિય હોઇ સમાધીયોગ સારો જાણતા હતા. કેટલાક સેવક સેવીકાઓને તેમણે સમાધી શીખવી છે. તેઓ દંડી સ્વામી હતા. સંવત ૧૯૭૧ ના કારતક સુદી ૧૨ ના રોજ મહુવામાં તેમણે સમાધી

લીધી છે. ગોપાનાથની વાડીમાં સમાધીના સ્થાને સ્મારક ચીન્હ તરીકે દેરી ચણાવવામાં આવી છે, તેમજ ગોપાનાથજીના મઠમાં મંદીરની સામે આરાધના રૂપે વાઘાવાળુ તેમના અરધા કદનું પુતળું બેસારવામાં આવ્યું છે, જેની રોજ આરતી પણ થાય છે. વળી તેઓ જે ઓરડામાં રહેતા હતા તેમાં તેમનું ચિત્ર પણ કાઢવામાં આવ્યું છે. તેની પાછળ મહુવાની જ્ઞાતિએ ફાળો કરી ધર્મ પ્રમાણે ઉત્તરક્રિયા બ્રમભોજન અને ગામની ચોરાશી કરી હતી.

## સદ્ગત મહારાજશ્રી પરશોતમ હરીશંકર.

તેઓ નંદુરબારના વતની સામવેદી શ્રીમાળી હતા. તેઓ બ્રહ્મજ્ઞાની થઇ ગયા છે. વિશમી સદીના પહેલા ચારેક દશકામાં તે થઇ ગયા છે. ત્રંબકેશ્વર ઉપર તેમને અથાગ પ્રેમ હતો અને ઘણી વખત તેઓ ત્યાં ગએલા છે. એમને ત્રંબકેશ્વરના દર્શન પણ થયા હતા એમ પણ કહેવાય છે ચતુર્માસ તો તેઓ ગાયના મુત્રમાં જવની ભાખરી કરી પ્રાસ ન કરતા. કેટલીક વખત તેઓ લીંમડાના પાંદડા વાટી તેનો લાડુ બનાવી ખાતા. નંદુરબાર ના તેનારેણાકના ઘરમાં તેમણે સકાળેશ્વર માહદેવનું મંદીર સ્થાપેલું છે. જેમની સેવા હાલ પણ તેમના કુટુંબીઓ કરે છે. કુકર મુડાની ગાદી સ્થાપનાર પાંડુજી મહારાજના તેઓ સમકાલીન હતા.

## સ્વ૦ શુક્લ દેવશંકર દયાશંકર.

એમનો જન્મ જામનગરમાં સંવત ૧૯૦૦ ના કારતક શુદી ૧૩ ના રોજ થયો હતો. બાલ્યાવસ્થામાં માતા પીતાનું સુખ ગુમાવ્યું હતું, પરંતુ પોતાના કાકા તથા મામાને આશ્રયે રહી વેદાધન અને શ્રૌતસ્માર્ત શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. આ વિદ્યા પ્રભાવે અઢારજ વર્ષની ઉંમરે બ્રમનિષઠ વિશ્વનાથજી ગુરૂને ત્યાં આચાર્યપદે રહી ગાયત્રીપુરશ્ચરણ કરાવી ઉતમ પ્રીતિ સંપાદન કરી હતી. ત્યારબાદ દ્વારકામાં વેદપાઠશાળા ખોલી હતી. જામ ખંભાળીયામાં અને જામનગરમાં પણ વેદશાળાઓ ચલાવી ઘણા બ્રમ બાળકોને વેદાધ્યન કરાવ્યું હતું એમના બંધુ તથા બેન અને પુત્રોના ઉપવિત તથા લગ્ન પ્રસંગોએ ધર્મ ક્રિયા સાથે સારૂં બ્રમભોજન કર્યું હતું કાશી વીગેરે સ્થળોએ તિર્થયાત્રા કરી. સાધાદિક કર્મો કર્યા હતા તેમણે પોતાને હાથે યજ્ઞો કરાવ્યા હતા જ્ઞાતીમાં પણ તેમનું માન સારૂં હતું ઉત્તરાવસ્થામાં તે વાનપ્રસ્થ જીવન ગાળતા હતા એમનું અવશાન, સંવત. ૧૯૭૬ આસો વદી ૬ ને મંગળવારના રોજ થયું હતું.

૬૫

## સ્વ. પિતાંબરદાસ જેઠાભાઈ.

વીસમી સદીમાં આપણી જ્ઞાતિમાં થઈ ગએલા રાજ્યદ્વારી અધિકારીઓમાં સ્વર્ગસ્થ પિતાંબરદાસ જેઠાભાઇ પ્રાધાન્યપદે છે. વળી આપ હુશિયારી અને ઇશ્વરીયોગના સંયોગે આગળ વધવાના દ્રષ્ટાંતોમાં પણ તેઓ દ્રષ્ટાંતરૂપ છે. તેઓ મૂળ ધોળકાના વતની, તેમનું ગોત્ર પારાશર. તેઓએ ધોળકામાં સામાન્ય કેળવણી લીધી હતી અને શરૂઆતમાં તલાટીની નોકરીમાં દાખલ થયા હતા. પરંતુ એ સમયમાં ધોળકામાં મૂખ્ય અધિકારી તરીકે રહેતા કાજી શાહબુદ્દિન સાથે તેમનો ઘણો સારો સંબંધ બંધાયો હતો. તેમની તીવ્ર બુદ્ધિ અને કાર્ય દક્ષતાથી કાજી સાહેબ હંમેશાં પ્રસન્ન રહેતાં. આ કારણથી જ્યારે કાજી સાહેબ કચ્છમાં મોટા હોદ્દા ઉપર ગયા ત્યારે પિતાંબરભાઇને પણ સાથે લેતા ગયા હતા, અને ત્યાં સારી નોકરીમાં દાખલ કર્યા હતા. જ્યાં તેમણે પોતાની કાર્યકુશળતાથી કાજી સાહેબનો વધારે પ્રેમ સંપાદન કર્યો હતો. સમય જતાં જ્યારે કાજી સાહેબ વડોદરામાં સરસુબાની જગ્યાએ નીમાયા ત્યારે પીતાંબરદાસભાઇ પણ વડોદરા રાજ્યમાં દાખલ થયા, અને આસી. સરસુબાના દરજ્જા ઉપર નીમાયા. છેવટે તેઓ શ્રીમંત ગાયકવાડ સરકારનો તેમજ અમલદાર વર્ગોનો પ્રેમ સંપાદન કરી અમરેલી પ્રાંત સુબા અને વડોદરા રાજ્યના એકાઉન્ટન્ટ જનરલના જોખમદારી ભરેલા માનવંતા હોદ્દા ઉપર નીમાયા હતા અને ત્યાંથીજ ઉમર થતાં પેન્શન ઉપર રીટાયર્ડ થયા હતા.

તેમના લગ્ન ત્રણ વખત થયાં હતાં. પહેલું લગ્ન રાણપુરમાં. તેમનાથી એક પુત્ર થયેલ છે, જેમનુ નામ રા. ભાનુશંકર છે. જેઓ હાલ સારી કેળવણી પામેલા હોઇ અમદાવાદમાં રહે છે અને પોતાના કુટુમ્બને ઉંચા પ્રકારની કેળવણી આપવા તરફ તત્પર રહે છે. તેમના મોટા પુત્ર સૂર્યકાન્ત વિલાયતમાં એમ. આર. સી. પી. ની માનવંત પરીક્ષામાં પાસ થયેલા છે. પરદેશ જઇ માનવંત ડીગ્રી મેળવવામાં આપણી જ્ઞાતિમાં તેઓ પહેલાજ છે. જ્યારે તેમના બીજા પુત્ર રમણલાલ પ્રિવીયસમાં ભાવનગર શામળદાસ કોલેજમાં ભણે છે. ભાનુશંકરભાઇ પોતે અમદાવાદના નગરશેઠ ચીમનલાલ મયાભાઇને ત્યાં મૂખ્ય મુનીમ તરીકે કામ કરે છે. પીતાંબર ભાઇનું બીજું લગ્ન શીહોરમાં ત્રવાડી મણીશંકર મુળજીનાં બેન કાશી સાથે થયું હતું. તેમને એક પુત્ર અને એક પુત્રી થયાં હતાં. પુત્ર શ્રી. જેશંકરભાઇ એલ. સી. ઇ. હોઇ ભાવનગર રાજ્યમાં ઇરીગેશન ઓફિસરના હોદ્દા ઉપર છે, જ્યારે

પુત્રી વિજયાલક્ષ્મી કે જેઓ સારી કેળવણી અને સાંસારિક અનુભવ પામેલા હોઇ સ્ત્રી લેખક અને સ્ત્રી કવિમાં તેમજ સામાજીક સેવામાં આગળ પડેલા હતાં, અને તેઓનું અવસાન થએલું છે. ત્રીજું લગ્ન ભંડારીઆમાં ધોળકાના રહીશ ડાહ્યા મોતીરામની ભાણેજ બાઇ દીવાળી સાથે થયું હતું. જેમને ડાહીબેન નામનાં એક દીકરી છે.

પીતાંબરભાઇનું અવસાન ઈ. સ. ૧૮૯૭માં વડોદરામાં આશરે ૫૮-૬૦ વર્ષની ઉમરે થએલું છે.

સ્વર્ગસ્થ પિતાંબરભાઇ જેમ રાજ્યકાર્યમાં કુશળ હતા, તેમ વ્યવહારમાં પણ કુશળ હતા. સ્વભાવે શાંત અને સરળ તથા મીલનસાર હતા. જ્ઞાતિબંધુઓપર તેમનો પ્રેમ અનુકરણીય હતો. તેમણે ઘણા જ્ઞાતિબંધુઓને પોતાના અમલ દરમિયાન વડોદરા રાજ્યની નોકરીમાં દાખલ કર્યા હતા. જ્ઞાતિ સુધારણા તરફ પણ એમનું લક્ષ્ય રહેતું હતું. સારી કેળવણી વગર જ્ઞાતિની ઉન્નતિ નથી એવું તેઓ માનતા હતા. તેમણે પોતાના કુટુમ્બને કેળવણીમાં આદર્શરૂપ બનાવ્યું છે. કેળવણી લેતા જ્ઞાતિ વિદ્યાંર્થીઓને ઉત્તેજન આપવાને તેમણે સ્કોલરશીપો કાઢી હતી, તેમજ પ્રસંગોપાત બીજી મદદો પણ આપી હતી. ધોળકામાં તેઓએ એક લાયબ્રેરી સ્થાપી હતી. તેમનું જીવન આગળ વધવા ઇચ્છનારાઓને ઉત્સાહ પ્રેરક છે.

## સ્વ૦ નરોતમદાસ દોલતરામ ત્રિવેદી.

ગરીબાઈમાંથી ખંતપૂર્વક અભ્યાસ કરી આપ હોંશીઆરીથી આગળ વધનારાઓમાં સ્વ૦ નરોતમદાસ દૃષ્ટાંત રૂપ છે. એમના વડીલો સાધારણ સ્થિતિનાહોઇ પોતાનો નીર્વાહ સામાન્ય રીતે ચલાવતા હતા. દોલતરામ ત્રિવેદી જાણીતા શ્રીમંત ગૃહસ્થ મોદીના પુરોહીત હોઇ તેમની પેઢીમાં કામ કરતા હતા. તેમ વખતો વખત સારી સહાયતા પણ મેળવતા હતા. નરોતમદાસનો જન્મ સંવત ૧૯૦૭ના મહાસુદી ૪ ના રોજ ગોધામાં થયો હતો. તેઓ પોતાના વતનમાં સામાન્યકેળવણી લઇ મુંબઇમાં અંગ્રેજી કેળવણી લેવા ગયા હતા, કારણકે આ સમયમાં અંગ્રેજી કેળવણી લેવી બહુ મુશ્કેલ હતી. આજની માફક સ્થળે સ્થળે હાઇ સ્કુલો અને કોલેજો નહોતી. કેળવણી લેવામાં રૂપજી મોદી ઉત્સાહથી સહાયતા આપી રહ્યા હતા. મેટ્રીકની પરીક્ષા પસાર કર્યા પછી આગળ વધવાની અનુકુળતા નહોતી તેમજ કુટુંબનિર્વાહ માટે નોકરી મેળવ્યા સિવાય છુટકો નહતો. વળી તેમના લગ્ન પણ નાનપણમાંથી જ થયાં હતાં આ બધા સંજોગોને વશ

થઇ મુંબઇ સરકારના સેક્રેટરીએટના ટ્રાન્સલેટર ડીપાર્ટમેન્ટમાં ઘણુાજ જુજ૫ગારે ઉમેદવાર તરીકે તેઓ દાખલ થયા હતા. કાર્યકુશળતા અને ચંચળતાથી કાર્ય કરતાં, ઉપરી અમલદારોના મનને સંતોષ આપતા, એજ ખાતામાં તેઓ કાયમ થવા પામ્યા હતા. એટલુંજ નહિ પણુ ધીમે ધીમે આગળ વધતાં તેઓ પહેલા ટ્રાન્સલેટરના માનવંતા હોદ્દા સુધી પહોંચ્યા હતા. ઘણુા અધીકારીઓના સારા સર્ટીફીકેટો પણુ તેમણે મેળવ્યાં હતાં. દીલ્હી દરબારમાં પણુ તેઓ ઓરીસર સાથે ગયા હતા, અને સારા કામોથી પ્રમોશનો મેળવ્યાં હતાં. જેમ દરજ્જામાં વધતા ગયા અને આર્થીક સ્થીતિમાં સારા થતા ગયા તેમ જ્ઞાતિ પ્રત્યે પણુ સદ્‌ભાવશાળી બન્યા હતા. જ્યારે મેટ્રીકની યુનીવર્સીટીની પરિક્ષા મુંબઇમાં જ લેવાતી હતી, અને જ્ઞાતિના વિદ્યાર્થીઓને મુંબઇ જેવા ખરચાળ શહેરમાં જમવા અને રહેવાની અગવડતા વેઠવી પડતી, ત્યારે તે અગવડતા તેમણે દુર કરી હતી. પરિક્ષા આપવા આવનાર વિદ્યાર્થીઓને તેઓ પોતાને ત્યાં ઉતારતા અને જમવાની રહેવાની અને વાંચવા વગેરેની પુરતી સગવડતા પોતા તરફથી તેઓ વર્ષોવર્ષ કરી આપતા હતા. જ્ઞાતિ ઉન્નતિના વિષયોની ચર્ચા પણુ તેઓ જ્ઞાતિ આગેવાનો સાથે વારંવાર કરતા હતા. સને ૧૯૦૪ માં જામનગર મુકામે મળેલી બીજી જ્ઞાતિપરિષદના તેઓ પ્રમુખ ચુંટાયા હતા. પ્રમુખ સ્થાનેથી તેમણે જે વિચારશીલ ભાષણુ આપ્યું છે અને જ્ઞાતિ ઉન્નતિના માર્ગો દરશાવ્યા છે તે મનનીય છે. એકનિષ્ઠાથી ત્રીસ વર્ષ સુધી સરકારી નોકરી કરી સને ૧૯૧૮ માં તેઓ પેન્શન ઉપર રીટાયર્ડ થયા હતા. ત્યારબાદ પોતાના વતન ગોધામાં રહી નિવૃત્તિપરાયણુ જીવન ગાળવા છતાં પણુ મ્યુનીસીપાલીટી અને તાલુકા લોકલ બોર્ડમાં સભાસદ અને વાઇસ પ્રેસીડેન્ટ તરીકે કામ કરી પ્રજાસેવા કરેલી છે. તેઓ ધર્મપરાયણુ અને શીવના ઉપાસક હતા. બ્રહ્મભોજન ઉપર તેમનો ઘણો પ્રેમ હતો. તેમના પિતાશ્રીની પછવાડે તેમણે દેશતેડું કર્યું હતું. તેમનું અવસાન સંવત ૧૯૮૨ ના આસો સુદી ૪ ના રોજ થએલું છે. તેમને ત્રણુ પુત્રો હતા. જેમાં સૌથી મોટા પ્રતાપરાય પણુ સેક્રેટરીએટ ખાતામાં નોકર હતા. અને નોકરી પુરી થતાં સરકારી પેન્શ-નર હતા. ઉત્તરાવસ્થામાં તેઓ ગોધામાં રહેતા હતા, અને લોકલ બોર્ડમાં મેમ્બર તરીકે પ્રજાસેવા કરતા હતા. તેમનું અવસાન સંવત ૧૯૮૪ ના બીજા શ્રાવણુ શુદ ૧૦ ના રોજ થયેલું છે. બીજા પુત્ર રા. હર્ષદરાય મુંબઇની રૂની મારકેટમાં સારા પગારથી નોકરી કરતા હતા હાલ તેઓ પી. કસ્ટમ કું. માં ભાગીદાર તરિકે કામ કરે છે. રા. વ્રજલાલ હાલ

પોતાના વતનમાં રહી પોતાની સ્ટેટ સંભાળે છે. પુત્રોને ઘરે પણ પુત્રો છે. એટલે સ્વ૦ નરોતમદાસ પોતાની પાછળ બહોળું કુટુંબ મુકી ગયા છે. તેમની પાછળ તેમના પુત્રોએ પણ દેશતેડું કર્યું હતું.

## સ્વ. શીવશંકર ભવાનીશંકર ઓઝા.

ધોળકામાં થઇ ગએલા નામાંકિત પુરૂષ મહાદેવ કાશીરામના વંશમાં સાતમી પેઢીએ સ્વર્ગસ્થ શીવશંકર થયા છે. તેમનો જન્મ સંવત ૧૮૮૭ ના વૈશાખ વદી ૧૦ ધોળકામાં થએલો હતો. તેઓએ ગુજરાતિ તેમજ ધાર્મિક કેળવણી લીધેલી હતી. તેઓ બુદ્ધિશાળી અને હુશીયાર હતા. શરૂઆતમાં તેઓ ૨૯ વર્ષની ઉમરેથી ગાંગડ દરબારનો કારભાર કરતા હતા. ત્યાં તેઓએ પોતાની કાર્યકુશળતાથી ગાંગડ દરબાર તથા દેશી અને અંગ્રેજી અમલદારોમાં સારી નામના મેળવી હતી. ગાંગડમાં તેમણે લાંબા સમય એટલે સંવત્ ૧૯૨૨ સુધી કારભાર કરી અંગ્રેજી અમલદારોના સારાં સર્ટિફિકેટો મેળવ્યાં હતાં. ત્યારબાદ ઇ. સ. ૧૮૭૬ માં તેઓ વડોદરા રાજ્યની નોકરીમાં દાખલ થયા હતા. અને મેસાણામાં વહીવટદારના દરજ્જા ઉપર નીમાયા હતા. ત્યાં તેમણે પોતાના અમલ દરમિયાન લોકપ્રીતિ સંપાદન કરી હતી. જેને પરિણામે ઇ. સ. ૧૮૮૪ માં રીટાયર થતાં મેસાણાની પ્રજાએ તેમને ૮મી જુન રવીવારનેરોજ જાહેર માનપત્ર આપ્યું હતું. તેમજ વડોદરા રાજ્યના સરસુબાએ પણ ઉમદા સર્ટિફિકેટ આપી એક વર્ષનો પગાર રૂ. ૧૫૦૦) ઇનામ તરીકે આપ્યા હતા. તેઓ નોકરી ઉપર ગાંગડથી વડોદરા રાજ્યમાં જતી વખતે, ગાંગડ દરબાર શ્રી અભેસિંહજીએ પણ સંવત ૧૯૨૨ના બીજા જેઠ વદી ૧૪ ના રોજ માનપત્ર આપ્યું હતું. આ રીતે તેમણે રાજ્યપ્રિતિ તથા પ્રજાપ્રતિ સંપાદન કરી હતી. તેમનું અવસાન સંવત્ ૧૯૪૮ ઇ. સ. ૧૮૯૨ માં થયું હતું.

તેમનું પ્રથમ લગ્ન ધોળકામાં ભૂપ કુટુમ્બમાં ત્રવાડી પીતાંબરના દીકરી બાઇ નાની બેન સાથે બાર વર્ષની ઉંમરે થએલું હતું. તેમનાથી લક્ષ્મીશંકર નામે પુત્ર થયો હતો. જેનું અવસાન થએલું છે. બીજું લગ્ન ખેરાળુમાં થયું હતું. તેમને કંઇ સંતતિ થઇ ન હતી. ત્રીજું લગ્ન તળાજામાં ત્રવાડી કુટુમ્બમાં થયું હતું, ચોથું લગ્ન વઢવાણમાં થએલું, અને પાંચમું લગ્ન ધોળકામાં છગનલાલ ભગવાનલાલ ત્રવાડીની પુત્રી હરીબા સાથે ૪૦

વર્ષની ઉમરે થએલું. તેમને પ્રાણુશંકર નામે એક પુત્ર તથા ત્રણ પુત્રીઓ થએલ છે. રા પ્રાણુશંકરે સારી કેળવણી લીધેલી છે અને જ્ઞાતિ ઉન્નતિ તરફ યોગ્ય લાગણી દર્શાવે છે. તેમને ત્રણ પુત્રા તથા ત્રણ પુત્રીઓ છે. તેઓ જે શેરીમાં રહે છે તે તેમના વડીલોને નામે મહાદેવ ઓઝાની શેરી કહેવાય છે.

## સ્વર્ગસ્થ ભગવાનજી નાગજી ત્રિવેદી.

તેઓનું મુળ વતન ધોળકા પણ એમના વડીલો ભંડારીઆમાં જઇ રહેલા એમનું ગોત્ર ભારદ્વાજ. એમનો જન્મ સંવત ૧૯૦૭ના જેઠ સુદ પુર્ણીમાને રોજ થયો હતો. એમણે ગામઠી કેળવણી લીધા બાદ અંગ્રેજી કેળવણી લીધી હતી. તેઓ એલ. સી. ઇ. થયા હતા. આપણી જ્ઞાતિમાં સૌથી પહેલાં એલ. સી. ઇ. થવાનું માન તેમને ફાળે આવે છે. તેમને ચાર સ્ત્રીઓ થઈ હતી. પહેલાં ભાણીબા ઉર્ફે મહાલક્ષ્મી ધોળકાના વતની ઓધડ જેઠા ત્રીવેદીની દીકરી થાય. આ લગ્ન ચૌદ વર્ષની ઉમરે થયું હતું. પંદર વર્ષ બાદ ચુડામાં મૂળજી ઓઝાની દીકરી ઇચ્છા વેરે બીજું લગ્ન થયું હતું. ત્રીજું લગ્ન ૪૦ વર્ષની ઉંમરે થાનમાં થયું હતું. અને ચોથું લગ્ન ખેરાળુમાં હરીગંગા સાથે ૫૦ વર્ષની ઉમરે થયું હતું. હરીગંગા તથા ભાણીબા હજુ હયાત છે જ્યારે બીજી બે સ્રીઓનુ અવસાન થએલું છે. ચુડાવાળા બાઇને હીરા નામની એક દીકરી થએલી છે. જેનું લગ્ન શ્રી. જેશંકર પિતાંબર સાથે થએલું છે. તેમને વેણીશંકર નામનો પુત્ર પણ થયો હતો. હાલ તેનું અવસાન થએલું છે. તેમને બે દીકરા છે. જેઓ વિદ્યાભ્યાસ કરે છે. હરીગંગાને બે દીકરા અને ત્રણ દીકરીઓ થએલી છે, જેઓ ભંડારીઆમાં રહે છે.

ભગવાનજીભાઇ ગાયકવાડી નોકરીમાં જોડાએલા હતા. અને આપ હુશીયારીથી આગળ વધેલા હતા. પ્રથમ તેઓ ગણદેવીમાં નોકરી અર્થે રહ્યા હતા અને વહીવટદારના દરજ્જા ઉપર હતા. ત્યાંથી કડી, વડોદરા, અમરેલી, વિગેરે સ્થળે બદલાયા હતા. અને નાયબ સુબાના માનવંતા દરજ્જા સુધી પહોંચ્યા હતા. તેઓ પેન્શન ઉપર નિવૃત્ત થયા પછી ભંડારીયામાં રહેતા હતા. અને ૭૦ વર્ષનું લાંબુ આયુષ્ય ભોગવી સંવત ૧૯૭૭ના અષાડ વદ ૫ના રોજ સ્વર્ગસ્થ થયા છે. તેઓ સ્વભાવે મીલનસાર, અને કોમળ હતા એમ કહેવાય છે.

## સ્વ. નાનાલાલ ગોવિંદરામ ત્રીવેદી.

ધોળકામાં તેઓનું કુટુંબ પાટવાળાના નામથી તેમજ પટેલના નામથી ઓળખાય છે. તેઓ વડોદરા રાજ્યમાં નોકરી કરતા હતા. અને સર્વે સુપ્રીન્ટેન્ડન્ટના હોદ્દા સુધી પહોંચ્યા હતા, જ્યાં તેઓ સંવંત ૧૯૩૩ થી ૧૯૪૨ સુધી લગભગ રહ્યા હતા. ત્યારબાદ પેન્શન લીધું હતું. એમનું લગ્ન એકજ વખત ધોળકામાં થયું હતું. તેમનું અવસાન સંવત ૧૯૪૫ ૪૬ માં થયેલું કહેવાય છે. એમને બે દિકરા હતા. મગનલાલ અને છગનલાલ. મગનલાલ ગાંગડમાં કારભારી હતા, અને છગનલાલ કાઠીયાવાડમાં સરકારી નોકરીમાં હતા. મગનલાલને ચાર દિકરા હતા. તેમાં ફક્ત છોટાલાલના પુત્ર રા. મધુસુદન અંગ્રેજી કેળવણીમાં આગળ વધેલા હોઇ બી. એસ. સી. થએલા છે, અને હાલ પુનામાં નોકરી કરે છે.

## સ્વ. દલપતરામ છગનલાલ ત્રીવેદી.

તેઓ મૂળ ધોળકાના વતની. ગુજરાતી તેમજ અંગ્રેજી કેળવણી લઇ સરકારી નોકરીમાં જોડાએલા હતા. આગળ વધતાં તેઓ સાદરા પોલીટીકલ એજન્ટના શીરેસ્તેદારની જગ્યા મેળવી શકેલા, આથી તેમની લાગવગ અને મીત્ર મંડળ વૃદ્ધિ પામેલાં. તેઓ પોતાની હોંશીયારીથી પાછળથી રાધનપુર સ્ટેટના કારભારી થયેલા, અને નામના મેળવેલી. તેમના લગ્ન ચાર વખત થયેલાં હતાં. છતાં કાંઇ સંતાન નથી. તેમનું અવસાન લગભગ સાઠ વર્ષની ઉમ્મરે સંવત ૧૯૬૩-૬૪ માં થયેલું છે.

એમનો પ્રેમ જ્ઞાતીની ઉન્નતિ તરફ વધારે હતો અને તેમણે પોતાના અધિકાર દરમ્યાન કેટલાક જ્ઞાતિબંધુઓને સરકારી નોકરીમાં દાખલ કરેલા છે.

## સ્વ. મનસુખરામ કુબેરજી ઓઝા.

એ મુળ વતની ધોલ્રાના હતા. ગુજરાતી ઉપરાંત મેટ્રીકની પરિક્ષા એમણે પસાર કરેલી. એમના જમાનામાં મેટ્રીક સુધીનું શિક્ષણ એ અંગ્રેજી શિક્ષણમાં ઉચ્ચ પંકિતનું શિક્ષણ ગણાતું; તેમજ શિક્ષણ પણ સંગીન અપાતું હતું. અત્યારના સમયમાં મેટ્રિકનો હિસાબ રહ્યો નથી તેમ શિક્ષણ વધારે ખર્ચાળ અને બોજારૂપ થઇ પડયું છે. તેઓ મુંબઇમાં ગવર્મેન્ટ સરવીસમાં જોડાએલા હતા, અને કામ પણ સારૂં કરતા હતા. સ્વર્ગસ્થ નરોતમ ભાઇ તેમના વખતમાંજ આ ખાતામાં જોડાએલા હતા. પોતાની શકિતના

પ્રમાણમાં જ્ઞાતિબંધુઓને નોકરી ધંધે વળગાડવાની ફરજ તેઓ સમજતા હતા. આ ફરજને લઇને તેઓ તરફ જ્ઞાતિબંધુઓ માનની નજરથી જોતા હતા. તેમનું અવસાન સને ૧૮૮૫ ના નવેમ્બરમાં લગભગ ૬૦ વર્ષની વૃદ્ધાવસ્થામાં થયેલું. તેમની પાછળ ૧૮૮૬ માં મોટો દેશ તેડવામાં આવ્યો હતો. પ્રભાશંકર અને જયંતિલાલ નામના તેમને બે પુત્રો હતા.

## સ્વ. મુળશંકર જેઠાભાઇ ત્રિવેદી.

તેઓ આપણી જ્ઞાતિમાં નામાંકિત થઇ ગએલા સ્વ. પિતાંબરભાઇ જેઠાભાઇના નાના ભાઇ થાય. પિતાંબરભાઈના સુસંસ્કારની અને જ્ઞાતિ સેવાની અસર એમના ઉપર થઇ હતી. તેમનો જન્મ સંવત ૧૯૧૨ ના ભાદ્રપદ સુદ ૮ મના રોજ ધોળકામાં થયો હતો. તેમણે ગુજરાતી સામાન્ય કેળવણી લીધા ઉપરાંત અંગ્રેજીમાં મેટ્રીકની પરીક્ષા પસાર કરી હતી. તેઓ બુદ્ધિશાળી અને કાર્યદક્ષ હતા. વડોદરામાં શરૂઆતથીજ તેઓ સારી નોકરી પર જોડાયા હતા. ચીફ મેડિકલ ઓફીસરના શિરસ્તદાર, સુપ્રીન્ટેન્ડેન્ટ, સેન્સસ સુપ્રીન્ટેન્ડેન્ટ, અને વહીવટદાર તથા નાયબ સુબાની જવાબદારી ભરેલી પદવી ઉપર તેમણે ઉત્તરોત્તર કામ કર્યું હતું. વૃદ્ધાવસ્થામાં વડોદરા રાજ્યની નોકરી છોડી તેઓ અમદાવાદ વસવા આવ્યા હતા, અને આણંદજી કલ્યાણજીની પેઢીના મુનીમ તરીકે તેમણે આખર સુધી કામ કર્યું હતું. નોકરી દરમ્યાન રાજા અને પ્રજા બંનેનું આકર્ષણ કરવામાં લગભગ તેમણે ફત્તેહ મેળવેલી કહેવાય છે. તેમનામાં સમાનતાનો, સાદાઇનો અને સરલતાનો ગુણ હતો, જેથી તેઓ ડાહ્યા સલાહકાર ગણાતા હતા. જ્ઞાતિ બંધુઓને યોગ્ય નોકરી આપવામાં તેમણે આગળ પડતો ભાગ લીધો છે. એમ કહેવાય છે કે વડોદરા સ્ટેટમાં જેટલા જ્ઞાતિ ભાઇઓ નોકરીમાં જોડાયા છે તેઓ સ્વ. પિતાંબરભાઇ તેમજ સ્વ. મૂળશંકરભાઈની લાગણીને લઇનેજ છે. સામાજીક સેવાના કાર્યમાં પણ તેમણે સારો ભાગ લીધેલો છે. ધોળકાની જ્ઞાતિમાં તેમજ અન્ય સ્થળોએ તેઓ સન્માનનીય ગણાતા હતા. ઇ. સ. ૧૯૦૩ માં વઢવાણ ખાતે મળેલી જ્ઞાતિપરિષદના પ્રમુખ સ્વ. મૂળશંકરભાઇ હતા. તેમના પ્રમુખ તરીકેના ઠરેલ, શાંત, અને જ્ઞાતિહીતકર વિચારો મનનીય છે. અમદાવાદમાં સ્થપાએલ છાત્રાલયના તેઓ શરૂઆતથીજ સ્હાયક અને પોષક હતા. સંમેલનનું પ્રમુખસ્થાન લેતા અને સંમેલન ને આગળ વધારવા સહાયતા અને સલાહ આપતા. તેમનાં માતુશ્રી ની પાછળ તેમણે મોટો દેશ કર્યો હતો તથા ચિ. પુત્ર શંકરપ્રસાદના લગ્ન પ્રસંગે

ભાવનગરની જ્ઞાતિમાં મેશુબ જેવું ઉમદા જમણ આપી વરોડી કરી હતી, તથા ચાંદીની કંકાવટીનું લાણું કર્યું હતું. ઉંમરાળાની જ્ઞાતિને પણ પ્રસંગોપાત રૂ. ૫૦૦) આપવા વચન આપ્યું હતું. તેમ વખતો વખત જ્ઞાતિના વિદ્યાર્થીઓને સ્કોલરશીપો અને ચોપડીઓની મદદ આપતા હતા. તેમના માતુશ્રીના નામે ધોળકામાં એક લાયબ્રેરી ખોલી હતી. વિક્રમની વીસમી સદીના શરૂઆતના કાળમાં સ્વ. મૂળશંકરભાઈ જ્ઞાતિમાં માનનીય પુરૂષ થઇ ગયા છે. એમનું અવસાન સંવત ૧૯૭૮ ના પોષ સુદ ૧ ના રોજ થએલું છે. એમના પુત્ર શંકરપ્રસાદ દેશસેવાની ઉંચ ભાવનામાં આગળ પડતો ભાગ લઇ રહ્યા છે. તથા એમના બીજા પુત્ર રા. રા. ચંદ્રકાન્ત સોલીસિટરનો અભ્યાસ કરે છે.

## સ્વ. કરસનજી માવજી ત્રિવેદી.

તેઓ ઘોઘાના વતની હતા. ઘોઘાની જ્ઞાતિના અગ્રેસરોમાં તેઓ ગણાતા હતા. સ્વર્ગસ્થ મનસુખરામની સાથે તેઓ પણ મુંબઇ ગયેલા હતા, અને અંગ્રેજી કેળવણી મેળવેલી હોવાથી ગવર્મેન્ટ રજીસ્ટર ડીપાર્ટમેન્ટમાં તેઓ સારી જગ્યા ઉપર નીમાયા હતા. તેઓ ૭૫ વર્ષની વૃદ્ધાવસ્થાએ હજુ હમણાંજ સ્વર્ગવાસી થયા છે. તેમનું જીવન સાદું, પ્રેમાળ અને સ્વભાવે શાંત હતું. કેળવણીમાં અને સારા સંસ્કારમાં આગળ વધેલી વ્યક્તિના સંતાનો પણ સદ્‌માર્ગી નીવડે છે. તેઓએ પોતાના સંતાનોને યોગ્ય કેળવણી આપી છે તેમના પુત્ર દોલતરાય ડોકટરી પરીક્ષામાં ઉત્તીર્ણ થયેલા હોઇ હાલ મુંબઇમાં સ્વતંત્ર દવાખાનું ચલાવી સારી નામના મેળવી રહ્યા છે.

## સ્વ. પુરૂષોત્તમ માધવજી ઓઝા.

એમનો જન્મ આશરે સંવત ૧૯૧૨ માં સાવર કુંડલામાં થયો હતો. એ જાણીતા બરડાઇ* કુટુંબમાં પ્રભાવશાળી પુરૂષ ગણાય છે. પહેલાં આ કુટુંબ ભાણવડ રહેતું હતું. કાળે કરી આ કુટુંબના કેટલાક માણસો જામનગર, મહુવા, ગઢડા અને સાવર કુંડલા વિગેરે સ્થળે જઇ રહેલા છે. એકાદ શાખા રાજકોટ, ભાવનગર અને ધ્રાંગધ્રા તથા જેતપુરમાં પણ રહે છે. પુરૂષોત્તમ ઓઝા નાનપણમાં સાધારણ અભ્યાસ કરી રહ્યા પછી વ્યાપારમાં જોડાયા હતા. તેમણે નદી કાંઠે દુકાન કરી હતી. કમભાગ્યે એક વખત અચાનક નદીમાં રેલ આવવાથી દુકાન અને સામાન ખેંચાઇ ગયો, તેથી

* બરડા ડુંગરની છાયમાં રહેલા તેથી બરડાઇ નામથી ઓળખાય છે.



સ્વ૦ દયાશંકર કામેશ્વર ઓઝા.

[ પૃષ્ઠ ૧૯૨



સ્વ૦ મણીશંકર રામનંદ દવે.

[ પૃષ્ઠ ૧૯૬



સ્વ૦ છગનલાલ જુઠાભાઇ ત્રિવેદી.

[ પૃ. ૧૯





સ્વ૦ ભટ્ટ જગન્નાથ નાથજી.

[ પૃ. ૧૯

તેમને ઘણું નુકશાન થયું હતું. તેથી તે પોતાને મોસાળ ઓઝા મંગળજી મુળજીને ત્યાં ધ્રાંગધ્રા જઈ રહેલા હતા. ત્યાં તેમના મામાઓને ધીરધાર અને સોના ચાંદીનો વ્યાપાર ચાલતો હતો, તેમાં તેઓ જોડાયા. જામનગરના જામ સાહેબના કુટુંબી કુમારશ્રી ભાવસિંહજી જામ સાહેબથી રીસાઇ ધ્રાંગધ્રા આવેલા અને હળવદ દરબારે રાખેલ, તે વખતે તેમની માગણીથી મંગળજી મુળજીએ પોતાના ભાણેજ પુરૂષોત્તમદાસ ભાવસિંહજીને સોંપ્યા હતા. તેમણે કાર્યદક્ષતાથી ભાવસિંહજીભાઇને સંતોષ આપ્યો હતો. આથી જ્યારે જામ વીભાજી સાથે ભાવસિંહજી ભાઇને મનામણા થવાથી ભાવસિંહજી જામનગર ગયા. ત્યારે મંગળજી મામાને કહી પુરૂષોત્તમદાસ ઓઝાને પોતાના ગામના કારભારી તરીકે સાથે લેતા ગયા હતા. ત્યારથી તેઓ જામનગરના વતની થયા. તેમણે કુમારશ્રી ભાવસિંહજી તથા તેના કુમારશ્રી ફતેહસિંહજી અને તેમનાં કુમારશ્રી જોરાવરસિંહજીનું એમ ત્રણ પેઢી સુધી પોતે જીવ્યા ત્યાં સુધી કારભારૂં કર્યું છે. એમનું અવસાન સંવત ૧૯૭૨ માં થએલું છે. જામનગર વસવાટ કર્યા પછી તેમણે પોતાના બાપ દાદાના મુળ ઘરો વેચાણ લઇ સુધરાવી પોતાના કુટુંબને ત્યાં રાખ્યું હતું. તેમનો સ્વભાવ મીલનસાર અને શાંત હોવાથી જામનગરની જ્ઞાતિમાં તેઓ સારૂં માન ધરાવતા હતા તેમજ જામનગરના જાણીતાં ઓઝા કુટુંબ સાથે વેવાઇ વેલાના સંબંધથી જોડાયા હતા. તેમણે પોતાના પિતાની પાછળ જામનગર દેશાવર કર્યો હતો. તેઓ સ્વામિનારાયણ ધર્મના ચુસ્ત અનુયાયી હતા. તેમનાં લગ્ન ઉમરાળામાં ઓઝા કુટુંબમાં થયાં હતાં. તેમને બે પુત્ર તથા એક પુત્રી થયા હતા. તેમનાં જ્યેષ્ઠ પુત્ર કુરણાશંકર ઓઝા હાલ તેમના સ્થાને કુમારશ્રી જોરાવરશિંહજીના કારભારી છે.

## સ્વર્ગસ્થ દયાશંકર કામેશ્વર ઓઝા.

જામનગરના ટોકર ઓઝાના વંશમાં આ દયાશંકર ઓઝા એક નામાંકિત પુરૂષ થઇ ગયા છે. તેમના પિતાશ્રી કામેશ્વર ઓઝા રેશમી, સોનેરી વણાટ કાપડનો ધંધો કરતા હતા. તેઓ શ્રીમંત ગણાતા હતા. તેમના નિવાસ સ્થાનને ઓઝાની ડેલી કહેવામાં આવે છે. દયાશંકર ઓઝા ગુજરાતી કેળવણી લઇ સ્ટેટના કેળવણી ખાતામાં શિક્ષક તરીકે શરૂઆતમાં જોડાયા હતા. ધીમેધીમે તેઓ આપ બળથી જામ વિભાજીના માનીતા રાણી નાની ધનબાઇના કારભારી થયા હતા. જ્યાં સુધી નાની ધનબાઈ જીવ્યાં ત્યાં સુધી તેમણે કારભારી તરીકે કામ કર્યું હતું. તે બાદ તેમણે વ્યાપારમાં

ઝુકાવ્યું હતું; અને મુંબઇમાં કાપડની દુકાન કરી હતી. નોકરી દરમ્યાન તેમણે ઘણાઓને આશ્રય આપ્યો હતો અને વિદ્યા વૃદ્ધિના કાર્યમાં સહાયતા કરી હતી. તેમણે માતાની પાછળ દેશાવર કર્યો હતો. કેળવણીપ્રચાર માટે તેમને સારી લાગણી હતી. જ્ઞાતિ ઉન્નતિના કાર્યમાં તેઓ ઉત્સાહથી ભાગ લેતા હતા. ઇ. સ. ૧૯૦૪ માં જામનગર મુકામે મળેલી બીજી જ્ઞાતિ પરિષદના તેઓ સુકાની હતા. જ્ઞાતિમાં અગ્રેસર ગણાતા હતા. તેમનું ગોત્ર શૌનકસ. એમનું લગ્ન સરધાર થયું હતું. તેમને હાલ પ્રભુલાલ નામે એક પુત્ર છે. તે જામનગરમાં રહે છે. દયાશંકર ઓઝાનું અવસાન દશેક વર્ષ પહેલાં થયું હતું. તેઓ એક બુદ્ધિશાળી અને વિચારવંત પુરૂષ હતા. તેઓ નવરાત્રીમાં માતાજીની ગરબી ભભકાથી બનાવતા અને જાતે છંદ ગવરાવતા; ઓઝાની ગરબી એ કહેવાતી અને વખણાતી હતી. તે સ્નેહાળ અને મીલનસાર હતા. જ્ઞાતિમાં તેમણે નામના મેળવી છે.

## સ્વ. ભગવાનદાસ બાવાભાઇ ઓઝા.

એમનો જન્મ ભાવનગરમાં આશરે સંવત ૧૯૦૨ માં થએલો. એમના દાદા મંગળજી ઓઝા યજમાનની સાથે ભાવનગર આવી રહેલા હતા. યજમાનોએ તેમને રહેવા નાગર પોળમાં એક ઘર આપેલું હતું. આ ઘર ભગવાનભાઇએ પોતાના સમયમાં સુધરાવી વિશાળ સગવડતાવાળું અને શોભીતું બનાવ્યું છે. બાવા ઓઝા ચોપડાઓ બાંધવાનો ધંધો કરતા હતા. તેમાં તેમને સારી કમાણી થઇ હતી. તેમને ત્રણ દીકરા હતા. હરજીવન, કાળીદાસ અને ભગવાનભાઇ, નાનપણથીજ ભગવાનભાઇ ચાલાક અને હોશીયાર હતા. પાડોશમાં રહેતા સ્વ. વિઠ્ઠલદાસ શામળદાસ તેમના મિત્ર તેમજ શાળાના સહગામી હતા. આથી શામળભાઇની દિવાનગીરી થતાં તેમની નજર ભગવાનભાઇ ઉપર પડેલી અને તેમને ગુજરાતી ઉપર ત્રણ અંગ્રેજી ભણ્યા બાદ રાજની નોકરીમાં પ્રથમ રૂા ૯) ના પગારથી તોલા છાપવા ઉપર રાખેલા. ત્યાંથી તેઓ આપ હોંશીઆરી અને વિઠલભાઇની મહેરબાનીથી વધતાં કારકુન અને શીરેસ્તદારના હોદ્દા સુધી માસિક રૂા. ૧૨૦) સુધી પહોંચેલા. વિઠ્ઠલભાઇએ દિવાનગીરી ઉપરથી રીટાયર થતાં ભગવાનભાઇને પણ પેન્શન મળેલું. પરંતુ વિઠ્ઠલભાઇએ તેમનાં ગામ જમાલપુરનો કારભાર ભગવાનભાઇને એક વિશ્વાસુ માણસ તરીકે સોંપી પ્રાઇવેટ સેક્રેટરી તરીકે રાખેલા જ્યાં તેમણે એક નિષ્ઠાથી લગભગ ૧૦ વર્ષ સુધી કામગીરી બજાવી પ્રેમ મેળવેલો. તેમનું અવસાન સંવત ૧૯૬૭ ની સાલમાં

થએલું છે. તેઓ પ્રથમ ઉમરાળે અને પછી સીતાપુર પરણેલા હતા. પ્રથમની સ્ત્રીથી બે પુત્ર થએલા છે જેમાં મોટા મોહનલાલ રેવન્યુખાતામાં થાણાદારની નોકરીમાં છે. તેમને ત્રણ પુત્રો થએલા છે. જેમાં મોટા પુત્ર મી. હરીલાલ સંગીત શાસ્ત્રી તરીકે વિખ્યાતિ પામેલા હોઇ સંગીતશાળા ચલાવે છે. બીજી સ્ત્રીને ત્રણ પુત્રો થએલા છે. ભગવાનભાઇએ પોતાના જીવનમાં જ્ઞાતિસેવા બનતા પ્રમાણમાં કરી છે. જ્ઞાતિમાં તે એક સારા સલાહકાર ગણાતા હતા.

## સ્વ. ત્રવાડી શીવશંકર ગોવિંદરામ.

ભાવનગર રાજ્યની નોકરીમાં સારી જગ્યાઓ મેળવનારાઓમાં તેમજ શ્રીમંત ગણાતા કુટુંબોમાં સ્વ. ત્ર. શીવશંકર ગોવીંદરામ જાણીતા થઇ ગયેલા છે. તેઓ રાજ્યની નોકરીમાં દાખલ થયા પછી ધીમે ધીમે આપ હોશીયારી અને કાર્યકુશળતાથી આગળ વધવા પામ્યા હતા. સ્વ. મહારાજા તખ્તસિંહજીના માનીતા ગણાયેલા કેશરબા રાણી સાહેબના તેઓ મુખ્ય કામદાર હતા. અને મહારાજા સાહેબની સારી પ્રીતિ મેળવવા પામ્યા હતા. તેમનાં લગ્ન બે વખત થયેલાં હતાં. તેમનું અવસાન લગભગ ૬૦-૬૨ વર્ષની ઉમ્મરે થયું હતું. તેમના નાનાભાઇ મગનલાલ ગોવિંદરામ વસુલાતી ખાતામાં થાણદારની નોકરી કરતા હતા. ત્યાંથી આગળ વધી મરહુમ મહારાજા ભાવસિંહજીના મહારાણી સદગત્ નંદકુંવરબા સાહેબના તેઓ કારભારી નીમાયા હતા. અને ત્યાંથીજ પેન્શન ઉપર રીટાયર્ડ થયા હતા. તેમનુંએ લગન બે વખત થયું હતું. તેમનું અવસાન લગભગ ૬૫ વર્ષની ઉમ્મરે થયેલું છે. સૌથી નાના ભાઇ ગીરજાશંકર પણ રાજ્યમાં નોકર હતા. તેઓ ધાર્મિકવૃત્તિ વાળા અને નિત્ય કર્મમાં શ્રદ્ધા વાળા હતા. તેમનું લગન પણ ત્રણ વખત થયું હતું. આશરે ૭૦ વર્ષની ઉમ્મરે એમનું અવસાન થયેલું છે. ત્રણે ભાઇઓ અપુત્ર મરણ પામવાથી તેમની મીલ્કતનું ટ્રસ્તડીડ થયેલું છે. એમને ત્યાં સતચંડી પારાયણ વગેરે ધર્મ કાર્યો થયેલાં છે શીદસર ગામે એક શીવાલય પણ બંધાવેલું છે. પ્રસંગોપાત જ્ઞાતિહિતના કાર્યમાં તેઓ ભાગ લેતા હતા. તેમજ યોગ્ય સલાહ પણ આપતા હતા.

---

## સ્વર્ગસ્થ મણીશંકર રામનન્દ દવે.

એમનો જન્મ જામનગરમાં સંવત ૧૯૩૯ માં મહાવદ ૧ ના રોજ થયો હતો. તેમને બાલ્યાવસ્થાથી કેળવણી ઉપર શોખ હતો અને તેથી તેઓએ ગુજરાતિ ઉપરાંત અંગ્રેજી અભ્યાસ આગળ વધારવા પ્રયત્ન કરેલો, પરંતુ તેઓ અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી પહોંચી શકયા હતા, કારણ કે તેમના પિતાશ્રીનું અવસાન થવાથી તેમના નાના ભાઇ, બેન અને વિધવા માતા વિગેરેના કુટુંબનિર્વાહનો ભાર તેમના ઉપર આવી પડયો અને તેથી તેમને અભ્યાસ છોડવો પડયો. શરૂઆતમાં તેમણે જામનગરના કસ્ટમ ખાતામાં નોકરી લીધી. પરંતુ આ નોકરીમાં ભવિષ્યની ઉન્નતિની આશા ન હોવાથી ત્રણ વર્ષ નોકરી કર્યા બાદ તેઓ મુંબઇ ગયા અને પોપટ પ્રભુરામ વૈદ્યને ત્યાં નોકરીમાં જોડાયા, ત્યાં પણ ત્રણ વર્ષ રહ્યા પછી તેમની ખીલતી યુવાન બુદ્ધિએ વ્યાપારિક લાઇનનો સારો અનુભવ તેમણે તેમના શેઠને કરાવ્યો. પરિણામે શેઠનો તેમના ઉપર પ્રેમ થયો. ત્યાર બાદ તેઓ પંજાબ ગયા, ત્યાંથી ઝરીયામાં વસતા કચ્છના વતની રા. માણેકલાલ દેવશંકરની સાથે જોડાયા. છેવટે શ્રીમાન શેઠ રામજસ અગરવાલાને ત્યાં નોકરીમાં રહ્યા, ત્યાં લગભગ ૧૨) વર્ષ રહ્યા. ત્યાંથી તેઓ અમદાવાદ આવી મેસર્સ જે. આર. અગરવાલાની કંપનીના સોલ કોલએજંટ તરીકે કામ કરવા લાગ્યા. પોતાની કાર્ય દક્ષતા, ખંત, અને વ્યાવહારિક બુદ્ધિથી એ જગ્યા ઉપર તેઓ રૂા. ૭૫) થી દાખલ થઇ રૂા. ૪૮૦) નો માસિક પગાર મેળવતા થયા હતા. આપ બળથી અને ખંતીલા પ્રેમાળ સ્વભાવથી આગળ વધનારા તેઓ એક જ્ઞાતિ યુવક હતા તેઓ હિંદીના સારા અભ્યાસી હતા. શ્રીમાન શાસ્ત્રીજી હાથીભાઇ અને સ્વ. શાસ્ત્રીજી તુલજાશંકરની ધાર્મિકતાની છાપ તેમના ઉપર પડી હતી. કેશવકૃતિ તેમનું પ્રિય પુસ્તક હતું. તેઓ નીતિભાવયુક્ત કવિતાઓ અને જ્ઞાતિહિતના લેખો લખતા હતા. જ્ઞાતિ ઉન્નતિ પ્રત્યે તેમનો ચાહ અપૂર્વ હતો, અને જ્ઞાતિના યુવકોને કોઇ પણ પ્રકારે બનતી મદદ આપવી, અપાવવી તેમાં સંતોષ માનતા. અમદાવાદના છાત્રાલયને તેઓ વખતો વખત બનતી મદદ આપતા, અને મેનેજીંગ સભ્ય તથા ઓડીટર તરિકે જ્ઞાતિ સેવાનો લાભ પણ આપતા હતા. તેમનું પ્રથમ લગ્ન કચ્છ કોઠારામાં થયું હતું પણ તે પત્ની અપુત્ર મરણ પામવાથી તેમનું બીજું લગ્ન મૂળ લીંબડીનિવાસી અને હાલ અમદાવાદમાં કંટ્રાકટરનો ધંધો કરનાર જ્ઞાતિસેવક રા. રા. જીવરામ જગજીવન દવેની પુત્રી સરસ્વતીવેરે સં. ૧૯૬૧ માં થયું હતું. દુર્દૈવના યોગે વૈદ્યરાજ જટાશંકર લીલાધરની

સ્મશાનયાત્રામાં જતાં સાબરમતિની અખુટ જળધારી વિકરાળ ભેખડ એ સં. ૧૯૭૭ ના વૈશાખ વદ ૧૨ ના પ્રભાતમાં આત્માનો ભોગ લીધો. અને તેમના કુટુંબ ઉપર અસહ્ય આઘાત કર્યો એ જ્ઞાતિનો ચળકતો યુવાન, જ્ઞાતિની ઉન્નતિની ભાવનાનો પોષક હીરો આ રીતે ગુમ થયો, તેમને બે પુત્રો અને પુત્રીઓ છે. જેમાં મોટા પુત્ર મી. નર્મદાશંકર હાલ ઇન્ટર સાયન્સમાં અભ્યાસ કરે છે.

## સ્વ. કામેશ્વર રૂઘનાથજી દવે.

લગભગપોણા બસો વર્ષ પહેલાં ચુડા પાસેના ભડકવા ગામના દેવરામ દવેના પુત્રો જયાનંદ અને લખુને મોરબીમાંના શ્રીમંત ગૃહસ્થ વલમજી વસ્તાણીના ભાણેજ તરીકે રહેવા માટે ઘરબાર કૃષ્ણાર્પણ મળેલાં અને તેથી એ બંન્ને ભાઇઓમાંના જયાનંદ ધંટીઆ પામાં અને લખુ દેવરામ બોખાણી શેરીમાં રહેવા લાગ્યા. લખુ દેવરામના પુત્ર રૂગનાથજી મોરબીના પ્રખ્યાત રૂના વેપારીઓને માટે મોરબીના આજુબાજુનાં ગામોમાં રૂના કબાલા કરવામાં આગળ પડતો ભાગ લેતા, અને એ રીતે પોતાની ભિક્ષા વૃત્તિ પર ગુજરાન ન ચલાવવાની ટેક જાળવી રાખતા. તેઓ પહેલી વાર રાણપુર પરણેલા. એ સંસારથી તેમને એક પુત્ર થએલો. બીજી વાર અંજારમાંના પ્રસિદ્ધ જાદવજી પટેલના કુટુંબમાં પરણેલા. તેને પરિણામે બે પુત્રો ને એક પુત્રી થએલા. તેમાંના મોટા પુત્ર તે કામેશ્વર.

તેમનો જન્મ લગભગ સં. ૧૯૩૦-૩૧ ના અરસામાં થએલો. મોરબીમાં પ્રાથમિક કેળવણી પુરી કર્યા ઉપરાંત મેટ્રિક સુધી અભ્યાસ કરેલ. હાઇસ્કુલમાંથી તેમને સંસ્કૃતનો શોખ જાગ્યો. અને તે જમાનાના પ્રસિદ્ધ વિદ્વાન મણિલાલ નભુભાઇના પુસ્તકોના ભક્ત બન્યા. વેદાંત એ તેમનો પ્રિય વિષય હતો અને 'સુદર્શન' તથા આગળ જતાં 'મહાકાળ' એમનું પ્રિય માસિક બન્યું હતું.

ત્યારબાદ તેઓ ભાવનગરમાં તારનું કામ શીખી ભાવનગર સ્ટેટ રેલવેમાં તારમાસ્તર તરીકે રહ્યા. પછી મોરબી રેલવેમાં તારમાસ્તર, સિગનલરને રિલિવીંગ સ્ટેશન માસ્તર તરીકે ચારપાંચવર્ષ કામ કર્યું.

પરંતુ પંદર રૂપીઆની નોકરીમાં તેમનું મહત્વાકાંક્ષી મન ન ખુંત્યું. પિતાશ્રી તરફથી મળેલી વેપાર તરફની પ્રીતિ તેમને વેપાર તરફ દોરવા લાગી. ઇ. સ. ૧૯૦૭-૮ ના અરસામાં તેઓ ઝરીઆ ગયા અને ત્યાં થોડો વખત કોલસાના ઉદ્યોગમાં અનુભવ પ્રાપ્ત કર્યા બાદ તેમણે

પોતાના નાનાભાઇ દુર્ગાશંકરની સાથે 'દુર્ગાશંકર અને કંપની' ઉભી કરી. સહેજ મોટા પાયા પર કોલસાનો સ્વતંત્ર ધંધો કરવા માંડ્યો. શરૂઆતથી જ સર વિઠલદાસ ઠાકરશી તરફથી કંપનીને સારી મદદ મળતી રહી, અને તેને પરિણામે બનતાં સુધી કંઇ પણ ખોટ સહન કર્યા સિવાય કામ તેજીમાં ચાલ્યું અને એ રીતે તેમની કોલસાના ધંધામાં ઉન્નતિ થતી ચાલી. ચીવટ, અને આગ્રહ એ બે ગુણો તેમનામાં આગળ પડતા હોવાથી તેઓની દિનપ્રતિદિન ચઢતી થતી ચાલી.

ઇ. સ. ૧૯૨૪-૨૫ માં વેપાર સંબંધી લાભહાનિને લીધે તેમની નાજુક તબીયત પર અસર થઇ અને આંતરડાની નબળાઇને લીધે તેમને ફરજિયાત જન્મભૂમિમાં રહેવું પડયું.

છેવટે વિધિના કોઇ અજબ નિયમાનુસાર, કોઇથી કલ્પી ન શકાય તેવી રીતે, સંસાર પ્રત્યેની માયા છોડી પોતાની પાછળ રડવડતી વિધવા અને બે પુત્રીઓ તથા કુટુંબીઓને મૂકી તેઓ ઇ. સ. ૧૯૨૬ માં અમરધામ નિવાસી થયા છે.

## સ્વ૦ મહાશંકર દયારામ ઓઝા.

ભાવનગરમાં થઇ ગએલા જાણીતા કુટુંબમાં તેઓ જાણીતા થઇ ગયા છે. તેમણે ગુજરાતી ઉપરાંત અંગ્રેજી કેળવણી લીધી હતી. તેઓ સરકારી નોકરીમાં જોડાયા હતા. અને હાલાર, સોરઠ, અને ગોહીલવાડ પ્રાંતમાં પ્રાંતસાહેબોની ઓફીસમાં તેમણે નોકરી કર્યાબાદ તેઓ બોઇકા થાણદાર નીમાયા હતા, જ્યાં તેમનું ૪૫ વર્ષની વયે સંવત ૧૯૫૮ માં અવસાન થયું હતું, તેઓ જ્ઞાતિ હિતૈષી અને સુધારક વિચારના હતા; તેમના પુત્ર કેશવલાલ ઇંગ્રેજી કેળવણીમાં આગળ વધી બી. એ. એલ. એલ. બી. સુધી પહોચ્યાં હતા, શરૂઆતમાં તેઓ ઇંદોરના મહારાજા સર તુકાજીરાવ હોલકરના પ્રાઇવેટ સેક્રેટરી નીમાયા હતા. પણ પાછળથી તેમણે નોકરી છોડી ઇંદોરમાં જ વકીલાતનો ધંધો શરૂ કર્યો હતો. પરંતુ યુવાનવયે તેમનું અવસાન આસરે ૪૨-૪૩ વર્ષની ઉમરે ઇ. સ. ૧૯૧૭ માં થએલું છે.

## સ્વ૦ મહાશંકર મોરારજી ત્રિવેદી.

એમણે એજન્સીની વકીલાતની પરિક્ષા પાસ કરી હતી. અને ભાવનગરમાં વકીલાત કરતા હતા. તેઓ જ્ઞાતિના કાર્યમાં રસ લેતા હતા અને સારા સલાહકાર ગણાતા હતા. તેમણે ભાવનગરની જ્ઞાતિમાંથી ઉત્તરકાર્યમાં નોમીઆના પ્રેતભોજનનો રીવાજ બંધ કરાવ્યો છે. એમનું અવસાન લગભગ ૪૫-૪૬ વર્ષની ઉમરે સંવત ૧૯૫૬-૫૭ માં થએલું છે.

## સ્વ૦ છગનલાલ જુઠાભાઇ ત્રિવેદી.

આપણી જ્ઞાતિમાં પોસ્ટ ખાતામાં આગળ વધેલાઓની પંકિતમાં સ્વ૦ છગનલાલ જુઠાભાઇ ત્રિવેદી આગળ પડતા હતા, એમનો જન્મ સંવત ૧૯૦૯ માં થયો હતો. એમણે ગુજરાતી ઉપરાંત ત્રણ ચાર અંગ્રેજી ચોપડી નો અભ્યાસ કર્યો હતો, શરૂઆતમાં તેઓ પોસ્ટ ખાતાના સુપ્રીન્ટેન્ડન્ટની ઓફીસમાં કલાર્ક તરીકે જોડાયા હતા, અને ધીમે ધીમે હેડ કલાર્ક સુધી પહોંચ્યા હતા ત્યાંથી પોસ્ટ માસ્તર તરીકે નીમાયા હતા. પોરબંદર અમરેલી, જુનાગઢ અમદાવાદ (કાલુપુર), જામનગર વીગેરે સ્થળોએ પોસ્ટ માસ્તર તરીકે તેમણે કામ કર્યું હતું છેવટમાં રૂા. ૧૦૦) ના, પગારથી અમદાવાદની હેડ પોસ્ટ ઓફીસમાં ડેપ્યુટી પોસ્ટ માસ્તર નીમાયા હતા. અને ત્યાંથી પેન્શન ઉપર રીટાયર થયા હતા. પ્રથમ તેઓ ભંડારીઆમાં ત્રવાડી ધનેશ્વર ગોબરને ત્યાં પરણ્યા હતા. પણ તે સ્ત્રી અપુત્ર મરણ પામવાથી બીજી વખત ગઢડામાં રૂખડ નાગેશ્વર ભૂપની દીકરી બાઇ મોંઘી સાથે પરણ્યા હતા. તેનાથી બે પુત્રો તથા પુત્રીઓ થએલા છે બન્ને પુત્રો ઉમીઆશંકર તથા દલપતરામ પણ પોસ્ટ ખાતામાંજ દાખલ થએલા છે અને હાલ પોસ્ટ માસ્તરની જગ્યાઓ ઉપર છે. પેન્શન લીધાબાદ તેમણે જ્ઞાતિ ઉન્નતિના કાર્યોમાં રસ લેવા માંડયો હતો અને વખતો વખત યુવક મંડળમાં સામેલ થઇ સારી સલાહ આપતા હતા, એમની દાદીમા વાંકાનેરમાં સતી થએલાં છે. છગનભાઇનું અવસાન સંવત ૧૯૮૪ માં થએલું છે.

## સ્વ૦ જગન્નાથ નાથજી ભટ્ટ.

એમનો જન્મ સંવત ૧૯૧૪ માં થએલો હતો તેમણે ઈંગ્રેજી કેળવણી લઇ પોસ્ટ ખાતામાં નોકરીની શરૂઆત કરી હતી; પોસ્ટ માસ્તર તરીકે શીહોર ચીતળ, જુનાગઢ, ઊના, ધારી, બાબરા, બોટાદ, ભાયાવદર, ભાવનગર, બરવાળા, વગેરે સ્થળોએ નોકરી કરી હતી. બરવાળામાં તેમણે મહાદેવની પ્રતિષ્ઠા કરેલી છે તેઓ સ્વભાવે નીડર અને તેજ હતા. તેમનું લગ્ન પાલી-તાણામાં એઝા ભગવાન નથુની દીકરી પ્રેમકુંવર સાથે થયું હતું. એમનું અવસાન સંવત ૧૯૬૧ ના મહાસુદ સાતમ નારોજ થયું હતું એમના વડીલ પુત્ર લક્ષ્મીશંકર સારા સંસ્કારી હોઇ ભાવનગર સ્ટેટના રેવન્યુ ખાતામાં હાલ નોકરી કરે છે.

## સ્વ૦ મુળજી દેવશંકર ત્રિવેદી.

તેઓ મૂળ ઢોળાના વતની સાધારણ ભણેલા હતા. પરંતુ ચાલાક અને વ્યવહાર કુશળ હતા. પ્રથમ ગામમાં વહેપારીની દુકાને રહ્યા હતા, જ્યાં વ્યાપારિક અનુભવ મેળવ્યો હતો. ત્યારબાદ સ્વ૦ બાવાભાઇ મીઠારામ ઓઝાએ જોડીયામાં દુકાન કરેલી ત્યાં મુનીમ તરીકે રહેલા હતા. એ પછી વળા સ્ટેટમાં ટ્રેઝરર તેમજ દેવળીઆના 'વહીવટદારની જગ્યા ઉપર નીમાયા હતા ત્યાં તેમણે પ્રમાણિકપણે એક નિષ્ઠાથી કામ કર્યું હતું. વળાદરબારનો એમના ઉપર ખાસ વિશ્વાસ હતો. એમને ત્રણ પુત્રો થયા હતા. તેમના પુત્રોએ સારી કેળવણી લીધી છે. મોટા પુત્ર પ્રભાશંકર ભાવનગરમાં ન્યુ હાઇસ્કૂલમાં માસ્તર છે. બીજા લક્ષ્મીશંકર–હાલ જુનાગઢ રાજ્યમાં નોકર છે. અને ત્રીજા છગનલાલ જેની કરાંચીમાં દુકાન છે. મુળજીભાઇનું અવસાન ૭૫ વર્ષની ઉંમરે સંવત ૧૯૬૪ ના પોષ સુદી ૧૫ ને શનિવારના રોજ થએલ છે.

## સ્વ. વલ્લભજી ભવાનીશંકર ઓઝા

નિડરતા અને ધીરતામાં શૂરવીર ગણાએલા. સ્વ. વલ્લભજી ઓઝાનો જન્મ જામનગરમાં આશરે સંવત ૧૯૧૭ માં થયો હતો. એમના વડીલોનો ધંધો રેશમી અને જરીકામનો હતો. તેમને ત્યાં જીનનાં કારખાનાં પણ હતાં. છતાં તેઓએ રાજકોટની મેલટ્રેનીંગ કોલેજમાં પરીક્ષા પાસ કરી, જામનગરમાં ગુજરાતી સ્કૂલમાં માસ્તર તરીકેની નોકરી શરૂ કરી હતી. તેમનો શારીરિક બાંધો મજબુત, ચહેરો પ્રભાવશાળી અને બુદ્ધિ પરીક્ષક હતી, તેથી તેઓ ટુંક સમયમાં પોલીસખાતામાં જોડાયા હતા. આ વખતે જામનગર સ્ટેટમાં બહારવટીઆઓનું જોર હતું. તેમને પકડવામાં વલ્લભજી ઓઝાએ પોતાની બહાદુરી બતાવી હતી. તેથી તેઓ પોલીસ ઇન્સ્પેકટરની જગ્યા મેળવી શકયા હતા. ઉત્તરોત્તર આ જવાબદારીમાં તેમણે હોશિઆરી બતાવી હતી. તેથી જ્યારે જામનગર સ્ટેટજેલમાં કેદીઓની મોટી સંખ્યાએ અણધાર્યું તોફાન મચાવ્યું હતું, ત્યારે તેમનો બંદોબસ્ત કરવાને વલ્લભજી ઓઝાની નિમણુક કરવામાં આવી હતી. આ કાર્યમાં તેમણે કુશળતા બતાવવાથી, તેમની નિમણુક જેલ સુપ્રિન્ટેન્ડેન્ટના જોખમદારી ભરેલા હોદ્દા ઉપર થઇ હતી. તેઓએ આ હોદ્દો રાજા તથા પ્રજાના વિશ્વાસપાત્ર સેવક તરીકે જીંદગીની છેલ્લી ક્ષણ સુધી ભોગવ્યો હતો. વખતો વખત તેઓ સામાજિક કાર્યમાં પણ ભાગ લેતા હતા. શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિના પટેલ



સ્વ૦ વલ્લભજી ભવાનિશંકર.

[ પૃષ્ઠ. ૮૦



સ્વ૦ ડૉ. પ્રભાશંકર ભાઇશંકર ત્રિવેદી.

[ પૃષ્ઠ. ૮૫



સ્વ. હરિશંકર ઈશ્વર દવે.

[ પૃષ્ઠ. ૮૪

હતા. તેમજ ચોરાશી બ્રાહ્મણ જ્ઞાતિના પણ આગેવાન ગણાતા હતા. રાજ્યનીતિમાં પણ તેઓ નિપુણ હતા, અને પ્રસંગોપાત સારી સલાહ આપતા, તેથી રાજ્યના અમલદારો અને જામ સાહેબ શ્રી જસવંતસિંહજી તેમને ચાહતા હતા. દશ વર્ષસુધી જેલરની નોકરી કર્યા બાદ જે બહારવટીઆઓને તેમણે પકડયા હતા, તેઓએ સંયોગોનો લાભ લઇ જેલ તોડી અને તોફાન મચાવ્યું હતું. તેમને શાંત કરવા જતાં આ વીરપુરૂષના કપાળમાં ઓચીંતી ગોળી આવી, અને સં. ૧૯૬૧ ના ભાદરવા સુદી દસમના રોજ તેમનો દેહાંત થયો. આ વીરનરના અવસાનથી રાજ્યમાં તેમજ પ્રજામાં દીલગીરી ફેલાઇ અને તેમને છેવટનું માન એક વીરનરને છાજે એ રીતે અપાયું હતું. તેઓ ભીડભંજનના ખાસ ઉપાસક હતા. બે વખત પરણ્યા હતા. રાજ તરફથી તેમની સારી નોકરીની કદરમાં તેમના કુટુંબને વર્ષાસન આપવામાં આવે છે અને જ્ઞાતિમાં સારી પ્રતિષ્ઠા ધરાવે છે.

## સ્વ. ચત્રભુજ કાનજી ત્રિવેદી.

એમનો જન્મ સંવત ૧૯૦૦ માં જામનગરમાં થયો હતો. એમના વડીલબન્ધુ વેલજીભાઇ જ્ઞાતિમાં આગેવાન ગણાતા હતા. અને મોટા મલ્લાંના કારભારી હતા; એજ કારભારૂં ચત્રભુજ ભાઇને સોપાયું હતું, જ્યાં તેમણે એકનિષ્ઠાથી કામ કર્યું હતું. તેઓ દાનેશ્વરી ગણાતા હતા. રોજ ૧૦-૧૫ કોરીનું દાન તેઓ કરતા હતા. વારંવાર જ્ઞાતિ ભોજન પણ કરતા હતા. જ્ઞાતિમાં તેમની પ્રતિષ્ઠા સારી હતી. તેઓ બહોળું કુટુંબ મૂકી લગભગ ૫૦-વરસની ઉંમરે પંચત્વ પામ્યા છે.

## સ્વ. સુંદરજી જેઠાભાઇ ઓઝા.

જામનગરના જાણીતા ઓઝા કુટુંબમાં સુંદરજી ઓઝા તેમજ તેમના ભાઇ ગૌરીશંકર ખાસ જાણીતા પુરૂષો થઇ ગયા છે. એમના વડીલો રેશમી તથા જરીનો વેપાર કરતા હતા તથા સાથે ધીરધારનો ધંધો પણ કરતા હતા. આ ધંધાને અંગે તેમણે કેટલોક ગરાસ મેળવેલો છે જે તેમના વંશજો હાલ પણ ખાય છે. જ્ઞાતિની એકતા અને ઉન્નતિમાંજ આ બન્ને ભાઈઓની પ્રવૃત્તિ પ્રેરાએલી હતી. જ્ઞાતિમાં પણ તેમનું સન્માન સારૂં થતું હતું. તેમણે પ્રસંગોપાત ચાર વખત દેશતેડાં કરેલાં છે. સામવેદી તથા યજુર્વેદી શાખાઓમાં તેઓ વારંવાર ભોજનો આપતા અને એકતા દાખવતા હતા. સુંદરજી ઓઝા ત્રણ વખત પરણ્યા હતા. હાલ પણ એમના કુટુંબીઓ પોતાના વડીલોની પ્રતિષ્ઠા જાળવી રહ્યા છે.

## સ્વ. નારણજી રેવાશંકર ઓઝા,

જ્ઞાતિ સેવાના કાર્યમાં જીવન અર્પણ કરનાર વીરલા જ્ઞાતિસેવકોમાં સ્વ. નારણજી રેવાશંકરનું નામ અનુકરણીય છે. તેઓ જામનગરના વતની અને રામાણી કુટુંબના હતા. તેમના બે નાના ભાઇઓ હતા તેમાં ધનેશ્વર રેવાશંકર સ્વ. કાલુભા સાહેબના કારભારી હતા; જ્યારે હરીશંકર રેવાશંકર ગુંસાઇજી મહારાજના કારભારી હતા. નારણજી ઓઝાએ આખું જીવન બ્રહ્મચર્યાવસ્થામાં પુરૂં કર્યું હતું. જો કે તેઓ જ્ઞાતિના પટેલ નહોતા તોપણ જ્ઞાતિના દરેક કાર્યમાં તેઓ આગળ પડતો ભાગ લેતા હતા. અને જ્ઞાતિના ગુંચવાએલા કોકડા સહેલાઇથી ઉકેલતા હતા. આથી જ્ઞાતિમાં તેમનું માન વધારે હતું તથા સહુ કોઇ તેમની શેહમાં તણાતું હતું. તેમનું અવસાન સંવત ૧૯૭૫ માં થયું છે.

## સ્વ. જુઠાભાઇ વેલજી ત્રિવેદી.

એમનો જન્મ સંને. ૧૮૫૫ માં થયો હતો. તેઓ જાણીતા ગાધે કુટુંબમાં થઇ ગયા છે. તેમણે જમાનાને અનુસરતી સામાન્ય કેળવણી લીધી હતી. રાજ્યની નોકરીમાં દાખલ થયા પછી જામસાહેબ શ્રી. વિભાજીની ચાર રાણીઓનું કારભારૂં તે કરતા હતા. આપ હોશિયારી અને કાર્યકુશળતાથી તેઓ જામવિભાજીના પ્રીતિપાત્ર બન્યા હતા. જ્ઞાતિ પ્રત્યે પણ તેમને સારો ભાવ હતો. ધર્મ ઉપર પણ તેમને લાગણી હતી. જ્ઞાતિ હિતાર્થે પંચેશ્વર મહાદેવમાં તેમણે ધર્મશાળા બંધાવી આપી છે. જ્ઞાતિમાં તેમનું સારૂં માન હતું. તેઓ મોટું કુટુંબ મૂકી સંને ૧૯૨૮ માં પંચત્વ પામ્યા છે.

## સ્વ. વજેરામ ત્રીભોવન ઓઝા.

એમનો જન્મ જામનગરમાં આશરે સંવત ૧૯૦૦ માં થયો હતો, તેમણે સામાન્ય કેળવણી લીધી હતી અને પોતાનું જીવન જોડીઆમાં નામાંકિત થઇ ગયેલા બાવાભાઇ મીઠારામની સાથે વ્યાપારમાં શરૂ કર્યું હતું. ક્રમે ક્રમે વ્યાપારિક અનુભવ અને હિસાબી કામમાં તેમણે એટલી બધી કુશળતા મેળવી હતી કે જ્યાં ત્યાં એમની સલાહ લેવામાં આવતી. તેમણે પોતાના ઘરની કાપડની દુકાન શરૂ કરી હતી. જ્યારે મુળી સ્ટેટમાં હીસાબી ખાતામાં ઘણા વર્ષનો નામાનો ગુંચવાડો ઉભો થયો હતો, ત્યારે તેમની નીમણુંક ત્યાં થઇ હતી. તે કામ તેમણે ખંત અને કુશળતાથી પાર પાડયું હતું. કાપડની દુકાન ઉપરાંત ધીરધારનો ધંધો પણ શરૂ કર્યો હતો. રાજ્યમાં તેમનું સારૂં માન હતું.

હાઇકોર્ટમાં એસેસર તરીકે તેમણે લાંબી મુદત સુધી કામ કર્યું હતું. જ્ઞાતિ ઉન્નતિના વિષયમાં પણ તેઓ સારો ભાગ લેતા હતા. રાજકોટવાળા બાવાભાઈ ઓઝાએ જે કન્યાવિક્રય અટકાવવા કમીટીનું બંધારણ બાંધ્યું હતું, તેમાં પણ તેમણે આગળ પડતો ભાગ લીધો હતો.

## સ્વ. દુર્ગાશંકર આગજી દવે.

જામનગરની યજુર્વેદીશાખામાં તેઓ પહેલા ગ્રેજ્યુએટ હતા. તેમનો જન્મ સંવત ૧૯૪૨ માં થયો હતો. તેમના પિતાશ્રીની આર્થિક સ્થિતિ નબળી હોવાથી ઊંચા અભ્યાસના ખર્ચની જવાબદારી પણ એમને માથેજ હતી. મ્યુનીસીપાલીટીના ફાનસોએ વાંચવું, ટ્યુશનો રાખી પોતાનું ખર્ચ નભાવવું અને આગળ અભ્યાસ વધારવો એ એમનું સાહસિક કર્તવ્ય હતું. સંવત ૧૯૬૦ માં સારા નંબરે મેટ્રીક પાસ થઇ ખંત અને ઉત્સાહથી મુંબઇની કોલેજમાં દાખલ થયા હતા. પરંતુ ઇન્ટરની પરીક્ષા પાસ કર્યા બાદ ઘરના ખર્ચનો બોજો વધી પડવાથી ગોકલદાસ તેજપાલ સ્કૂલમાં માસ્તર તરીકે નોકરીમાં જોડાયા હતા. તેઓ બાળ લગ્નનાભોગ થઇ પડેલા હોવાથી આ વખતે ત્રણ સંતાનોના પિતા થઇ ચૂકયા હતા, એમનું લગ્ન માત્ર દશ વર્ષની વયેજ થયું હતું. આવી વિટંબણામાં પણ તેઓ અંગ્રેજી ઉપરાંત સંસ્કૃતનો સારો અભ્યાસ કરી શકયા હતા. ગીતા અને ઉપનિષદો એમનાં પ્રિય પુસ્તકો હતાં. ધર્મ ઉપર તેમને શ્રદ્ધા હતી અને જ્ઞાન માર્ગના ઉપાસક હતા. નરહરી શર્માની ગીતા પાઠશાલામાં તેઓ રોજ જતા હતા. સદ્‌ભાગ્યે રણછોડલાલ પ્રેમજી નામે ભાટીયા ગૃહસ્થની મુલાકાત થઇ અને તેમનો આશ્રય મળતાં નોકરી છોડી બી. એ. નો અભ્યાસ શરૂ કર્યો હતો. આ વખતે એ શેઠજીની બે પુત્રીઓને તેઓ ગીતાજીનો અભ્યાસ કરાવતા હતા. ધીમે ધીમે એ શેઠજીના માળામાં જ્યાં તેઓ રહેતા હતા ત્યાં તેમને ગીતા કલાસ શરૂ કર્યો. એમના પત્નીને પણ આ સમયે ગીતાનો અભ્યાસ કરાવ્યો. તેઓ બી. એ. પાસ થયા બાદ વઢવાણ સ્ટેટ હાઈ સ્કૂલમાં જોડાયા હતા. ત્યાં પાંચ વર્ષ રહ્યા બાદ ચુડાની અંગ્રેજી સ્કૂલમાં હેડ માસ્તર નીમાયા હતા અને આખર સુધી ત્યાંજ રહ્યા હતા. નોકરી દરમ્યાન તેમણે એમ. એ. નો અભ્યાસ શરૂ રાખ્યો હતો અને એમ. એ. ની પરીક્ષા આપવા મુંબઈ ગયેલા ત્યારે તેમને મુંબઇનું પાણી લાગ્યું અને આખર સંવત ૧૯૭૪ માં એજ માંદગીમાં ૩૨ વર્ષની ભર યુવાનવયે સ્વર્ગવાસી થયા હતા. તેઓ સ્ત્રી કેળવણીના ખાસ હીમાયતી હતા અને વખતો વખત સમાજમાં ભાષણો આપી

શાસ્ત્રીય જ્ઞાનનું પ્રચાર કરવા પ્રયત્ન કરતા હતા. તેમના કુટુંબમાં ગીતાજી નિત્યનું પાઠય પુસ્તક થઇ પડયું છે. હાલના યુવાનોને વિદ્યાભ્યાસમાં મુશ્કેલીઓ વેઠી આગળ વધવા માટે સ્વ. દુર્ગાશંકર પ્રાગજી દવેનું દૃષ્ટાંત અનુકરણીય છે.

## સ્વ. હરીશંકર ઇશ્વર દવે.

રાજકોટમાં જાણીતા થઇ ગએલા ઓધાણી કુટુંબની શાખામાં એમનો જન્મ ઇ. સ. ૧૮૫૪ ના અકટોમ્બરની તા. ૨૫ મીના રોજ થયો હતો. એમના પિતાશ્રી રાજ્યનું મોદીખાનું ભરતા હતા. એમની માતાનું નામ મોંઘીબાઇ હતું. એ સમયમાં અંગ્રેજી કેળવણી લેવી મુશ્કેલ હતી તો પણ તેમણે મેટ્રીક સુધી અભ્યાસ કર્યો હતો અને હાલાર ગોહેલવાડ તથા ઝાલાવાડ પ્રાંતના આસિ. પોલીટીકલ એજન્ટની ઓફીસમાં દાખલ થઈ શીરેસ્તેદારના હોદ્દા સુધી પહોંચ્યા હતા. છેવટમાં જ્યુડીશીયલ અને હજુર ઓડીટર સુધીની જોખમદારી ભરેલી જગ્યાઓ મેળવવા ભાગ્યશાળી બન્યા હતા. એમની કાર્યકુશળતા અને ખંતથી અમલદારો સંતોષ પામતા હતા. તેમને ઘણા મિત્રો ચાહતા હતા. કેટલાક યુરોપીયન અમલદારોએ સારા સર્ટિફીકેટો આપેલાં છે. તેઓ ધર્મચુસ્ત અને નિત્ય નિયમમાં નિયમિત હતા. ગમે તેટલી લાંબી રેલવેની મુસાફરીમાં પણ તેઓ અન્નજળ લેતા નહિં. બ્રાહ્મણો ઉપર તેમને પ્રેમ હતો. તાબાના નોકરોજોડે તેઓ સ્નેહભાવથી વર્તતા હતા. નોકરી દરમ્યાન તેમણે પોતાની સાદાઇ અને ભલમનસાઇથી પ્રજાની પ્રીતિ સંપાદન કરેલી હતી. તેઓએ ઇ. સ. ૧૯૦૮ માં પેન્શન લીધું હતું અને નિવૃત્તિ પરાયણ જીવન ગાળતાં સમાજ સેવા કરવાનું ચાલુ રાખ્યું હતું. તેઓ એક સાચા સલાહકાર હતા. જ્ઞાતિઉન્નતિ પ્રત્યે તેમની ઉંચી લાગણી હતી. પ્રતિષ્ઠિત–આગેવાન બંધુઓના ડેપ્યુટેશને ગામોગામ ફરી જ્ઞાતિબંધુઓને સમજાવી જ્ઞાતિના નિશ્ચિત સુધારા દાખલ કરાવવાનો સિદ્ધાંત સ્વીકાર્યો હતો અને વખતો વખત એજમાર્ગે કામ કરવા જ્ઞાતિ સેવકોને સલાહ આપતા હતા. તેઓ મક્કમ વિચારના સુધારક પણ હતા. જ્ઞાતિની વીધવાઓને જ્ઞાતિમાં ભોજન લેતી કરવાને સબળ પ્રયત્ન કર્યો હતો તેમ રાજકોટની બોર્ડીંગને આગળ વધારવા વખતો વખત તેઓ સુચના આપતા હતા. તેમનું અવસાન ૭૫ વરસની ઉંમરે તા. ૨૯–૧૨–૨૮ ના રોજ થએલું છે. તેમના અવસાનની દીલગીરી દર્શાવવા રાજકોટની સમસ્ત બ્રાહ્મણ જ્ઞાતિએ તેમજ શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિએ ઠરાવ કરેલા છે. એમને ત્રણ પુત્રો છે જે હાલમાં સારી નોકરી ધંધે વળગી પોતાના કુટુંબનું ગૌરવ જાળવી રહ્યા છે.

## સ્વ૦ નારણજી હરીશંકર ત્રિવેદી.

લીંમડીમાં તેઓ એક પ્રભાવશાળી તેમજ આપકર્મી પુરૂષ થઇ ગયા છે. એમનો જન્મ આશરે સંવત ૧૮૯૪–૯૫ માં થએલો હતો. એમના પિતા ધીરધારનો તેમજ જમીનદાર હોઇ ખેતી કરાવવાનો ધંધો કરતા હતા. નારણ ત્રવાડી ઘણું ભણ્યા નહોતા તોપણ સ્વભાવે ચંચળ અને વ્યવહારમાં કુશળ હતા. એમના પિતાશ્રી પાસે રહી પોતાના ચાલુ ધંધામાં સારી તાલીમ લીધી હતી. પિતાના અવસાન બાદ તેમણે જમીનનો ગરાસ વધાર્યો હતો અને લગભગ હજારેક વીઘા જમીન ઘરે કરી હતી. એ વખતે લીંમડીમાં ફતેહસિંહજી રાજ્ય કરતા હતા. તેમની સાથે સારો સંબંધ થવાથી તેઓ રાજાપ્રજાના પ્રીતિપાત્ર બન્યા હતા. જસવંતસિંહજી ઠાકોર સાહેબ લીંબડીની ગાદીએ આવ્યા ત્યારે રાજ્યમાં તેમનું સનમાન ઘણું વધ્યું હતું. તેમણે પુષ્કળ પૈસો ભેગો કરી તેનો સદ્‌ઉપયોગ પણ કર્યો છે. મહાલક્ષ્મી માતાની સ્થાપના પ્રસંગે એક ખેતર આપી અન્ય મદદ પણ આપી હતી. પોતાના પિતાના ઉત્તરકાર્યમાં મોટું દેશતેડું કરી સારો પૈસો વાપર્યો હતો. બ્રહ્મભોજન પણ પુષ્કળ કર્યું હતું. જ્ઞાતિમાં પણ એમનું માન સારૂં હતું. એમનું અવસાન લગભગ ૫૫ વર્ષની ઉમ્મરે સંવત ૧૯૪૯–૫૦ માં થયું હતું. એમને બે પુત્રો હતા. મોહનલાલ અને શીવલાલ. મોહનલાલના દીકરા પ્રભુલાલ હાલપણ અવશેષ રહેલો ગરાસ સાચવી રહ્યા છે.

## સ્વ૦ ડૉ. પ્રભાશંકર ભાઇશંકર ત્રિવેદી.

તેઓ મૂળ ભાવનગરના વતની હતા. એમનાં ઘરબાર ભગાના તળા-વમાં આવેલાં છે. એમનાં માતાપિતા સંસ્કારી અને સાધારણ સ્થિતિનાં હતા. એમની આર્થિક સ્થિતિપણ સાધારણ હતી. નાનપણમાં ડૉ. પ્રભાશંકરે આગળ વધવાની ભાવનાથી ગુજરાતીનો અભ્યાસ પુરો કરી અંગ્રેજીમાં મેટ્રીક સુધી અભ્યાસ કર્યો હતો. ત્યારબાદ તેઓ અમદાવાદની મેડીકલ સ્કૂલમાં દાખલ થયા હતા. ભણવામાં તેઓ ચપળ અને ખંતીલા હોવાથી શિક્ષકોનો પ્રેમ સંપાદન કરી શકયા હતા. ત્રણ વર્ષમાં તેઓ એ. એચ. એ. ની ડૉકટરની પરીક્ષા પસાર કરી હતી. તુરતજ તેઓ પોરબંદરના મેડીકલ ખાતામાં માસિક રૂા. ત્રીશના પગારે દાખલ થયા હતા. પરંતુ ટુંક મુદતમાંજ તેઓ ત્યાંથી જામનગર સ્ટેટનાં મેડીકલ ખાતામાં દાખલ થતાં, તેઓ જામનગર જઇ રહ્યા હતા. ત્યાં તેમણે દવાખાનામાં ડૉકટર

તરીકે તેમજ ચીફ મેડીકલ ઓફીસરનાં શિરેસ્તદાર તરીકે લગભગ ૨૭–૨૮ વર્ષ સુધી એકનિષ્ઠાથી નોકરી કરી, સને. ૧૯૨૮ ના માર્ચથી નોકરીના ત્રીશ વર્ષ પૂર્ણ થયા અગાઉ માંદગીનાં સબબે અર્ધ પગારે પેન્સન ઉપર નિવૃત્તિ લીધી હતી. લગભગ ૧૦–૧૧ મહિનાની માંદગી ભોગવી સને ૧૯૨૯ માં ફેબ્રુઆરીની તા. ૧૨ના રોજ પંચત્વ પામ્યા છે. તેઓ ગરીબાઇમાંથી સારી સ્થિતિએ આવેલા હોઇ કુટુંબ સેવા, જ્ઞાતિ સેવા, સામાજિક સેવા અને રાજ્ય સેવા કરવાને હંમેશા તત્પર રહેલા છે.

જ્યારે તેઓ નોકરી ઉપર દાખલ થયા ત્યારે તેમને દેવું હતું, પણ તે તેમણે પોતાની સદકમાઈમાંથી ભરપાયે કર્યું હતું. ધીમે ધીમે કાર્ય કુશળ હોવાથી ધંધામાં સારી નામના, યશ અને પૈસો પણ મેળવી શક્યા હતા. તેઓ કેળવણી પામેલા હોઇ પોતાના કુટુંબને ઉંચા પ્રકારની કેળવણી આપવામાં હમેશાં તત્પર રહ્યા હતા. પોતાના મોટા પુત્ર વિશ્નુરામને ડોક્ટરી લાઇનમાં આગળ વધારી એમ. બી. બી. એસ. બનાવ્યા છે જેઓ જામનગર સ્ટેટમાં મેડીકલ ખાતામાં દાખલ થએલા હોઇ હાલ ખંભાળીઆમાં ડોકટર છે; જ્યારે બીજા પુત્ર બી. એ. પાસ થઇ એલ. એલ. બી. નો અભ્યાસ કરે છે. ત્રીજા પુત્ર જન્મથી જ અપંગ છે એમના એક દીકરી સારે સ્થળે પરણાવેલાં હતાં પરંતુ કમભાગ્યે શ્વસૂરપક્ષ તરફથી અસંતોષ મળવાના કારણે એમને ત્યાંજ રહ્યા છે. આબે આઘાતો એમના જીવનમાં દુઃખરૂપ હતા એમના બે સાળાઓ, ભાણેજો અને મામાના દીકરાને પણ પાસે રાખી સારી કેળવણી આપી ધંધે વળગાડેલા છે. સારૂં ભણ્યા પછી અને સારી લાઇન ઉપર આવ્યા પછી પોતાના કુટુંબ પ્રત્યે અણગમો બતાવનાર અને વિદ્યા તથા ડિગ્રીના ઘમંડમાં મિથ્યાભિમાની બનનાર હાલના યુવાનોને ડો. પ્રભાશંકરનું જીવન દૃષ્ટાંત રૂપ છે. જ્ઞાતિ સેવાપણ એમણે સારી કરી છે. જામનગરમાં કાયમી વસવાટ કર્યા પછી એક સેવક તરીકે જામનગરની જ્ઞાતિની સુધારણા કરવા માટે તેમણે અતિશય શ્રમ લીધેલો છે. એક ફંડ એકઠું કરી તેમાંથી વિદ્યાર્થીઓને પુસ્તકો, ફી અને સ્કોલરશીપો પણ આપવાનું ધારણ તેમણે સ્વીકાર્યું હતું. તેમની ઇચ્છા જામનગરમાં એક બોર્ડીંગ સ્થાપવાની હતી અને તે માટે સારાફંડની શરૂઆત પણ કરાવી હતી. તેઓ શીવના અનન્ય ભકત હતા. ભીડભંજન મહાદેવની સેવા તેઓ નિયમિત કરતા હતા. શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિના પંચેશ્વર મહાદેવનો પુનરોદ્ધાર કરવાને તેમણે એક મોટું ફંડ એકઠું કરી



**સ્વ૦ કેશવલાલ પ્રભાશંકર શુકલ.**

[ પૃષ્ઠ ૮૭



**સ્વ૦ ત્રીભુવનદાસ પીતાંબર ત્રિવેદી.**

[ પૃષ્ઠ ૧૧૬

( વિદ્યમાનમાં જન્મ વૃત્તાંત છપાયા બાદ અવસાન થયું છે. )

યોગ્ય કાર્ય કરેલું છે. તેઓ પ્રસંગોપાત સામાજિક સેવામાં પણ ભાગ લેતા હતા. દરદીઓને તેમજ તાબાના નોકરોને અને સહગામીઓને સંતોષવામાં તેમણે પોતાના જીવનનું સાર્થક કર્યું છે. જામનગરની જ્ઞાતિ એમની ઋણી છે અને તેમના અવસાનથી એક દૃઢમનનો ઉત્સાહી જ્ઞાતિ સેવક ગુમાવ્યો છે એમ માને છે.

## સ્વ૦ કેશવલાલ પ્રભાશંકર શુકલ.

સાહસિકતા અને ખંતથી વગર વસીલે આગળ વધનારાઓમાં સ્વ૦ કેશવલાલ દૃષ્ટાંત રૂપ છે એમના પિતા મુજપરથી મોસાળની ગાદીએ અમદાવાદ આવી રહેલા હતા. એમનું કુટુંબ મુજપરમાં શુકલ શાખામાં જાણીતું અને વિદ્વાન ગણાય છે. વળી તેઓ કર્મકાંડી અને ધર્મજ્ઞ મનાય છે. એમના કાકા વૈકુંઠરામે બે વર્ષ ઉપર મુજપરમાં ચોવીશ લક્ષનું ગાયત્રીપુરશ્ચરણ કરાવ્યું હતું. પ્રભાશંકર શુકલ અમદાવાદમાં આવી વસ્યા પછી મોસાળના બહોળા યજમાન વર્ગમાં યજમાન વૃત્તિ કરતા હતા તેઓ સારા વિદ્વાન્ હતા. કેશવલાલનો જન્મ સને ૧૮૮૬ ના જાન્યુઆરીમાં થયો હતો, તેમણે ગુજરાતી ઉપરાંત અંગ્રેજી ખાનગી અભ્યાસ કર્યો હતો તોપણ અંગ્રેજી સારૂં લખી વાંચી શકતા હતા. આગળ જતાં સંસ્કૃતનો અભ્યાસ પણ તેમણે ઘણો સારો કર્યો હતો જેથી સંસ્કૃતમાં વાતચીત પણ કરતા હતા. બંગાળી ભાષાનો એમને ખાસ શોખ હતો તેથી તેનો અનુભવ લેવા બંગાળી ભાષાના ઘણાં પુસ્તકો વાંચ્યાં હતાં. હિંદી પણ તે છુટથી બોલી શકતા હતા. એમના લગ્ન અગીઆર વર્ષની ઉંમરે પાટણમાં નાનાલાલ ધનેશ્વર દવેના પુત્રી બાઇ ચંચળ સાથે થયાં હતાં. યજમાનવૃત્તિ કરવા તરફ એમનું બીલકુલ લક્ષ નહોતું. તેઓ એમ માનતા કે માણસ સાહસિકતા અને ખંતથી આગળ વધવા ધારે તો હિંમતથી વગર વસીલે આગળ વધી શકે છે. દેશાટન એ આગળ વધવાનું પગથીયું છે. આ સિદ્ધાંત એમણે પોતાના જીવનથી પુરવાર કરી આપેલો છે. લગભગ સોળ વર્ષની ઉંમરે તેઓ પોતાના સ્વતંત્ર જીવનની ભાવી ઉર્મિઓને ખીલવવા પિતાશ્રીની વિરૂદ્ધતા હોવા છતાં કલકત્તા ગયા હતા. ત્યાં જઇ કાપડ ખાતામાં અનુભવ લેવો શરૂ કર્યો હતો અને ધીમે ધીમે આગળ વધતા કાપડ ખાતાના એક સારા સેલ્સમેન તરીકે તેમણે નામના મેળવી હતી. કમાણી પણ સારી થતી હતી લગભગ બારવર્ષ બાદ તેઓ અમદાવાદ પાછા ફરેલા અને રામ

કૃષ્ણ મીલમાં સેલ્સમેન તરીકે જોડાયા હતા ત્યાં ખંતથી કામ કરતાં એજન્ટની સારી પ્રીતિ મેળવી હતી તે એટલે સુધી કે એજન્ટનું ઘણું ખરૂં કામકાજ પણ પ્રસંગોપાત તેઓ કરતા હતા સને ૧૯૧૭ માં તેઓની ભાવના તદ્દન સ્વતંત્ર થવાની હોવાથી તેઓ મુંબઇ ગયા હતા, અને સર્ટિફાઇડ શેરબ્રોકર તરીકે કામ કરવું શરૂ કર્યું હતું. પરંતુ તેમાં બરાબર ન ફાવવાથી તેમજ મુંબઇનું પાણી લાગવાથી દોઢેક વર્ષબાદ તેઓ અમદાવાદ આવ્યા હતા. આ વખતે રામકૃષ્ણ મીલના કમીશન એજન્ટ તરીકે તેમણે સ્વતંત્ર ધંધો શરૂ કર્યો હતો. સાથે રૂ તથા સુરતનો વેપાર પણ મોટા પાયા ઉપર તેમણે કરવા માંડ્યો હતો. આ ધંધામાં તેઓએ લાખો રૂપીઆ પેદા કર્યા હતા અમનો સ્નેહીવર્ગ મોટા પુરૂષનો હતો. સને ૧૯૨૧ માં મુંબઇમાં એક સેન્ડીકેટે રૂનો મોટા જથામાં વેપાર કરેલો તેમાં તેઓ સામેલ હતા અને એ વખતે ખોટ જવાથી એમને પણ સોસવું પડયું હતું. મોરબીના મહારાજા સાહેબના તથા મુંબઇના પ્રસિદ્ધ શેઠીઆ સર મથુરાદાસ વિગેરેના તેઓ અંનાતસ્નેહી હતા. તેઓ રામકૃષ્ણ પરમહંસના પરંમ ભક્ત હતા. ધર્મક્રિયામાં પણ તેઓ ચૂસ્ત હતા તેમણે ઘણા ધર્મ કાર્યો કરેલા છે. લુણાવાડામાં ગણપતિનું મંદીર તથા ધર્મશાળા તેમણે બંધાવેલા છે તેઓ તેમ આપકર્મી હતા તેમ ઉદાર પણ હતા. એમની પાસે આવેલો કોઇપણ મનુષ્ય સહાય મેળવ્યા વગર પાછો જતો નહોતો તેઓએ ઘણી સખાવતો કીર્તિના લોભ વગર કરેલી છે અમદાવાદના શ્રીમાળી બ્રામણ છાત્રાલયમાં તે વખતો વખત મદદ આપતા હતા. કેળવણીના ચાહક હોઇ વિદ્યાવૃદ્ધિમાં દાન આપવું એ એમનું ધ્યેય હતું એમના નાનાભાઇ દુર્ગાશંકર સારાજ્યોતિષી હોઇ અમદાવાદમાં પોતાના પિતાના ચાલુ ધંધા ઉપરાંત એક સારાથેપી તરીકે કામ કરે છે જ્યારે એથી નાના ગીરજાપ્રસાદ અંબીકા મીલમાં સેક્રેટરી તરીકે કામ કરે છે. કેશવલાલનું અવસાન સને ૧૯૨૩ના ડીસેંબરની તા. ૧૦ મી એ થએલું છે એમને ત્રણ પુત્રો અને ત્રણ પુત્રીઓ હૈયાત છે મોટા પુત્ર અનંત પ્રસાદ અમદાવાદમાં શેરબજારમાં શેરદલાલ તરીકે કામ કરે છે.



# વિદ્યમાન અગ્રગણ્ય પુરુષો.

આપણી જ્ઞાતિમાં જે જે અગ્રગણ્ય વિદ્વાનો, અધિકારીઓ, વ્યાપારીઓ અને જ્ઞાતિસેવકો હાલ વિદ્યમાન છે; તેઓનાં ટુંક જીવનવૃતાંતો આ નીચે આપવામાં આવે છે. જે અનુકરણીય અને હાલના યુવક વર્ગોને ખાસ અનુસરવા યોગ્ય છે.

## કવિસમ્રાટ ન્હાનાલાલ દલપતરામ. એમ. એ.

વીસમી સદીમાં ગુર્જર કાવ્યગિરાને ડોલનકલામાં ગુંથી આર્ય પ્રજાનાં હૃદયને ડોલાવનાર કવિ. સમ્રાટ ન્હાનાલાલ, તે સદ્‌ગત કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ. સી. આઇ. ઇ. ના ચોથા પુત્ર થાય. શારદા દેવીના પૂર્ણ ઉપાસક પિતાની અદ્‌ભૂત અને રસીલી સંસ્કારી કાવ્ય પ્રસાદી, શ્રી. ન્હાનાલાલને વારસામાં મળેલી છે. તે તેમણે આજે ભાષાનાં ઉંચ સંસ્કારે ખીલવી અને સંસ્કૃત ભાષાના પ્રભાવે વિકસાવી વિસમી સદીના ગુર્જર મહા કવિઓમાં અગ્રસ્થાન પ્રાપ્ત કર્યું છે. ગુજરાતી જુની કાવ્યશૈલીને નવીન સ્વરૂપ આપી અપદ્યાગદ્ય ભાવવાહી બનાવી ગુર્જરગીરાને ઉંચકક્ષાએ લઇ જવાનું માન પણ હાલના સાક્ષરોમાં કવિ શ્રી ન્હાનાલાલને ફાળે આવે છે. સરસ્વતિ દેવીનો લાડીલો અને અજોડ ઉપાસક, સાક્ષર પ્રિય કવિ સમ્રાટ ન્હાનાલાલ, શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિને સાહિત્યમાં ઉજ્વલિત બનાવનાર પ્રાતઃકાળના પ્રભાકર સમાન છે. અગીઆરસેના સૈકામાં સંસ્કૃત પંડિત માઘથી જેમ શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિ જગત્ વિખ્યાત બની છે તેમ આ વિસમીસદીમાં કવિ સમ્રાટ ન્હાનાલાલથી શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિને વિશ્વે વખાણી છે.

કવિ ન્હાનાલાલનો જન્મ સંવત ૧૯૩૨ ના ચઇતર સુદી ૧ ના રોજ અમદાવાદમાં થએલો છે. મહા પુરૂષ થનારનું બાળપણ બહુધા તોફાન અને મસ્તીમાં પસાર થાય છે. તેમ ન્હાનાલાલ પણ બાળપણમાં બહુ તોફાની હતા. નિશાળે જવું એટલે તોફાની અખાડાઓમાં જવું એ એમનો નિત્ય ક્રમ હતો. નિશાળના સમયમાં બહાર ફરવા જવું અને તોફાન કરી બહારની રાડ ઘરે લાવવી એમાં એમને બહુ આનંદ આવતો. આવી પ્રથા એક દૃષ્ટિએ જોઇએ તો બુદ્ધિ-બળને વિકસાવનાર છે. આ દૃષ્ટિએ શરૂઆતમાં ન્હાનાલાલની બુદ્ધિ-બળ વિકસ્યું કહીએ તો ખોટું નથી. ગુજરાતી કેળવણી

જેમ તેમ લીધા બાદ અંગ્રેજી કેળવણી શરૂ કરેલી. કેળવણી લેવા તરફ કંઇક રસ વધતો ગયો. સને ૧૮૯૨ થી આ રસ ઉત્કટ બન્યો. ગુજરાતી કવિતા અને નવલકથાના પુસ્તકો તથા નાટકો વાંચવા માંડયાં. પિતા પાસે રહી કાવ્ય શાસ્ત્રનો અભ્યાસ કરનાર શિષ્યોના સમાગમથી પ્રેરણા શક્તિ વધી. લલિતા દુઃખદર્શક નાટક, સ્નેહમુદ્રા, કાવ્યકૌસ્તુભ, કુસુમમાળા, જયાકુંવર, વસંત વિજય, દલપત કાવ્ય, સરસ્વતિચંદ્ર, નર્મકવિતા વિગેરે પુસ્તકો જેમ જેમ અવલોકયાં તેમ તેમ હૃદયમાં કાવ્ય સરિતાના ઓઘ આવવા લાગ્યા. આચાર્ય શ્રી. કાશીરામ સેવકરામ દવેના મુખથી સદ્બોધક અને પ્રેમ ભાવે સંસ્કૃત અને આંગ્લ કવિઓનાં પાઠય પુસ્તકોમાંથી અમીરસનાં ઝરતાં ઝરણોએ હૃદયને આલ્હાદિક બનાવી કવિનાં હૃદયને કવિ બનવાની પ્રેરણા કરેલી. જેમ જેમ અંગ્રેજી અભ્યાસ વધતો ગયો, અનુભવ મળતો ગયો, ગુજરાતી, અંગ્રેજી અને સંસ્કૃત પ્રાસાદિક કાવ્યો અને નવલ કથાઓ અવલોકાતાં ગયાં તેમ તેમ કવિ શ્રી. ન્હાનાલાલનું હૃદય કવિત્વ ભાવનાનાં આંદોલને ઉછળતું ગયું. છુટક છુટક કાવ્યો અને રાસો લખાતાં ગયાં. સને ૧૮૯૮ માં પુનાની ડેક્કન કોલેજમાં મુળામુઠાને કિનારે "ઇન્દુકુમાર" નો જન્મ થયો. કાવ્યસરિતા આગળ વધવા પામી, ગુલાબની પાંદડીઓ માફક વિકસવા લાગી. સને ૧૯૦૧ માં તેઓ એમ. એ. થયા અને સને ૧૯૦૨ માં સાદરા સ્કોટ કોલેજમાં રૂા. ૮૦) ના પગારે તેઓ હેડ માસ્તર નીમાયા, ત્યાં રૂા. ૧૦૦) સુધી પહોંચ્યા હતા. સને ૧૯૦૪ ના જુલાઇ પછી રાજકોટમાં રાજકુમાર કોલેજમાં રૂા. ૧૫૦) ના પગારે એમની નીમણુંક પ્રોફેસર તરીકે થયેલી હતી, જ્યાં સને ૧૯૧૩ સુધી રહ્યા હતા. એજ સાલમાં રાજકોટના ના. લાખાજીરાજ નરેશની પ્રીતિસંપાદન થતાં રાજકોટ સ્ટેટના રૂા. ૩૦૦) ના પગારે તેઓ સરન્યાયાધિશ નીમાયા હતા, જ્યાં તેઓએ લગભગ ત્રણ વર્ષ સુધી કામ કર્યું હતું, પ્રસંગોપાત નાયબ દિવાનનું અને દિવાનનું પણ તેઓ કામ કરતા હતા. એ બાદ પાછા રાજકુમાર કોલેજમાં વાઇસ પ્રિન્સીપાલ તરિકે રૂા. ૪૦૦ થી નીમાયા હતા. સને ૧૯૧૯ માં કાઠિયાવાડ એજન્સીના એજન્સી એજ્યુકેશનલ ઓફિસર તરીકે રૂા. ૪૫૦ થી નીમાયા હતા. ઉત્તરોત્તર અધિકારમાં અને પગારમાં તેમજ જનસમાજમાં પ્રતિષ્ટાની અભિવૃદ્ધિ પામતાં તેઓ સારા સાક્ષર તરીકે પંકાતા ગયા.

સને ૧૯૨૧માં જયારે મા. ગાંધીજીની આગેવાની નીચે દેશની સ્વાતંત્ર્યમય ભાવના પૂર જોરમાં પ્રસરતી ચાલી ત્યારે તેમણે પણ દેશ સેવા કરવાને માટે અને બ્રિટિષ રાજ કારોબારીઓની રાજ્ય બંધારણ વિરૂદ્ધની

કાર્યવાહી સામે વિરોધ દર્શાવવાને તેમણે પોતાના અધિકારનું રાજીનામું-એક વર્ષની ફર્લોરજા લીધા બાદ આપ્યું અને અમદાવાદ આવી રહ્યા. તેમણે થોડો વખત મા. ગાંધીજીની ચળવળનું વાતાવરણ તટસ્થરીતે તપાસ્યું પરંતુ તેમાં તેમને વિશ્વાસ પડયો નહિં તેથી તેઓ કોઇપણ પ્રકારનાં વાતાવરણમાં નહિ ભળતાં તટસ્થ રહીને લેખો દ્વારા તેમજ ભાષણો દ્વારા દેશ બન્ધુઓને યોગ્ય સલાહ આપી, માર્ગ દર્શાવતા રહ્યા છે. જ્યારે મહાન ગણાએલા અસહકારીઓ વખત જતાં સ્વાર્થ સાધવાને સહકારી બની ગયાછે, ત્યારે શ્રી. ન્હાનાલાલ સરકારની રાજનીતિ સામેનો પોતાનો વિરોધ હજુ પણ રાખી રહ્યા છે એ એમની દેશ સેવા પ્રત્યેની અડગ શ્રદ્ધા અને સત્યનિષ્ઠા બતાવી આપે છે. મોટા પગારની અને માનવંતા દરજ્જાની નોકરી છોડી હાલ તેઓ માત્ર લેખનકળા ઉપરજ પગ ભર છે એ એમનું સાહસીકપણું વખાણને પાત્ર છે.

કવિશ્રી ન્હાનાલાલે પોતાના જીવનને સાહિત્ય સેવામાંજ ઓતપ્રોત કર્યું છે એમ કહીએ તો ખોટું નથી. એમણે "પ્રેમભક્તિ ગ્રંથમાળા" ના નામથી અત્યારસુધીમાં ઘણાં પુસ્તકો લખી પ્રસિદ્ધ કર્યા છે. એક એક પુસ્તક એક એકથી ચઢીઆતું અને જન સમાજને, નૂતન કાવ્યકળા, અદ્‌ભૂત કલ્પના શક્તિ, આકર્ષક શબ્દ ગુંથણી, અમીરસ વૃત્તિ અને હૃદયને ડોલાવનાર ડોલન શૈલીથી ડોલાવી રહેલ છે. કેટલાંક કાવ્યો-ભા. ૧; રાજ્યસૂત્રોની કાવ્ય ત્રિપુટી, વસંતોત્સવ, કેટલાંક કાવ્યો-ભા. ૨; ઈન્દુકુમાર-અંક પહેલો, ન્હાના ન્હાના રાસ, શ્રીમદ્‌ભગવદ્‌ગીતા (સમશ્લોકી), જયા જયન્ત, મેઘદૂત (સમશ્લોકી), ઉષા, ચિત્રદર્શનો, રાજર્ષિ ભરત; પ્રેમકુંજ; પ્રેમભક્તિ-ભજનાવળી, સાહિત્ય મંન્થન, વૈષ્ણવી ષોડશગ્રંથો (સમશ્લોકી), શકુંતલાનું સંભારણું, કુરૂક્ષેત્ર પ્રથમકાંડ-યુગપલટો દ્વાદસ્કંધ મહાસુદર્શન, ઉદ્‌બોધન, અર્ધ-શતાબ્ધિના અનુભવ બોલ, સંસાર મંન્થન, વિશ્વગીતા ઇન્દુકુમાર, અંક બીજો ન્હાના ન્હાના રાસ ભા. ૨, ગીત મંજરી, જહાંગીર નૂરજહાંન, *કુરૂક્ષેત્ર ચતુર્થ કાંડ, યોધપર્વણી પચમીકાંડ; પ્રતિજ્ઞા દંદ એ એમની અત્યાર સુધીની પ્રેમભક્તિ ગ્રંથમાળાની છપાએલી કૃતિઓ છે. જનસમાજે તે વખાણી છે ને અવલોકી છે. તેમાંની કેટલીક તો મુંબઇ યુનિવર્સિટીએ કોલેજના અભ્યાસક્રમમાં પાઠ્ય

---

* આ નિશાનવાળા પુસ્તકો કુરૂક્ષેત્ર નામનું જે તેઓ મહાકાવ્ય લખે છે તેનાં વિભાગો-કાંડો છે. સને ૧૯૨૯ માં તેમના તરફથી ઈન્દુકુમાર-અંક ૩ શાહનશાહ અકબરશાહ. પાંચ ઉપનિષદો (સમશ્લોકી ધર્મ મન્થન, સંબોધન, કુરૂક્ષેત્રના ૨-૩ કાંડો છપાય છે.

પુસ્તક તરીકે પણ સ્વિકારી છે. વર્તમાન પત્રોમાં અને માસીકો વિગેરેમાં પ્રસંગોપાત આવતી કાવ્ય કૃતિઓ અને લેખોનો સમૂહ પણ આશ્ચર્યકારક છે. આવા એક ગુર્જરગીરોપાસક કવિની અનુપમ કૃતિઓએ કવિની કીર્તિને દેશમાં સારો આદર અપાવ્યો છે, એટલુંજ નહિ પરંતુ સને ૧૯૨૭ માં કવિ શ્રી ન્હાનાલાલે ૫૧ મા વર્ષમાં પ્રવેશ કરતાં તેમની "સુવર્ણ જયંતિ મહોત્સવ ઉજવી સમાજે તેમની સાહિત્ય સેવાની ઉત્તમ પ્રકારે કદર પણ બૂઝી છે. આવી જીવંત જન્મ જયંતિ આ દેશમાં ઉજવાણી હોય તો તે આ મહા કવિની પહેલીજ છે. આ માટે આપણી જ્ઞાતિએ મગરૂબ થવાજેવું છે. અન્ય પ્રકારે પણ કવિએ અનેક સભાઓ, પરિષદો, કોન્ફરન્સો, અને સંમેલનોમાં પ્રમુખસ્થાને બીરાજી પોતાની ઉત્તમ સાહિત્ય શક્તિનો લાભ આપેલો છે. અત્યારેતો તેઓ અન્ય પ્રવૃતિથી નિવૃત રહિ માત્ર સાહિત્ય ક્ષેત્રમાંજ પોતાની સેવા અર્પી રહ્યા છે. આ એમની વડીલોપાર્જીત સાહિત્ય સેવાનો આકર્ષક નમુનો છે.

એમનાં લગ્ન પંદર વર્ષની વયે વઢવાણમાં ત્રિવેદી મહાશંકર વિશ્વનાથનાં પુત્રી સૌ. મણી બહેન સાથે થએલાં છે. આ બહેન પણ પતિ આજ્ઞાને શિર્ષાવંદ્યમાની તેમની કાવ્યકળાને તેમજ સાહિત્ય સેવાને વિકસાવવામાં સહધર્મચારિણી બની રહેલાં છે. એમને સંતતિમાં ૭ પુત્રો અને બે પુત્રીઓ હયાત છે. મોટા પુત્ર રા. રા. મનોહર એમ. બી. બી. એસ ની ડૉકટરી પરિક્ષામાં પાસ થએલા હોઇ હાલ અમદાવાદમાં સ્વતત્ર પ્રેકટીસ કરે છે, તેમજ સામાજીક સેવામાં પણ પોતાનો ફાળો આપી રહેલા છે. આ સંસ્કારી દંપતિ પોતાના સંતાનોને ઉંચ કેળવણી આપી સંસ્કારી બનાવવાને તત્પરતા દર્શાવી રહેલા છે.

કવિશ્રી ન્હાનાલાલનો જ્ઞાન પ્રદેશ પણ વિસ્તૃત સમાન ભાવી છે. તેઓ જ્ઞાતિઓના સંકુચીત બંધારણરૂપવાડાંને નહિં માનતાં વસુધામય માનવ પ્રાણીને કુટુંબ સમાન માને છે; અને એમના ઉત્કર્ષમાં અહોનિશ જીવનની સાફલ્યતા ગણે છે. તેઓ કોઇ પણ સંપ્રદાયના ચૂસ્ત હિમાયતી નથી, પણ ધર્મ પરત્વે એમના વિચારો સ્વતંત્ર અને મક્કમ છે. છતાં વડીલોના સ્વામીનારાયણ સંપ્રદાયને તેઓ વધારે અગત્ય આપે છે. તેઓ સાહિત્ય સભાઓમાં ભાગ લે છે તેમજ બ્રાહ્મણ પરિષદમાં પણ ભાગ લે છે. ધર્મપરિષદ અને સંસાર સુધારા પરિષદમાં પણ જાય છે, બારોટોની જ્ઞાતિ પરિષદમાં ભાગ લે છે ત્યારે અંત્યજોની સભામાં પણ પ્રમુખસ્થાન લ્યે છે. અહિંસાત્મક

સભામાં જાય છે, ત્યારે ઇસ્લામી પરિષદમાં પણ ભાગ લે છે. વર્ષમાં બે વખત નિશ્ચિત તિથિઓએ સ્વામીનારાયણના મંદીરમા દર્શને જાય છે ત્યારે આર્ય ધર્મ પરિષદમાં પણ પ્રમુખ સ્થાને બીરાજે છે. આ એમનાં ધાર્મિક અને સમભાવી વિચારોનો અનુભવ.

એમના ટીકાકારો ઉપર પણ એ પ્રેમભાવથી જુએ છે એટલે એમનામાં દ્વેષ કે વેર ભાવ નથી. પ્રેમ દર્શાવતાં નાના માણસોને ઘરે પણ ખુશીથી જાય છે, અને એમને ઉત્કૃષ્ટ બનાવવા પ્રયત્નશીલ બને છે એ એમનો સાત્વીક અને નિરાભિમાની સ્વભાવ છે. સાક્ષારોનો અને મિત્રોનો અખાડો તો એમને ત્યાં હંમેશાં ચાલુજ હોય છે. નિરાધારોને આધાર, અનાશ્રિતોને આશ્રય તથા હતાશ બનેલાઓને ઉત્સાહ આપી માર્ગ દર્શક બનવું એ એમનું કર્તવ્ય છે. આટલું છતાં એમનો હઠીલો સ્વભાવ કોઇ ફેરવવાને શક્તિવાન બની શકતું નથી એ કુદરતની વિચિત્રતા નહિં તો બીજુ શું ? નિડરતા હોય ત્યાંજ સત્ય નભે અને સત્ય હોય ત્યાં હઠીલાઈ પણ હોય એ સ્વાભાવિક છે.

એમણે કાસ્મીર અને સીલોનની પણ મુસાફરીઓ કરેલી છે. દેશના ઘણા પ્રસિદ્ધ સ્થળો જોએલાં છે. અનેક ધર્મ પુસ્તકો પણ અવલોકયાં છે. તેઓ સ્વભાવે શાંત, હસમુખા અને આનંદી છે. છુપી મદદો આપવાને અને અપાવવાને તેઓ હંમેશાં તત્પર રહે છે. સ્વ. કાન્ત, સ્વ. રણજીતરામ, સ્વ. પ્રો. ગજ્જર, વગેરે એમના અંગત મિત્રો હતા. હાલ પણ એમનું મિત્ર મંડળ બહોળું છે.

એમના અર્ધશતાબ્ધિ જન્મ મહોત્સવ પ્રસંગે જેમ અનેક શહેરમાં ઉત્સવો ઉજવાયા હતા તેમ અમદાવાદના કૌમુદી ત્રીમાસીકે કવિશ્રી. ન્હાનાલાલ જન્મ સુવર્ણ મહોત્સવ અંક બહાર પાડી કવિશ્રીની કળાને કીર્તિમય બનાવી પોતાની ફરજ અદા કરી છે.

તેઓ મક્કમ વિચારના સુધારક છે. પોતાને સત્ય લાગે છે તે પ્રમાણે નિડરતાથી વર્તે છે. તેમણે પોતાના મોટા પુત્રીને યજુર્વેદીય શાખામાં પરણાવી સામવેદી યજુર્વેદી વચ્ચે લગ્ન સંબંધનો માર્ગ સરલ કરી આપ્યો છે. સને ૧૯૦૩ માં વઢવાણ શહેરમાં મળેલી જ્ઞાતિ પરિષદમાં તેમણે ભાગ લીધો હતો. વળી જ્ઞાતિ સુધારણાના કાર્યોમાં તેઓ કીમતી સલાહ આપે છે,

આ તેમનો જ્ઞાતિપ્રેમ સૂચવે છે. પરંતુ જ્ઞાતિના કલુષિત રિતરિવાજો ફેરવવા જ્ઞાતિ બંધુઓ તૈયાર ન હોવાથી એ દિશામાં તેમણે ઉદાસીન વૃત્તિ રાખી છે. છતાં એક મહા નર તરીકે તેઓ શ્રીમાળી જ્ઞાતિને શોભાવી રહ્યા છે.

## શ્રીમાન્ કેશવજી વિશ્વનાથ ત્રિવેદી.

ધ્રોળમાં જાણીતા થઇ ગયેલા વિરેશ્વર ત્રવાડીના વિરાણી કુંટુંબમાં શ્રી કેશવજી વિશ્વનાથનો જન્મ સંવત્ ૧૯૧૫ના વૈશાખ શુદી ૪ના રોજ થએલો છે. વિરેશ્વર ત્રવાડી સંવત ૧૪૨૬ના અરસામાં થઇ ગએલા હતા, કારણકે તેમણે વિરેશ્વર મહાદેવની સ્થાપના સંવત ૧૪૨૬ માં કરેલી છે, તેઓ ગરાસદાર શ્રીમંત અને રાજ્ય સન્માનિ પુરૂષ થઇ ગયા છે. આજે પણ હાલારના બારગામના દેશાવરમાં પહેલી દક્ષિણા વિરેશ્વર મહાદેવની અપાય છે. એમના પ્રપૌત્ર જગન્નાથ ત્રવાડી પણ નામાંકિત પુરૂષ થઇ ગયા છે. તેમણે તિર્થ યાત્રાઓ કરી દેશાવર કરેલા હતા. એમના પ્રપૌત્ર દેવનંદ ત્રવાડી પણ પ્રખ્યાત પુરૂષ થઇ ગયા છે. એમની ચોથી પેઢીએ કેશવજી ભાઇ છે. એમની માતાનું નામ માનકુંવરબાઇ હતું. તે ભલસાણના રામનંદ ત્રવાડીનાં પુત્રી થાય. માત્ર કેશવજીભાઇની ચારજ વર્ષની વયે એમના પિતા વિશ્વનાથ ત્રવાડી કોલેરાના રોગથી સ્વર્ગવાસી થયા હતા. આ એમની સ્થીતિ સાધારણ હતી. ખેતરની તેમજ વટવટાંતરની સામાન્ય ઉપજ આવતી. આથી એમના સુશિલ અને પ્રેમાળ માતુશ્રી શીવણ અને ભરત ગુંથણનું કામ કરી બાળકોને સંસ્કારી બનાવવાં પ્રયત્ન કરતાં હતાં. જેશંકર નામે તેમના એક નાના ભાઇ છે. તેમ ડોસાત્રવાડી નામે વૃદ્ધ કાકા હતા. બાળકોને સંસ્કારી બનાવવાને સાદીશિખામણની વાતો, ધાર્મિક કથાઓ તેમજ સુસંગત ઉપયોગનાં છે. આ પ્રમાણે વૃદ્ધ કાકા તથા માતા બાળકોને કેળવતા. શારિરીક બળ ખીલવવાને રમતો રમાડતા. આત્મબળ ખીલવવાને બ્રહ્મચર્ય ઉપયોગી સાધન છે. એમ માની એવું શિક્ષણ આપતાં. નવ વર્ષની વયે વૃદ્ધ કાકાનું પણ અવસાન થયું. કુટુંબ નિર્વાહનો તેમજ બાળકો કેળવવાનો ભાર એકલી માતા ઉપર આવી પડયો. છતાં તેઓ હિંમત હાર્યા નહિં. પ્રથમ ગામડી નિશાળમાં અને પછી ગુજરાતિ નિશાળમાં ચાર ધોરણ સુધી કેશવજીભાઇએ અભ્યાસ કર્યો. એ બાદ એક સોનીની દુકાને જુજ પગારે નોકર રહ્યા. પરંતુ આગળ ભણવાની અભિલાષાએ ચાર વર્ષ બાદ ફરીને

સ્કુલમાં દાખલ થયા અને અંગ્રેજી બે ધોરણ પણ ભણ્યા. એ પછી રૂા. ૫) થી આસી. માસ્તર નીમાયા. બે માસ સરપદડમાં મુખ્ય શિક્ષક થયા ડે. ઇ. ગણપતરામ અનોપમરામ ત્રવાડીએ સ્કુલની વિઝીટ કરી કેશવજી ભાઇની ચાલાકી જોઇ ટ્રેન્ડ થવા પ્રોત્સાહન આપ્યું. પાંચમા ધોરણમાં પાસ થઇ પ્રવેશક પરિક્ષા માટે અવકાશના વખતે અભ્યાસ જારી રાખ્યો. માંદગીને લીધે એક વર્ષ પ્રવેશકમાં નાપાસ થયા છતાં આગળ વધવાની ઉત્કંઠાએ બીજે વર્ષે પ્રવેશકમાં પાસ થઇ રાજકોટ ટ્રેનીંગ કોલેજમાં દાખલ થયા. બુદ્ધિની ચપળતાએ પ્રિન્સીપાલ નવલરામ ભાઇ અને. વા. પ્રી વિઠલદાસ ધનજી ભાઇની મહેરબાની મેળવી સને ૧૮૮૦ માં ટ્રેન્ડ થયા. તુરતમાંજ કેળવણી ખાતામાં જોડાઇ રૂા. ૧૨) થી જુનાગઢ તાબે લોઢવા સુત્રાપાડામાં શિક્ષક નીમાયા. જ્યાં સારૂ શિક્ષણ અને લોકહિતના કાર્યો કરવાથી સારો આદર મેળવ્યો હતો. આથી સને ૧૮૮૨ માં અમરાપુર બદલી થતાં પ્રજાએ માનપત્ર તથા ભેટો આપ્યાં હતાં. અમરાપુરમાં ફક્ત બેજ માસ રહ્યા બાદ જામનગર તાબે જાંબુડામાં બદલી થઇ હતી ત્યાં નિશાળની અવ્યવસ્થિત સ્થિતિ સુધારી પ્રજાહીતના કાર્યો કરતાં પ્રજાપ્રિતી મેળવી હતી. સને ૧૮૮૩ માં જ્ઞાતિ સેવાની ભાવનાએ જામનગરમાં વૈદરાજ જટાશંકર લીલાધર અને અન્યમિત્રો સાથે શ્રીમાળી શુભેચ્છક સભા સ્થાપી અને સને ૧૮૮૪ માં જ્ઞાતિ હિતના વિષયો ચર્ચવા શ્રીમાળી શુભેચ્છક નામનું માસિક પત્ર શરૂ કર્યું. તેમજ વૈધશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી, વૈદ્યરાજ જટાશંકર લીલાધરની સાથે મળી માનવધર્મ નામનું ચોપાનીયું પ્રસિદ્ધ કરવા માંડયું હતું. લગભગ આઠ વર્ષ આ કામ કર્યા બાદ મુંબઇ જેવા સ્થળે જઇ ભાવી ઉન્નતી સાધવા નિશ્ચય કર્યો. આ વખતે જાંબુડાના પ્રજા વર્ગે ઉત્તમ પ્રકારનું માન તથા ભેટ સોગાદો આપી હતી.

સને. ૧૮૮૯ માં એક વર્ષની રજા ઉપર મુંબઇ ગયા ત્યાં સારશોધકનું કામ શરૂ કર્યું પણ તેમાં અનુકુળતા આવી નહિ. પ્રગતિમય મુંબઇના વાતાવરણમાં નવા નવા અનુભવો મળવા લાગ્યાં. સ્ત્રીને ઉપયોગી પુસ્તક લખવાની પ્રેરણા થઇ. સતી મંડળ લખાવું શરૂ થયું. કન્યાવિક્રય નિષેધ દર્શક ચોપડી છપાવી. તેનો ઉઠાવ ઘણો થયો બીજી પાંચ હજાર નકલ છપાવવી પડી. સને ૧૮૯૧ માં નાના ભાઇના લગ્ન પ્રસંગે દેશમાં આવવાનું થયું. પણ લગ્ન બંધ રહ્યાં આથી ધ્રોળમાં રહી પુસ્તકો લખવાનું કામ શરૂ રાખ્યું. મુંબઇમાં મણીલાલ નભુભાઇ અને હરજીવન કેવલરામ બે વિદ્વાન પુરૂષોના પ્રોત્સાહનથી લેખન કળામાં આગળ વધવાનું ભાગ્ય પ્રાપ્ત થયું

હતું. એજ અરસામાં જાંબુડા નોકરી ઉપર હાજર થયા, પરંતુ સ્વતંત્ર જીવન ગાળવાની ભાવના ઉત્પન થયેલી હોઇ ત્યાં પરતંત્રતા ગમે નહિ તેથી ફરીને બે વર્ષની રજા માગી. છતાં ઉપરીના હુકમથી કાઠીના મોટા દડવામાં સ્કુલનો ચાર્જ લેવો પડયો. ટુંક સમયમાં શિક્ષણ શૈલીની સુધારણાથી તેમજ નીતિધર્મના ઉપદેશથી ગામની પ્રીતિ મેળવી હતી એટલે ત્યાંથી અમદાવાદ આવતી વખતે ગામના લોકોએ સારો સત્કાર કર્યો. શિક્ષક તરીકે છોકરાઓને ભણાવવાં ઉપરાંત ગામમાં નીતિધર્મનો બોધ કરવો અને જનસમાજની રહેણી કરણી સુધારવી એ મહાન ફરજ છે. આ ફરજ અદા કરવાથી માન અને પ્રતિષ્ઠા મેળવી શકાય છે. આ સિદ્ધાંત કેશવજી ભાઇના શિક્ષક તરીકેના જીવનથી પુરવાર થઇ શકે છે. સને ૧૮૯૨ માં તેઓ અમદાવાદ આવી રહ્યાં. ત્યાં કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઇ અને કવિ બુલાખીરામ ઉલ્લાસરામના સમાગમમાં આવ્યાં. સાહિત્યમય જીવન બનાવવાની પ્રેરણા અભિવૃદ્ધિને પામી. સતી મંડળના બે ભાગો છપાઇ પ્રગટ થયાં. ચારિત્રચંદ્રિકા નામનો ગ્રંથ લખાયો અને છપાયો. આ પુસ્તકોથી કેશવજીભાઇ સાક્ષર તરીકે ગણાવા લાગ્યા. સમાજે પણ તેમને સત્કાર્યા. હવે કેળવણી ખાતાની નોકરીનું રાજીનામું આપી તદ્દન સ્વતંત્ર બન્યા. વૈદરાજ જટાશંકર ભાઇની સાથે શ્રીમાળ પુરાણ નામના ગ્રંથનું ભાષાંતર કરી છપાવ્યો. વર્તમાનપત્રોના અને નીતિધર્મ શાસ્ત્રીય પુસ્તકોના વાંચનથી તેમજ મોટા પુરૂષોના સમાગમથી મનુષ્ય પોતાનું જીવન સંસ્કારી અને સદ્‌ગુણી બનાવી શકે છે. એ પ્રમાણે કેશવજી ભાઇએ પોતાના જીવનને સાર્થક કર્યું છે.

એમના લગ્ન સને ૧૮૮૭ માં જામનગરમાં ત્રવાડી ભગવાનજી જાદવજીના પુત્રી શીવકુંવર સાથે થયાં હતાં. એમનાથી ભોગીલાલ તથા અનંતરાય નામે બે પુત્રો થયા છે. શીવકુંવરનું અવસાન સંવત ૧૯૫૪ માં થતાં બીજી વખત સંવત ૧૯૫૫ માં ફરાદીમાં ત્રવાડી તુલજારામ લાલજીની પુત્રી, ઇચ્છાગૌરી સાથે લગ્ન થયાં હતાં. તેમનાથી પ્રભાવતી નામે પુત્રી થએલ છે. સંવત ૧૯૬૦ માં માતુશ્રી માનકુંવર બાઇનું અવસાન થતાં શોક ઉપર શોકનાં વાદળ છવાયાં તો પણ ધૈર્ય રાખી એમના ઉત્તર કાર્યમાં તથા વરશી સમયે હાલારનો દેશાવર કર્યો હતો. કેશવજીભાઇના મોટા પુત્ર ભોગીલાલ અમદાવાદ ગુજરાત કોલેજના ગ્રેજ્યુએટ હોઇ હાલ અમદાવાદની સેંટ્રલબેંકની શાખામાં સારા પગારે કામ કરે છે. જ્યારે બીજા પુત્ર અનંતરાય મેટ્રીક સુધી પહોંચેલા હોઇ કાનપુરમાં જી. બી. ત્રીવેદીની કું. વતી લોખંડનું કામ કરે છે. ક્રમભાગ્યે બેન પ્રભાવતી વિધવા થએલ છે.



શ્રી० કેશવજી વિશ્વનાથ ત્રિવેદી.

[ પૃષ્ઠ. ૯૪





કવિશ્વર ન્હાનાલાલ દલપતરામ.

[ પૃષ્ઠ. ૮૯

સૌ० માણેકબ્હેન ન્હાનાલાલ કવિ.

[ પૃષ્ઠ ૯૬

કેશવજીભાઇએ જે પુસ્તકો છપાવ્યાં છે તેને જનસમાજે વધાવ્યાં છે. એટલુંજ નહિં પરંતુ શાળાઓમાં ઇનામ તથા લાઇબ્રેરી માટે તે મંજુર થયાં છે. કેટલીક સ્કુલોમાં તો તે બોધક પુસ્તક તરીકે શીખવાય પણ છે. સતીમંડળની દસ આવૃતિ છપાઇ છે અને તેનું હિંદી ભાષાંતર પણ થએલું છે. એ ઉપરાંત એમણે ઘણા પુસ્તકો લખ્યાં છે. જેવાકે વિર-સતીમંડળ, સ્ત્રીનું કર્તવ્ય, સતીસમાજ, જ્ઞાનદીપક વિગેરે અપ્રસિદ્ધ છે. આ ઉપરાંત વર્તમાનપત્રો અને માસિકોમાં તેમણે ઘણા લેખો લખેલા છે. તેમની સામાજીક સેવા અને જ્ઞાતિ સેવા પણ અનુકરણીય છે. જામનગરની જ્ઞાતિમાં તેમણે ઘણા સુધારા કરાવેલ છે અને ચાલતા હાની-કારક રિવાજો બંધ કરાવ્યા છે. અમદાવાદમાં મિત્રમંડળ સ્થાપ્યું હતું. ધ્રોળમાં નિત્યકર્મ શીખવવાની શાળા સ્થાપી હતી તેમ મહાલક્ષ્મી માતાનું મંદીર તથા જ્ઞાતિની જગ્યા વિગેરે સુધરાવેલ છે. વઢવાણ તથા જામનગર ખાતે મળેલી જ્ઞાતિ પરિષદમાં તેમણે આગળ પડતો ભાગ લીધેલો હતો. સને ૧૯૨૬ થી વૃદ્ધા-વસ્થાને લઇને ધ્રોળમાં નિવાસ કર્યા પછી જ્ઞાતિની સ્થાનિક સેવા બજાવી રહેલા છે. જ્યાં જ્યાં તેમણે નોકરી કરેલી છે ત્યાં ત્યાં ગામના લોકોની કનડગતો દુર કરવાનો તેમણે બનતો પ્રયત્ન કરેલો છે. આ પ્રમાણે એમણે પ્રજા વર્ગમાં તેમજ અમલદાર વર્ગમાં અને વિદ્વાન વર્ગમાં માન મેળવી પોતાના જીવનને આદર્શમય બનાવેલું છે.

## શ્રીમાન્ મણિશંકર મગનલાલ અયાચી.

**वेदांत कोविद् श्रीमाली ब्राह्मणः शास्त्रवित् कविः ।**
**अणहिल्लपट्टनवासी अयाची मणिशंकरः ॥**

આપણી જ્ઞાતિમાં વેદાંત જ્ઞાનના અનુભવી, શાસ્ત્રીય જ્ઞાનની પ્રવીણતા ધરાવનાર અને ઐતિહાસિક તત્ત્વોની શોધખોળ કરનાર થઇ ગએલા અને અસ્તિત્વમાં હોય એવા વિદ્વાન્ પુરુષોમાં શ્રીમાન્ મણિશંકર અયાચિનું નામ પ્રથમ પંક્તિમાં આવે છે. આ મહાનુભાવનો જન્મ પાટણમાં વસતા જાણીતા થયેલા પારાશર ગોત્રી ગાધે કુટુંબમાં સંવત ૧૯૨૫ ના માગશર શુદ છઠ શુક્રવારે થયેલો છે. તેમના પિતા મગનલાલ અયાચી તથા તેમના ભાઇ બહોળું કુટુંબ ધરાવતા હતા; પરંતુ ક્રમે ક્રમે કાળની ગતિ બદલાતાં આ કુટુંબ સંકોચ પામતું ગયું છે. શ્રીમાન્ મણિશંકર અયાચીને નાનપણથીજ

સંસ્કૃત વિદ્યાનો શોખ હતો; અને તેમના વડીલોની પણ એવીજ પ્રેરણા હોવાથી ગુજરાતી ઉપરાંત સંસ્કૃત વિદ્યાનો ધાર્મિક અભ્યાસ શરૂ કર્યો હતો. આ વિદ્યામાં તેઓએ એટલી બધી પ્રવીણતા મેળવેલી છે કે અત્યારના શાસ્ત્રીય વિદ્વાનો અને ધર્મ જ્ઞાનીઓમાં તેમનું નામ મુખ્ય પંક્તિમાં બોલાય છે. વડોદરા રાજ્યના વિદ્વાનોમાં તેઓ સારા પંકાએલા છે. સોળ વર્ષની નાની ઉંમરમાંજ સરસ્વતી દેવી પ્રસન્ન થએલાં હતાં, જેના પ્રભાવે કલ્પના અને કાવ્ય શક્તિ સ્ફુરતાં તેમણે સંસ્કૃત કાવ્યો અને પુસ્તકો લખવાં શરૂ કર્યાં. **ज्ञान मणिप्रकाश** અને **ज्ञान मणिमाळा** આ પુસ્તકો એજ સમયના સરસ્વતી દેવીના પ્રભાવ રૂપે છે. ત્યારબાદ અત્યાર સુધીમાં ક્રમે ક્રમે એમણે ઘણાં પુસ્તકો લખ્યાં છે તેમ માસિકો અને વર્તમાન પત્રોમાં પ્રસંગોપાત ધાર્મિક, વેદાંતિક અને સામાજીક તત્વોના વિચારણીય લેખો પણ વારંવાર લખેલા છે. **श्रीमाळी अभ्युदय** ઉપર તેમની મહેરબાની છે અને લગભગ દરેક અંકમાં જ્ઞાતિ ઉપયોગી વિષયો તેઓ ચર્ચતા આવ્યા છે. મણિશંકર કાવ્ય ભાગ ૧ લો, **प्रश्नोत्तरी, श्री कृष्णलीला कथा काव्य, चारुप पंचाशति, श्री काशी यात्रा विलासः** ॥ આ પુસ્તકો તેમણે છપાવી પ્રસિદ્ધ કર્યાં છે, જેને વિદ્વાનોએ વખાણેલા છે. બીજાં સાત આઠ પુસ્તકો જગતને ઉપયોગી થઇ પડે એવાં જ્ઞાન દર્શક ધાર્મિક તત્વો ઉપર લખેલાં છે પણ તે અપ્રસિદ્ધ છે. તેમની આવી સારી વિદ્વત્તાથી શારદાપીઠ તરફથી **કૈ૦ शंकराचार्य श्री माधवतीर्थ** સ્વામીએ તેમને **वेदांत कोविद** ની માનવંતી પદવી આપેલી છે. આ તેમની વિદ્વત્તાનું ફળ છે.

તેઓનાં લગ્ન પાટણ તથા ધોળકા એમ બે વખત થયેલાં છે અને તેમને તેથી પાંચ પુત્ર તથા બે પુત્રીઓની પ્રાપ્તિ થયેલી છે. તેમના વિચારો અનુભવસિદ્ધ મક્કમ અને ધર્મ સિદ્ધાંતને અનુસરતા છે તેઓ પાટણમાં રહેવા છતાં પણ ચાલતા આવેલા કુટુંબરિવાજ પ્રમાણે પુત્રીઓ ધોળકામાંજ આપે છે. તેઓ સારૂં મિત્રમંડળ ધરાવે છે; અને વખતો વખત ધર્મજ્ઞાનની ચર્ચા કરે છે, છતાં શાસ્ત્રીય જ્ઞાનના શોધન વાંચન અને મનનના અભ્યાસી હોઇ તેઓ ઘણો વખત એકાંતમાંજ ગાળે છે. તેઓની પાસે એકઠું કરેલું અને નવું લખેલું ઘણું ધાર્મિક સાહિત્ય અપ્રસિદ્ધ પડેલુંછે. ઇશ્વરેચ્છા હશેતો તે ભવિષ્યની પ્રજાને ઉપયોગી થઈ પડશે. વિદ્વતામાં આવી રીતે આ અયાચી કુટુંબ પોતાનો માન મરતબો સારી રીતે જાળવી રહેલ છે.

તેમણે સંસ્કૃત વિદ્યાભ્યાસ પોતાના પિતા તથા સ્વામીશ્રી અદ્વૈતાનંદ પાસે કરેલો હતો. તેમજ જામનગર નિવાસી બ્રહ્મનિષ્ઠ મહારાજશ્રી વિશ્વનાથ ગુરૂ પાસે વેદાંતનું જ્ઞાન મેળવ્યું હતું. અને ત્યાર પછી જ ગૃહસ્થાશ્રમ માંડયો હતો. એમના પિતાએ ઉત્તરાવસ્થામાં ૫૦ વર્ષની ઉમ્મરે સં. ૧૯૪૬ માં સન્યસ્ત લઇ જીંદગીનું સાર્થક સાધેલું છે. તેમણે ગાયત્રી પુરશ્ચરણ કરી મોટો દેશ તેડયો હતો. શ્રીમાન્ મણિશંકર અયાચીએ શ્રી કેશવાનંદ સરસ્વતી પુસ્તકાલય પદરના ખર્ચે મકાન બંધાવી સારાં પુસ્તકો સાથે સાર્વજનિક પુસ્કાલય તરીકે ખુલ્લું મુકી પોતાની પિતૃ ભક્તિ દર્શાવી છે. અયાચિ કુટુંબ પેઢી દર પેઢી વિદ્વતાનો વારસો લેતું આવ્યું છે, શ્રીમાન મણિશંકર અયાચિના પિતા એ પાંચ ભાઇઓ હતા. તેમના કાકા વૈકુંઠરામને જાણીતા જોશી તરીકે ગાયકવાડ સરકાર તરફથી પેન્સન મળતું હતું. તેમના કાકાના દીકરા ન્હાનાલાલ પણ જ્યોતિષમાં પ્રવીણ હોઇ નામના મેળવી ગયા છે. તેમના વડીલ શિવશંકર અયાચિ પણ મહા વિદ્વાન હતા. તેમની વિદ્વત્તાથી પ્રસન્ન થઇ કોટા (રાજપુતાના) ના મહારાજા ઉમેદસિંહજીએ તેમને કોટે બોલાવી સારી રીતે સત્કાર્યા હતા. તેમના પૌત્ર ગૌરિશંકરે પોતાની વિદ્વત્તાથી શ્રી ગોવિંદરાવ ગાયકવાડનું લક્ષ ખેચેલું અને વર્ષાસન મેળવેલું જે હજુ ચાલુ છે.

## શ્રીમાન મંગલજી હરજીવન ઓઝા.

તેઓ સિનિયર થયેલા છે. ગુજરાતી અને અંકગણિત એ એમનો ખાસ વિષય છે. એમનું સંસ્કૃત ઘણું સારૂં છે. તેઓ રાજકોટની મેલ ટ્રેનીંગ કોલેજમાં શક્ષિક તરીકે લાંબો વખત રહ્યા હતા. ત્યાર બાદ રાજકોટની રાજકુમાર કોલેજમાં શાસ્ત્રી તરીકે નીમાયા હતા. ત્યાંથી આંખે આવેલા મોતીયાનું ઓપરેશન બગડતાં આંખો જવાથી તેઓ પેન્શન ઉપર છે. એમણે હાલમાં પોતાનું નિવાસ સ્થાન રાજકોટ બનાવેલું છે. સાહિત્ય ઉપર તેમને ઘણો શોખ છે. તેમણે થોડાંક પુસ્તકો પણ લખ્યાં છે, રામાયણ, મહાભારત, ઇલિયડનો સાર તેમણે લખ્યો છે. કવિ હર્ષનું નૈષધ ચરિત્ર કે જે સંસ્કૃત પાંચ માહા કાવ્ય માંહેનું એક છે, તેનું ગુજરાતી ભાષાંતર પણ તેમણે કરેલું છે. આ પુસ્તકો શાળોપયોગી હોઇ શાળાઓમાં શિખવાય છે. એમનું જીવન સાદું અને પ્રેમાળ છે. તેમણે પોતાના બાળકોને પણ ઊંચા પ્રકારની કેળવણી આપી સંસ્કારી બનાવ્યા છે, મોટા પુત્ર જયંતિલાલ બી. એ. થએલા હોઇ રાજકોટની રાજકુમાર કોલેજમાં શિક્ષક તરીકે કામ કરે છે. બીજા પુત્ર ચંદ્રકાન્ત ભાવવાહી કવિતાઓ પણ લખે છે, એમની પુત્રીઓએ કેળવણી લીધી છે. અને પ્રસંગોપાત સ્ત્રી ઉપયોગી લખાણો લખે છે.

## પ્રોફેસર નરભેશંકર પ્રાણજીવન દવે. ( કાઠીઆવાડી )

એમનો જન્મ યજુર્વેદી શાખામાં મૈથિલ્લસ ગોત્રમાં ચુડામાં સંવત ૧૯૨૬ના જેઠ સુદ ૧૪ ના રોજ થએલો છે. ૫-૬ વર્ષની ઉમરબાદ તેમના પિતાશ્રી ભાવનગર સ્ટેટના કેળવણી ખાતામાં નોકર હોઇ ગઢડામાં હતા ત્યાં રહી તેમણે શરૂઆતનો ગુજરાતિ અભ્યાસ કરેલો અંગ્રેજી અભ્યાસ માટે તેઓ એક વર્ષ મોરબીમાં રહ્યા હતા. ત્યારબાદ ત્રીજી અંગ્રેજી લીંમડીમાં, અને ચોથી અંગ્રેજી ઘેર કરી પાંચમીમાં વઢવાણ 'ધી દાજીરાજ હાઇસ્કુલમાં' દાખલ થયા હતા. ત્યાં રહી મેટ્રીક સુધીનો અભ્યાસ કરી અમદાવાદમાં પંદર વરસની ઉમરે યુનીવર્સીટીની પરિક્ષા આપી પણ તેમાં ફેઇલ થયા હતા. તેમનાં લગ્ન ૧૭ વર્ષની ઉમરે થાનગઢમાં દવે જયાનંદ ભાણજીની દીકરી બાઇ દીવાળી જોડે થયાં હતાં. ત્યાર બાદ તેઓ ૧૮૮૭ માં વેરાવળ જેતલસર લાઇનમાં ગઢેચી રેલવે ઓફીસમાં દાખલ થયા સવા વર્ષ બાદ ગઢેચીમાં શ્રી એદલજી શાપુરજીનીકોઓ પરેટીવ સોસાયટીમાં કલાર્ક તરીકે દાખલ થયા, જ્યાં ત્રણ વર્ષ રહ્યા હતા. ત્યારબાદ મુંબઇમાં માદન કંપનીમાં દાખલ થયા. ત્યાં થોડો વખત રહી જયપુરમાં ગયા હતા, જ્યાં થોડો સમય રહ્યા બાદ ગઢડામાં આવ્યા હતા. ત્યાંથી રાજકોટમાં વકીલ કેવળરામ માવજીને ત્યાં રહ્યા હતા. આ અરસામાં તેમણે 'સુંદર અને વિદ્યાનંદ' નામનુ પુસ્તક લખી પ્રસિદ્ધ કર્યું હતું. દોઢ વર્ષ ત્યાં રહ્યા બાદ હાઇકોર્ટ પ્લીડર અને ડીસ્ટ્રીકટ પ્લીડરનો અભ્યાસ શરૂ કરેલો. હાઇકોર્ટ પ્લીડરની પરિક્ષામાં બે વખત બેઠેલા પણ દૈવયોગે ફેઇલ થયા. ફરીને ૨૨ મે વર્ષે ખાનગી અભ્યાસ કરી મુંબઇમાં મેટ્રીકની પરિક્ષામાં બેઠેલા તેમાં ઉત્તીર્ણ થયા. આ સમયમાં તેમણે ચંદ્રા તથા એમર્સનના ( Emerson ) નીબંધો લખ્યા હતા. મુંબઇમાં શ્રીમાન્ વસનજી કલ્યાણજી કે જેઓ સર પટ્ટણી પાસે રહેતા હતા તેમની સાથે તેમને સ્નેહ બંધાયો, અને તેમની વિદ્વતાથી તેઓ પ્રસન્ન થયા હતા, તેમજ આથી ભાવનગરના પટ્ટણી સાહેબ પાસે વારંવાર આવવું જવું થતું હતું. વધારે આગળ અભ્યાસ કરવાની સૂચનાથી તેમજ ભાવનગર કોલેજના પ્રીન્સીપાલ મી. ઉનવાળાના ઉપદેશથી સને ૧૮૯૮માં કોલેજ જોઇન્ટ કરી. પ્રીવીયસ અને ઇન્ટરમાં સેકન્ડ કલાસમાં પાસ થયા અને ભાવનગર સ્ટેટના સ્કોલર થયા. બી. એ. માં ફીલોસોફીનો અભ્યાસ લઇ પુના ડેક્કન કોલેજમાં ગયા અને ત્યાં બે વર્ષ રહ્યા. ૧૯૦૦ની સાલમાં યુનીવર્સીટીમાં બી. એ. ની પરિક્ષા માટે બેઠા અને તેમાં સેકન્ડ કલાસમાં પાસ થયા તથા ફીલોસોફીમાં

આખા મુંબઇ ઇલાકામાં ફર્સ્ટ કલાસ ફર્સ્ટ આવ્યા. એક વર્ષ બાદ પુનાની ફર્ગ્યુસન કોલેજમાં એમ. એ. નો અભ્યાસ શરૂ કર્યો અને સને ૧૯૦૪ માં ઉત્તીર્ણ થયા. મુંબઇમાં સર. ત્રીભોવનદાસ જે. પી. ને ત્યાં રૂા. ૧૩૦)ના પગારથી પ્રાઇવેટ સેક્રેટરી તરીકે જોડાયા, પરંતુ એજ મહિના પછી તેઓ ભાવનગરની શામળદાસ કોલેજમાં રૂા.૧૫૦)ના પગારથી (Prof. of Logic) તરીકે નીમાયા અને અત્યાર સુધી તેઓ એજ જગ્યા ઉપર છે. હાલ તેમને માસિક પગાર રૂા. ૩૨૫) મળે છે.

તેઓ નાનપણથીજ વિદ્યાભ્યાસમાં ચાલાક અને બુદ્ધિશાળી હતા, તેથી પુરતા સાધનોના અભાવે જુદે જુદે સ્થળે રહીને તેમજ ખાનગી અભ્યાસ કરીને ઘણી નડાની ઉમરે મેટ્રીકની પરિક્ષામાં બેઠા હતા. તેમની વિચાર શક્તિ અને કલ્પનાશક્તિ તેમજ અનુકરણીયશક્તિ તીવ્ર હતી, તેથી તેમને નાનપણથીજ પુસ્તકો લખવાનો શોખ થયો હતો અને ધીમે ધીમે જ્ઞાન અને અનુભવ વીશાળ થવાની સાથે લેખક તરીકેનું કાર્ય પણ આગળ વધ્યું હતું. તેમણે અત્યાર સુધીમાં નીચે પ્રમાણે પુસ્તકો લખેલાં છેઃ—

સુંદર અને વિદ્યાનંદ, ચંદા, જુલીઅસ સીઝર, ઓથેલો, મેઝર ફોર મેઝર, વેનીસનો વહેપારી, હેમલેટ, ચંદ્રરમણ અથવા પ્રેમની આંટી ઘુંટી, અદ્વૈત મુકતાવલી. યુરોપીઅન આચરણનો ઇતિહાસ, સનમ શતક, એપીટોમ ઓફ લોજીક, એમસંનના નિબંધો,

તેઓ એક સારા વિદ્વાન ગણાય છે. ફિલસુફીનો વિષય તો તેમનો ખાસ વિષય છે, અને તે વિષયમાં તેઓ ઉંડું જ્ઞાન ધરાવે છે. તેમનું દંપતિ જીવન સંતોષકારક અને પ્રેમાળ હતું. તેમનાં પત્નીનું અવસાન ઇ. સ. ૧૯૨૦માં થયા પછી તેમણે પ્રેમપોથી તરીકે સનમ–શતક લખ્યું છે.

તેઓ 'કાઠીયાવાડી' ના ઉપનામથી ઓળખાય છે. તેમણે જ્ઞાતિ ઉન્નતિના કાર્યોમાં તેમજ સમાજ સેવાના કાર્યમાં પ્રસંગોપાત ભાગ લીધેલો છે. ભાવનગરમાં સ્થપાએલી શ્રીમાળી–શુભેચ્છક સભા અને લાયબ્રેરીના ઉત્કર્ષ માટે તેમણે બનતી સેવા અર્પણ કરી છે. વઢવાણ અને જામનગર પરિષદ વખતે પણ તેમણે યોગ્ય કાર્ય કર્યું છે. લીંમડી પરિષદમાં પણ ઠીક ભાગ લીધો હતો. હાલ તેઓ જો કે નોકરી કરે છે, [illegible] કુટુંબી છે તોપણ વાનપ્રસ્થ જેવું જીવન ગાળે છે યોગમાર્ગના અભ્યાસમાં તેઓ આગળ

વધવા લાગ્યા છે. તેમણે ચુડામાં મહાલક્ષ્મીના મંદીરમાં આરસપહાણ પથરાવેલા છે તેમજ તેમની વાર્ષિક ઉત્પન્નના ત્રણ હિસ્સા કરી ઘર ખર્ચ, ધર્માદા અને કુટુંબ નિર્વાહ એમ વહેંચણી કરી છે. વિધવાઓની કરૂણાજનક સ્થિતિ તરફ હૃદય હમેશાં દ્રવતું રહે છે અને તે માટે પ્રસંગોપાત સહાયતા પણ આપે છે. તેઓ અમદાવાદના છાત્રાલયના ટ્રસ્ટ્રી પણ છે.

## શ્રીમાન લલ્લુભાઇ કાળીદાસ ઓઝા.

એમણે પોતાનું જીવન શિક્ષક તરીકે દીપાવ્યું છે. તેઓ સિનિયર થયેલા છે. ભાવનગર સ્ટેટના કેળવણી ખાતામાં ઘણો વખત નોકરી કરી છે. સાહિત્ય અને કવિતાઓ લખવા તરફ એમને નાનપણથી શોખ હતો. શિક્ષકના ધંધાની સાથે આ શોખ અભિવૃદ્ધિ પામ્યો. તેમણે જુદા જુદા વિષયો ઉપર પ્રસંગવસાત ઘણી કવિતાઓ લખી છે. તેમ બે ત્રણ પુસ્તકો છપાવી પ્રસિદ્ધ કર્યા છે. આ ધંધામાં આગળ વધવાની ભાવનાએ તેઓ મુંબાઇ જઇ રહ્યા હતા અને પોતાની કવિતાઓના સંગ્રહ રૂપે એક દળદાર પુસ્તક છપાવ્યું છે. હાલ તેઓ ભાવનગરમાં નિવાસ કરી રહ્યા છે. એમના વડીલ પુત્ર રા. ભાઇશંકર બી. એ. એલ. એલ. બી. થએલા હોઇ મુબાઇમાં પ્રેકટીસ કરે છે. જ્યારે નાના પુત્ર વંદ્રાવનદાસનું અવસાન થએલું છે. ન્નાતિ ઉન્નતિ તરફ એમને પ્રેમ છે. ઘણી વખત શ્રીમાલી અભ્યુદય માસીકમાં ન્નાતી હીતના વિષયો ચર્ચે છે. તેઓ યુવાવસ્થામાં વિધુર થયા હતા. કન્યાઓ મલવા છતાં પુત્રો અને પુત્રીઓ હોવાથી તેમણે બીજી વખત લગ્ન કર્યું નથી. તેમનું આ દ્રષ્ટાંત ઉદાહરણ રૂપ છે.

## શ્રીમાન હરગોવિંદ પ્રેમશંકર ત્રિવેદી.

તેઓ મહુવાના વતની છે. મહુવાની હાઇસ્કુલમાં શિક્ષક તરીકે તેમણે પોતાની નોકરી બજાવી છે. હાલ તેઓ પેન્શન ઉપર છે. સદ્દગત સાક્ષર પ્રિય કવીશ્રી ત્રીભોવન પ્રેમશંકર (મસ્ત) ના તેઓ ભાઇ થાય. તેમને પણ સાહિત્ય ઉપર શોખ છે. કાઠીયાવાડના અ પ્રસિદ્ધ કાવ્યો, દુહાઓ વિગેરે સાહિત્ય એકઠું કરી, કાઠીયાવાડી કોહીનુર અને કાઠિયાવાડની ટુંકી ટુંકી વાર્તાઓ એ નામે વિશાળ ગ્રંથો એમણે પ્રસિદ્ધ કર્યા છે. તે સાક્ષરોએ પણ વખાણ્યાં છે. બીજા પણ ગ્રંથો લખ્યા છે. જુનુ સાહિત્ય એકઠું કરવા તરફ એમને ઘણો પ્રેમ છે. સ્વતંત્ર કવિતાઓ અને લેખો પણ તેઓ લખે છે. હાલ વૃદ્ધાવસ્થાને લઇ તેઓ ઘણું ખરૂં નિવૃત્તિમય જીવન ગુજારે છે.

# શ્રી રા. બા. વિઠ્ઠલદાસ ગિરિજાશંકર ત્રિવેદી.

આપણી જ્ઞાતિમાં બી. એ. એલ. એલ. બી. ની માનવંત ડીગ્રી મેળવવામાં અને પહેલ વહેલો રાવ બહાદુરનો ખીતાબ મેળવવામાં ભાગ્યશાળી બનેલા શ્રી. વિઠ્ઠલદાસ ગિરિજાશંકર ત્રિવેદીનો જન્મ ભાવનગરમાં સંવત ૧૯૨૪ ના જેઠ સુદી ૨ ના રોજ થએલો છે. એમના પિતાશ્રી સ્વ. ગિરિજાશંકર કામેશ્વર ઘણા શાંત, મીલનસાર અને ધર્મ ચૂસ્ત હતા. બ્રાહ્મણ ધર્મના નિત્ય નીયમો ઉપર એમને પૂર્ણ શ્રદ્ધા હતી અને તે તેઓ નિયમીત કરતા હતા. તેઓ ભાવનગરના સદ્‌ગત્ મહારાજા દાજીરાજના રાણીજી હરીબા અને અદીબાની નોકરી કરતા હતા; પરંતુ રાણીઓના અવસાન બાદ રાજ ખર્ચ ખાતામાં દાખલ થયા હતા. તેઓ સત્ય પ્રિય હતા. ઉત્તરા વસ્થામાં એમણે સંન્યસ્ત લીધું હતું. એમનું અવસાન ૬૪ વર્ષની ઉમ્મરે સંવત ૧૯૬૧ ના પોષ સુદી ૪ ના રોજ થએલું હતું. એમની પાછળ એમના સુપુત્ર શ્રી. વિઠ્ઠલદાસે દેશતેડુ કર્યું હતું. શ્રી. વિઠ્ઠલદાસ ના માતાનું નામ મોતીબાઇ હતું. નાનપણમાં તેઓ દુઃખમાં ઊછરેલા હોવાથી દયાળુ પરગજુ નિરાભિમાની અને સમયસુચક હતાં. સંસ્કારી માતા પિતાના શુભ સંસ્કારની અસર શ્રી. વિઠ્ઠલદાસ ઉપર થવા પામી છે. તેઓએ બાળપણામાં કેળવણીની શરૂઆત ગામડી નિશાળમાંથી કરેલી હતી. આંક હિસાબ વિગેરે ભણ્યાબાદ તાલુકા સ્કુલમાં દાખલ થયા હતા અને ભણવાનો ઉત્સાહ તીવ્ર બુદ્ધિ અને ચંચલ સ્વભાવે ટુંકી ટુંકી મુદતમાં એક પછી એક ધોરણો પસાર કરી ત્યાં ગુજરાતી ધોરણ પુરાં કર્યાં હતાં. પરીક્ષકની પસંદગી અને પ્રેરણાથી તે ઇ. સ. ૧૮૭૯ ની શરૂઆતમાં ઇંગ્રેજી નિશાળમાં દાખલ થયા અને પહેલાજ ધોરણ દરમ્યાન ઉપવીત સંસ્કાર થયા બાદ વઢવાણમાં સ્વ. ત્રવાડી પ્રાણશંકર મકનજીના પુત્રી મણીબાઇ સાથે એમનું બાળપણમાંજ લગ્ન થયું હતું. ઉત્સાહ અને ખંતથી અભ્યાસમાં આગળ વધતા તેઓ ચોથા ધોરણ સુધી પહોંચેલા હતા. એવામાં ટ્રાફીક સુપ્રીન્ટેન્ડેન્ટની માગણીથી તારનું કામ શીખવાના ક્લાસમાં દાખલ થવું પડયું હતું. પરંતુ બે ત્રણ મહીનાના અભ્યાસ બાદ એ કામ શીખવાનો ઉત્સાહ ન વધવાથી ફરીને તેઓ સ્કુલમાં દાખલ થયા હતા. આ વખતથીજ તેમણે સ્વાશ્રયી થવાની ભાવના કેળવવા માંડી હતી અને મેટ્રીક સુધી પહોંચતા સુધીમાં પોતાના સ્કુલ ખર્ચ ઉપરાંત કેટલીક વધારાની રકમ મેળવી હતી. આજકાલના પિતાને પૈસે તાગડધીન્ના ઉડાવી ઇંગ્રેજી કેળવણી લેવાની સાથે મોજમજાહ ભોગવનાર વિદ્યાર્થીઓને આ દૃષ્ટાંત ખાસ ધ્યાનમાં લેવા જેવું છે. આ રીતે અભ્યાસ કરતાં તેમણે

ઇ. સ. ૧૮૮૭ માં યુનિવર્સીટીની મેટ્રીકની પરિક્ષા પસાર કરી હતી. ત્યાર બાદ તેમના પિતાશ્રીની ઇચ્છા નોકરી લેવાની હતી. પરંતુ તેમની પોતાની ઇચ્છા આગળ અભ્યાસ કરવાની હતી. આખરે તેઓ પોતાના મક્કમ વિચારમાં ફાવ્યા અને એ વખતે ભાવનગરમાં સ્થાપન થએલી શામળદાસ આર્ટસ કોલેજમાં પ્રીવીઅસ ક્લાસમાં દાખલ થયા. આ વખતે મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી તેમના સહાધ્યાયી હતા. તેમજ કોલેજનો સ્ટાફ પણ સ્વ. મણીભાઇ નભુભાઇ ત્રિવેદી, સ્વ. મી. ઉનવાળા વિગેરે વિદ્વાન પ્રોફેસરોનો સ્ટાફ સારો હતો. સને ૧૮૮૮ માં પ્રીવીઅસની પરિક્ષા પસાર કરી આ વખતે પિતાશ્રી ઘેર બેઠા હતા તેથી તેમની આગળ ભણાવવાની ઇચ્છા નહોતી. પરંતુ તેમના ખંત અને ઉત્સાહથી શ્રી. વિઠ્ઠલદાસ તો આગળ ભણવાજ ચાહતા હતા. ઇશ્વરે તેમની આ ઉચ્ચ ભાવનામાં સહાયતા આપી. પ્રાતઃસ્મરણીય સદ્‌ગત મહારાજા તખ્તસિંહજીના જન્મોત્સવ પ્રસંગે થતી વિદ્યાર્થીઓની નાસ્તાની પીલગાર્ડનની મીજલસમાં શ્રી. વિઠ્ઠલદાસે મહારાજા સાહેબને એક અરજી આપી જેમાં કાંતો પોતાને સ્કોલરશિપ આપવા અથવા તો પિતાશ્રીને નોકરી આપવા વિનંતી કરી હતી. મહારાજાએ તેમની ઇચ્છા પૂછતાં પોતે જણાવેલું કે સ્કોલરશિપતો હું મારી હોંશિયારીથી મેળવી શકીશ. આથી મહારાજાએ બીજાજ દિવસથી તેમના પિતાશ્રીને રાજખર્ચ ખાતામાં દાખલ કર્યા હતા. હવે શાંતિથી શ્રી. વિઠ્ઠલદાસ કોલેજના અભ્યાસમાં આગળ વધ્યા પરંતુ ફર્સ્ટ બી. એ. માં નાપાસ થવાથી ગોંડલની એંગ્લો વર્નાક્યુલર સ્કુલમાં રૂા. ૪૦) ના માસીક પગારની ફર્સ્ટ આસીસ્ટન્ટની જગ્યા સને ૧૮૮૯ ના ડીસેમ્બરમાં તેમણે તાત્કાળિક સ્વિકારી લીધી હતી. ત્યાં બે માસ પછી ઇન્ચાર્જ હેડમાસ્તરનો ચાન્સ પ્રાપ્ત થયો હતો. પરંતુ સને ૧૮૯૦ માં પણ ફર્સ્ટ બી. એ. માં નિષ્ફળ જવાથી અભ્યાસ પડતો મૂકયો હતો, અને સને ૧૮૯૧ માં હાઇકોર્ટ પ્લીડરની પરિક્ષાનો અભ્યાસ શરૂ કર્યો હતો. સને ૧૮૯૧ની આખરે ભાવનગર હાઇસ્કુલમાં તેઓ જોડાયા. ઉ. વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મી. જાઇલ્સ સ્કુલ તપાસવા આવેલા તે વખતે તેમણે શ્રી. વિઠ્ઠલદાસને તેમની હોંશિઆરી જોઈ બી. એ. થવા પ્રેરણા કરી હતી. આથી આગળ વધવાની ઇચ્છામાં પ્રોત્સાહન મલવાથી તેમણે એજ વર્ષ આખરે ફર્સ્ટ બી. એ. ની પરીક્ષા પસાર કરી. સને ૧૮૯૩ ના જાન્યુઆરીથી ૮ માસની રજા લઇ પુના ડેક્કન કોલેજમાં બી. એ. માં દાખલ થયા હતા. ત્યાં પણ મી. ભાંડારકર, મી. સેલ્બી વિગેરે વિદ્વાન પ્રોફેસરોના અનુભવમાં આવ્યા હતા.



શ્રી૦ રા. બા. વિઠ્ઠલદાસ ગીરજાશંકર ત્રિવેદી.

[ પૃષ્ઠ. ૧૦૩





શ્રી૦ છોટાલાલ દલપતરામ કવિ.

[ પૃષ્ઠ. ૧૦૯



શ્રી૦ ચીમનલાલ દલપતરામ કવિ.
[ પૃષ્ઠ. ૧૧૨





શ્રી૦ ગીરજાશંકર ભગવાનજી ત્રિવેદી.
જે. પી. [ પૃષ્ઠ. ૧૧૪

સને ૧૮૯૪ ના ફેબ્રુઆરીમાં તેમણે બી. એ.ની ડીગ્રી લીધી. તુરતજ રૂા. ૬૫)થી રાજકોટ હાઇસ્કુલમાં નીમણુંક થએલી અને ત્યાં આગળ વધતા રૂા. ૧૫૦) ના પગારની એકટીંગ ફર્સ્ટ આસીસ્ટંટની જગ્યા મળેલી. આ સમય દરમીઆન એલ. એલ. બી. નો અભ્યાસ શરૂ કરેલો હતો. છેવટે આઠ માસની રજા લઇ એલ. એલ. બીનો કલાસ જોઇન કરેલો અને સને ૧૮૯૭ માં એ પરિક્ષા પસાર કરી હતી. આ વખતે રાજકુમાર કોલેજમાં રૂા. ૯૦) થી બીજા આસી. ની જગ્યા ઉપર નીમણુંક થતાં તે જગ્યોએ કામ કરતા હતા. સાથે ભાવનગરના સદ્‌ગત મહારાજા ભાવસિંહજીના લઘુબંધુ કુમારશ્રી મંગળસિંહજીના ટયુટર તરીકે પણ કામ કરતા હતા. આ કાર્યમાં પૂર્ણ સંતોષ મેળવ્યા બાદ સને ૧૮૯૯ના માર્ચમાં બંન્ને કામ છોડી કેળવણીખાતાની નોકરી પૂર્ણ કરી હતી. સ્વતંત્ર જીવન ગુજારવાની અભિલાષાથી વકીલાતની એજન્સીની સનંદ મેળવી પોતાની ભાગ્યદેવીને અધિન બન્યા હતા. નોકરી સાથે અભ્યાસ આગળ વધારવામાં, શ્રી. વિઠ્ઠલદાસનો ઉત્સાહ અને ખંત આજના વિદ્યાર્થીઓને ખાસ અનુકરણીય છે. તેમણે શરૂઆતમાં રાજકોટની એજન્સી કોર્ટોમાં વકીલાત કરવા માંડી. બુદ્ધિ અને ખંતથી ટુંક સમયમાંજ તેમણે વકીલ તરીકેની પોતાની બાહોશી પૂરવાર કરી દીધી. અને યુરોપીયન તેમજ દેશી અમલદારોના જુદા જુદા કેસો પ્રસંગે સારા અભિપ્રાયો મેળવ્યા. છપનીઆના દુષ્કાળના દુ:ખદ પ્રસંગે એજન્સીમાં વકીલાતનું કામ ઘટયું અને સારા સારા વકીલો જુદા જુદા સ્ટેટોમાં અધિકાર ઉપર નીમાય. તે વખતે શ્રી. વિઠ્ઠલદાસ પણ સર. પ્રભાશંકર પટણી સાહેબના બોલાવવાથી ભાવનગર ગયા. મહારાજા ભાવસિંહજી તથા પટણી સાહેબને મલતાં માસીક રૂ. ૧૨૫ થી શિહોરના ન્યાયાધીશ તરીકે નીમણુંક થઇ. જો કે આ પગાર ટુંકો હતો છતાં મહારાજા ભાવસિંહજીના ભવિષ્યના સારા આશ્વાસનથી તેમજ સ્નેહી સંબંધીઓના આગ્રહથી આ નોકરી સ્વીકારાઇ અને શ્રી વિઠલદાસે પોતાનું જીવન સને ૧૯૦૦ માં ભાવનગર સ્ટેટને સોંપ્યું. શિહોર તલાજા અને મહુવાની અંદર ન્યાયાધિશ તરીકે ચઢેલા કામોનો નીકાલ કરી કામ કરતાં સર ન્યાયાધીશ સાહેબને પૂર્ણ સંતોષ થયો તેથી તેમણે શ્રી. વિઠલદાસને ધનવાદ પત્ર લખી ભાવનગર બોલાવ્યા. સને ૧૯૦૧ ના એપ્રિલની ૯ મી તારીખે તેઓ ભાવનગર આવ્યા. અને શહેરના દિવાની ન્યાયાધિશ તરીકેની જગ્યાએ નીમાયા. ત્યાં ૧૯૦૨ ના જાન્યુઆરીની ૬ ઠ્ઠી તારીખ સુધી રહ્યાબાદ પુનઃ રૂા. ૧૫૫) થી મહુવા ન્યાયાધિશ તરીકે નીમણુંક થઇ. આ વખતે પુરતો ન્યાય

ન મળવાથી છુટા થવા વિચાર રાખેલો પણ ઉપરી અમલદારના આશ્વાસનથી ચારેક વર્ષ મહુવામાં વિતાવ્યા. ત્યારબાદ ભાવનગરના પબ્લિક પ્રોસીક્યુટર તરીકે નીમાયા. જેથી દરબારી કેસો ઉપરાંત ખાનગી વકીલાત કરવાની પણ છુટ મળી હોવાથી એ ધંધો ખીલવવાને તેમને સારી તક પ્રાપ્ત થઇ. લગભગ ત્રણ વર્ષની મુદતમાં ભાવનગરની અંદર એક સારામાં સારા વકીલ તરીકે તેઓ મનાયા અને પ્રતિષ્ઠા પામ્યા . સાથે આવક પણ વધી. સને ૧૯૦૯ માં આસી. વસુલાતીની જગ્યા એક વર્ષને માટે લીધી. તેમાં સારૂં કામ કરતાં આ રાજ્યના અન્ય ભાગોમાં તેમજ પ્રજામાં ફરવાનું અને ભળવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું. પરંતુ બાંધ્યા પગારની આ નોકરીમાં અનુકુળ નહિં આવવાથી પુનઃ માગણી કરી પબ્લિક પ્રોસીક્યુટરની જગ્યા ઉપર આવ્યા અને તેની સાથે વકીલાતનો ધંધો બહોળા પ્રમાણમાં જમાવ્યો. સને ૧૯૧૨ માં રાજકોટના ભાવનગર સ્ટેટના વકીલની જગ્યા ખાલી પડતાં એ જગ્યા મહારાજા તથા પટ્ટણીશ્રી અને મિત્રોના આગ્રહથી સ્વીકારવી પડી. તેઓ રાજકોટ ગયા અને આ કાર્ય ખંત અને ઉત્સાહ ભરી બાહોશીથી બજાવવામાં આવતા એજંન્ટ ટુ ધી ગવર્નર, અન્યસંસ્થાનો તેમજ ભાવનગર સ્ટેટના મહારાજાની ચાલુ પ્રીતિ મેળવવા પામ્યા. સાથે સામાજીક સેવાની ભાવનાને પોષવા વિશાળ ક્ષેત્ર મળ્યું. ૧૯૧૬માં મહારાજાએ મસુરીની મુસાફરી જતાં મુખ્ય અમલદાર તરીકે શ્રી. વિઠ્ઠલદાસને મુસાફરી વ્યવસ્થાની કામગીરી માટે સાથે લીધા હતા. આ પ્રસંગે મહારાજા સાહેબના સમાગમમાં રહેવાનો તેમને વિષેષ લાભ મળ્યો હતો. મહારાજા સાહેબ પણ એમના બાહોશી ભર્યા કામથી સંતોષ પામ્યા હતા. સીમલા અને મુંબઇની મુસાફરીમાં પણ સાથે રહી રાજકીય પ્રશ્નોની ચર્ચામાં ભાગ લેવાની તક પ્રાપ્ત થઇ હતી. મુસાફરીથી પાછા ફર્યા બાદ તેમની નિમણુંક હજુર ઓફીસમાં સ્પેશીઅલ આસીસ્ટંટ તરીકે કરવામાં આવી હતી અને હજુર કોર્ટના અધ્યક્ષ જડજ તરીકે અપીલો ચુકવવાની સત્તા આપી હતી. આ રીતે હજુર કોર્ટનું ચડી ગએલું કાર્ય ઉકેલ્યું હતું અને મહારાજા સાહેબનેસંતોષ આપ્યો હતો. દુર્દૈવના યોગે મહારાજા સાહેબનું અવસાન સને ૧૯૧૯ના જુલાઇ માસમાં થતાં શ્રી. વિઠ્ઠલદાસને જબરો આઘાત થયો અને આગળ વધવાની ભાવી આશાઓ મનમાંજ રહેવા પામી. એ પછી તેઓ ભાવનગર સ્ટેટના રાજકોટના મુખ્ય વકીલ તરીકેની પોતાની કામગીરી બજાવી રહ્યા છે.

શ્રી. વિઠ્ઠલદાસે રાજકીય કામગીરીમાં અને ધંધામાં જેમ સારા કામથી પ્રતિષ્ઠા મેળવી છે તેમ સામાજીક કાર્યો પણ તેમણે ઉત્સાહથી કરેલાં છે.

સંવત. ૧૯૫૬ ના ભયંકર દુષ્કાળ વખતે રાજકોટમાં અનાથાશ્રમની યોજના થઇ હતી તેમાં તેઓ સેક્રેટરી નીમાયા હતા. ૭ માસ ત્યાં કામ કર્યા બાદ તેઓ ભાવનગર નીમાતાં ભાવનગર સ્ટેટના શિહોર અને મહુવાના મહાલોમાં દુષ્કાળ પિડીતોને સહાય કરવાના કાર્યોમાં યોજાયા હતા.

સંવત ૧૯૬૮ ના ઘાસચારાના દુષ્કાળ પ્રસંગે પણ ભાવનગર રાજ્યના ઢોરો બચાવવા જે ફંડ ઉઘરાવવામાં આવ્યું હતું તેમાં તેમણે સેક્રેટરી તરીકે કામ કરી રૂ. ૮૮ હજારની રકમ પ્રજાવર્ગમાંથી મેળવી એટલીજ રકમ મહારાજા સાહેબ પાસેથી લીધી હતી અને સંખ્યા બંધ ઢોરોનો નીભાવ કર્યો હતો. સને ૧૯૧૦ માં ભાવનગરમાં દેશી હુન્નરને ઉત્તેજન આપનારૂ દેશી કારીગરીનું પ્રદર્શન ભરાયું હતું તેમાં પણ તેમણે આગળ પડતો ભાગ લઇ સારૂં કામ કર્યું હતું. રાજકોટમાં જાથુકનું રહેવાનું થયા પછી ત્યાંના બહોળા ક્ષેત્રમાં કામ કરવાની તક મળેલી છે. રાજકોટની લેંગ લાયબ્રેરી, વોટસન મ્યુઝિઅમ, સમસ્ત કાઠિયાવાડના કારભારી મંડળ, રેડક્રોસ કમિટિના ઓનરરી સેક્રેટરી તરીકે હજુ પણ કામ બજાવે છે. તેમજ રાજકોટ સીવીલ સ્ટેશનની મ્યુનીસીપાલીટીના તથા વનિતા વિશ્રામના તેઓ એક સભ્ય પણ છે. યુરોપની લડાઇ દરમ્યાન વોરલોન કમીટી, અવરડે કમીટી, કાઠિયાવાડ જીમખાનાના સેક્રેટરી તેમજ દુષ્કાળ નિવારણ ઘાસ સંગ્રહ કમીટીના મેમ્બર તરીકે પણ તેઓએ કામો કરેલાં છે.

આ રીતે રાજકોટમાં જે કાંઇ જાહેર હીલચાલ શરૂ થાય તેમાં તેઓ ઉમંગથી ભાગ લઇ કામગીરી બજાવવા ઉત્સુક રહે છે. જાહેર લેખક તરીકે પણ તેઓએ કાઠિયાવાડ ટાઇમ્સ, મુંબઇ ગેઝેટમાં તેઓ ઇંગ્રેજી લખાણ કરતા હતા. વસંતમાં પણ તેઓ પ્રસંગો પાત લખતા હતા. જ્ઞાતિના ચોપાનીઆઓમાં પ્રસંગોપાત જ્ઞાતિ ઉન્નતિના માર્ગ દર્શક લેખો લખતા રહે છે. જ્ઞાતિ સેવા માટે પણ એમને ખંત અને ઉત્સાહ છે. શરૂઆતમાં તેમણે ઘણું કર્યું છે. પરંતુ જ્ઞાતિમાં મત મતાંતરો અને બંધારણની ખામીને લીધે તેમને કેટલીક વખતે ઘણો કડવો અનુભવ મળ્યો છે તેથી તેઓ જ્ઞાતિ સેવાના કાર્યથી મોટે ભાગે વિરકત રહે છે. અને માને છે કે જ્ઞાતિ સુધારવી અશકય છે. તો પણ સને ૧૯૨૨ માં લીંબડી મુકામે શ્રીમાળી બ્રાહ્મણ પરિષદ મળેલી તેનાં તેઓ પ્રમુખ ચુંટાયા હતા ત્યારે પ્રમુખસ્થાનેથી જ્ઞાતિની સ્થિતિનું તથા સુધારણાનું દિગ્દર્શન કરાવી પોતાની જવાબદારી ખંત અને

કાળજીથી બજાવી હતી, કેળવણીના તેઓ ખાસ ચાહક છે. અને તેથી રાજકોટ બોર્ડીંગ, ભાવનગર બોર્ડીંગ અને અમદાવાદ છાત્રાલયને ઉચ્ચ સ્થિતિએ મુકવા તેઓ બનતો પ્રયત્ન કરી નાણાની સહાયતા આપવાને પણ તત્પર રહે છે. રૂા. ૧૫૦૧, અમદાવાદ છાત્રાલયના મકાન ફાળામાં તેઓએ આપ્યા છે. તેમ પ્રસંગોપાત બીજી મદદો પણ કરેલી છે. જ્ઞાતિબંધુઓને આગળ વધારવામાં તેઓ ઉત્સાહપ્રેરક, અને માર્ગદર્શક પણ બની રહે છે. તેઓ એક સાચા સલાહકાર છે. તેઓ સંકુચિત વિચારના નથી. વિચારો ઉમદા છે. યોગ્ય સુધારાને તે ઇચ્છે છે અને અમલમાં પણ મુકે છે. તેઓ હિંમતવાન અને નીડર છે. તેમના બાહોશી ભર્યા કામોથી ખુશ થઈ નામદાર મુંબઈ સરકાર તરફથી તેમને સર્ટીફીકેટ ઓફમેરીટ અને રાવ બહાદુરનો માનવંતો ખીતાબ આપવામાં આવેલા છે. એમનું આખું કુટુંબ કેળવાયેલું અને સારા દરજ્જા ઉપર છે. એમના સૌથી મોટા પુત્ર રા. હર્ષદરાય. બી. એ. એલ. એલ. બી. થએલા હોઇ સોલીસીટરનો અભ્યાસ કરતા હતા પણ એમના વિદ્વાન પત્નીના અવસાન પછી થએલા આઘાતને લીધે સોલીસીટર થવાનું માન મેળવી શકયા નથી. તેઓ હાલ ધ્રાંગધ્રામાં પબ્લીક પ્રોસીકયુટર છે, અને એજન્સીમાં વકીલાત પણ કરે છે. બીજા પુત્ર રા. નૌતમલાલ એમ. બી. બી. એસ. માં પાસ થએલા હોઇ હાલ નાગપુરમાં ડોકટર તરીકે પોતાની પ્રેકટીસ ચલાવે છે અને સારી નામના મેળવેલી છે. ત્રીજા પુત્ર રા. રતીલાલ એમ. એ. એલ. એલ. બી. ની પરીક્ષા પાસ કર્યા ઉપરાંત ગવર્નમેન્ટ ઓફ ઇંન્ડીઆની ફાઇનેન્સની પરિક્ષા પાસ કરવા ભાગ્યશાળી બન્યા છે. તેઓ હાલ મુંબઇમાં પોસ્ટ ખાતામાં આસીસ્ટન્ટ એકાઉન્ટન્ટના હોદ્દા ઉપર કામ કરે છે. ચોથા પુત્ર. સ્વ. હરીલાલ કોમર્સનો તેમજ બેરીસ્ટરનો અભ્યાસ કરવા ઇંગ્લાંડ ગયા હતા અને પરીક્ષાઓ પસાર કરી હતી. પરંતુ દુર્દૈવે હિંદુસ્તાનમાં આવતા પહેલાં લંડનમાંજ ભયંકર રોગનો ભોગ થઈ પડી અવસાન પામ્યા છે. પાંચમા પુત્ર બાલકૃષ્ણ હાલે હાઇસ્કુલમાં અભ્યાસ કરે છે.

એમની પુત્રીઓ અને પૌત્રીઓ પણ ઉંચા પ્રકારની કેળવણી લઇ રહેલ છે. આ રીતે બહોળા કુટુંબને ઉંચા પ્રકારની કેળવણી આપતા તેઓ પોતાનું જીવન યશસ્વી બનાવવાને તત્પર રહ્યા છે. જો કે તેમની વૃદ્ધાવસ્થામાં સંસ્કારી પત્ની અને પુત્ર હરીલાલનો, વિદ્વાન પુત્રવધુ વિજયાલક્ષ્મીનો અને પુત્રી રમાના અવસાનના એક પછી એક વાગેલા તીવ્ર આઘાતથી તેઓને ઘણું લાગી આવ્યું છે. તો પણ તેઓ જ્ઞાન દષ્ટિએ પોતાની દરેક

જવાબદારીઓ બજાવતા રહે છે. હાલ તેઓએ વેદાંતનો અભ્યાસ શરૂ કરેલો છે. અને તેમાં આગળ વધવાની જીજ્ઞાસા ધરાવે છે. જ્ઞાતિમાં તેમનું સારૂં માન છે. તેઓ સમગ્ર જ્ઞાતિમાં એક પ્રભાવશાળી વ્યક્તિ ગણાય છે. તેઓ રાવ બહાદુર થયા ત્યારે ભાવનગર અને રાજકોટની જ્ઞાતિએ તેમને માન પત્રો આપ્યા હતાં. અમદાવાદમાં મળેલા અ. ભા. વ. શ્રી. બ્રા. સંમેલનમાં તેઓએ હાજરી આપી અનુભવોનો લાભ આપ્યો હતો.

## શ્રીમાન્ છોટાલાલ દલપતરામ કવિ.

પ્રામાણિકતા, એકનિષ્ઠા અને પ્રજા સેવાની ભાવનામાંજ જેમનું કર્તવ્ય દૃષ્ટાંતરૂપ છે, એવા જ્ઞાતિ ભૂષણ શ્રી. છોટાલાલ દલપતરામ કવિનો જન્મ સંવત્ ૧૯૨૭ ના મહાસુદ ૫ ના રોજ થએલો છે. તેઓ સદ્‌ગત કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ સી. આઇ. ઇ. ના ત્રીજા પુત્ર થાય એમણે ગુજરાતી ઉપરાંત સ્કૂલ ફાઇનલની પરીક્ષા પાસ કરી છે. વળી ભાવનગર સ્ટેટની વકીલાતની પરીક્ષા પણ તેમણે પાસ કરી છે. સંવત્ ૧૯૫૧ માં તેઓ પ્રથમ ઇલોલમાં ન્યાયાધિશ નીમાયા હતા. પરંતુ તદ્દન થોડો વખત ત્યાં રહી ભાવનગર સ્ટેટમાં રેવન્યુ ખાતામાં ગઢડાના ડેપ્યુટી વહીવટદાર તરીકે નીમાયા હતા.

પાછળથી ગ્રેડમાં આગળ વધતાં ઉમરાળે વહીવટદાર તરીકે અને સંવત્ ૧૯૮૦ માં તેઓ આસી. વસુલાતી અધિકારીના દરજ્જા ઉપર નીમાયા હતા. ત્યાંથી નોકરીના ૩૦ વર્ષ પુરાં થતાં સંવત ૧૯૮૪ ની આખરે તેઓ પેન્શન ઉપર રીટાયર્ડ થએલા છે. આ રીતે ઉત્તરોત્તર ચઢતા દરજ્જાથી ભાવનગર સ્ટેટમાં તેઓએ એક સારામાં સારા અમલદાર તરીકે નોકરી બજાવી રાજ્યપ્રીતિ અને પ્રજાપ્રીતિ મેળવી છે. મહુવાની નેટીવ લાઇબ્રેરીનું મકાન ખુલ્લુ મુકવાના મેળાવડા પ્રસંગે, ના. સર. પ્રભાશંકર દલપતરામ પટ્ટણીએ પોતાના ભાષણમાં તેમના યશસ્વી કામનાં વખાણ કરી અન્ય અમલદારોને તેમના કામનું અનુકરણ કરવા સુચના આપી હતી. પોતે જ્યાં જ્યાં અધિકારી તરીકે રહ્યા છે, ત્યાં ત્યાં પ્રજા વર્ગની અગવડો દૂર કરી બનતી સગવડતા કરવામાં તેઓ પોતાનું કર્તવ્ય બરાબર બજાવતા હતા. વિદ્યાવૃદ્ધિ ઉપર તો તેમને પૂર્ણ પ્રેમ છે: અને કેળવણીના કાર્યમાં તેઓ તન, મન, ધનથી કામ કરે છે. મહુવાની નેટીવ લાઇબ્રેરીનું મકાન તેમનેજ

આભારી છે. જાતે મુંબઈ જઇ રૂ. ૩૦૦૦) ઉપરની રકમનું ફંડ ભરાવી લાવ્યા હતા. લાઇબ્રેરીને સારી સ્થતિએ મુકવામાં તેમણે પ્રમુખ તરીકે ઘણો સારો ફાળો આપ્યો છે. પોતાના પુત્ર હરિપ્રસાદના સ્મારક તરીકે રૂ. ૧૨૫) તથા એક કબાટ પણ તેમણે લાઇબ્રેરીને ભેટ આપેલ છે. જ્યારે કુંડલાથી મહુવા ગયા ત્યારે કુંડલાના મહાજને તેમને માનપત્ર આપવા માગણી કરેલી, તે વખતે તેઓએ એ માગણીના બદલામાં માનપત્ર અને પાર્ટી આપવાને જે રકમ એકત્ર કરવામાં આવી હતી તેમાં બીજી ઉમેરાવી આ રકમ સાથે રાજ્યમાં અરજી કરી કુંડલામાં અંગ્રેજી પાંચમું ધોરણ નહોતું તે ઉઘડાવી આપ્યું હતું. આ એમની કેળવણી પ્રત્યેની ચાહના બતાવી આપે છે. ઘણી સભાઓમાં તેમણે હાજર રહી, પ્રમુખ થઇ યોગ્ય સલાહ આપી છે. મહુવાથી તેઓ પેન્શન ઉપર વિદાય થતાં મહુવાની પ્રજાએ જાહેર મેળાવડાઓ ભરી તેમનાં કામનાં વખાણ કરેલાં છે. "તા. ૩૧-૧૦-૨૮ ના" રોજ મહુવાની નેટીવ લાઇબ્રેરી તરફથી તેમને વિદાયગીરીનું માન સભાભરી આપ્યું હતું. તા. ૨૨-૧૦-૨૮ ના રોજ મહુવા ભગવદ્‌ગીતા પાઠશાળાના સંચાલકો તરફથી "મંગળ પુષ્પાંજલી" આપવામાં આવી હતી. તા. ૧૯-૧૦-૨૮ ના રોજ શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિ તરફથી "સાભાર સુવર્ણ પત્રિકા" અર્પણ કરવામાં આવેલ છે. મહુવાના મહાજન તરફથી માહાજનની ધર્મશાળામાં જાહેર મેળાવડો ભરી તેમને માનપત્ર આપવામાં આવ્યું હતું. ત્યાંની "ગૌરક્ષક સભા" માં પણ તેમણે ઘણું સારૂં કામ કર્યું છે.

જ્ઞાતિસેવા પણ તેમની નમુનેદાર છે. અમદાવાદનું "શ્રીમાળી બ્રાહ્મણ છાત્રાલય" તેમનીજ ઉદારતાનું ફળ છે. એ છાત્રાલયના ફાળામાં સૌથી વધારેમાં વધારે રકમ "કવિ કુટુંબ"ની છે. જ્ઞાતિ સેવા પણ એટલીજ માનનીય છે. વાર્ષિક સંમેલનના પ્રમુખ થઇ છાત્રાલયને આગળ વધારવામાં તેમણે ઉમદા વિચારો દર્શાવેલા છે. વળી એમનાં માસીજી સદ્‌ગત ચંચળબાઇ તરફથી તેમણે આ છાત્રાલય ખોલવાને લગભગ રૂ. ૩૫૦૦ જેટલી રકમની મદદ અપાવી છે "શ્રીમાળી શુભેચ્છક"ના તો :તેઓ આત્મા છે. સારાં લખાણો લખી વાર્ષિક ભેટના પુસ્તકો પોતા તરફથી આપે છે. તેમણે "કવિ ભવાનીશંકર" ના જીવન વૃતાંતની ચોપડી તથા તખ્ત વીનોદ કાવ્ય અને કન્યાવિક્રય નિષેધ કાવ્ય લખીને પ્રસિદ્ધ કરેલ છે. જ્ઞાતિના અપ્રસિદ્ધ પુરૂષોના ચરિત્રો શોધવાનો તેમને શોખ છે અને એ દિશામાં પ્રયત્ન પણ કરેલો છે. જ્ઞાતિ ઉન્નતિના માર્ગદર્શક પ્રશ્નો

પુછી તેમણે સારી ચર્ચા ઉપસ્થિત કરેલી છે. આ પ્રમાણે તેઓએ રાજ્ય સેવા, પ્રજા સેવા, અને જ્ઞાતિ સેવાથી પોતાનું જીવન અનુકરણીય યશનામી બનાવેલું છે.

તેમનું લગ્ન ૧૬ વર્ષની ઉમ્મરે ખંભાતમાં થયું હતું. સંવત ૧૯૬૬ માં તેમનાં આદર્શ પત્નિ ગંગાબાઇનું અવસાન થતાં તેઓ ઘરભંગ થયા હતા છતાં પણ તેમણે પાછળથી બીજું લગ્ન કરેલું નથી. તેમને ત્રણ પુત્રો અને ત્રણ પુત્રીઓ થએલાં હતાં જેમાં ત્રણે પુત્રો અવસાન પામેલાં છે. મોટા પુત્ર હરિપ્રસાદ બુદ્ધિશાળી અને ચંચળ હતા. તેઓ પ્રીવીઅસ ભણતા હતા. એમના અવસાનનાં કારીઘાએ શ્રી૦ છોટાલાલભાઇના હૃદય ઉપર તીવ્ર અસર કરી છે. હાલ તેઓ ધર્મવૃત્તિ પરાયણ વાનપ્રસ્થ જેવી સાદી જીંદગી ગુજારે છે.

## શ્રીમાન્ જેશંકર પિતાંબરદાસ ત્રિવેદી.

ધોળકામાં નામાંકિત થઇ ગએલા સ્વ. પિતાંબરદાસ જેઠાભાઇનાં તેઓ બીજા પુત્ર થાય. તેઓ એલ. સી. ઈ. થએલા છે. પુનાની એગ્રીકલ્ચર કોલેજમાં તેઓ લાંબા વખત સુધી પ્રોફેસર હતા. હાલ તેઓ ગવર્નમેન્ટ નોકરીનો હક કાયમ રાખી ભાવનગર સ્ટેટમાં ઇરીગેશન ઓફિસર તરીકે કામ કરે છે. તેઓ મળતાવડા સ્વભાવના, આનંદી અને હસમુખા છે. તેઓ એક ખાનદાન કુટુંબનાં, તેમજ અધિકારી હોવા છતાં નિરાભિમાની અને સમાનવૃત્તિ પોષક યુવક છે. વિદ્યાર્થીઓ ઉપર તેમનો ચાહ અપૂર્વ છે. પુનામાં તેમજ ભાવનગરના વિદ્યાર્થી મંડળોમાં તેમણે સારો પ્રેમ સંપાદન કરેલો છે. પુનામાં અનેક જાહેર પ્રવૃત્તિઓમાં તેઓ ભાગ લેતા હતા. પુનાના ગુજરાતી મંડળમાં તો તેઓ આગળ પડતો ભાગ લેતા હતા. દક્ષિણી મંડળમાં પણ તેમની પ્રતિષ્ઠા સારી છે. તેમનાં દક્ષિણી અને યુરોપિઅન મિત્રનું મંડળ મોટું છે. તેઓ ભંડારીઆના જાણીતા સ્વ. ભગવાનજી નાગજી ત્રીવેદીનાં પુત્રી સૌ. હીરા સાથે પરણ્યા છે. સૌ. હીરા બ્હેન પણ સારાં સંસ્કારી અને સ્ત્રી કેળવણીના પોષક છે. પુનાના ગુજરાતી સ્ત્રી મંડળમાં તેઓ એક સુકાની તરીકે ભાગ લઇ ગુજરાતી બ્હેનોનો ચાહ મેળવી શક્યાં છે. તેમને રા. મનુભાઇ નામે પુત્ર છે જે હાલ ભાવનગર કોલેજમાં પ્રિવીઅસમાં ભણે છે. ગાવાનું તેમજ હારમોનિઅમ બજાવવાનું કામ તેઓ ઘણું સારૂં જાણે છે અને તેથી મહાત્મા ગાંધીજીએ તેમની પ્રસંશા કરેલી છે.

સમાજોન્નતિમાં શ્રી. જેશંકરભાઇના વિચાર વિશાળ છે. જ્ઞાતિ પ્રત્યે તેઓ સારો ભાવ દર્શાવે છે અને જ્ઞાતિમાં કેળવણી વધે એવું ઇચ્છે છે. જ્ઞાતિ વિદ્યાર્થીઓ અને બ્હેનોને તેઓ પ્રસંગોપાત સારી સહાયતા આપે છે અને ઉત્સાહી બનાવે છે. અમદાવાદ છાત્રાલય તેમજ ભાવનગર બોર્ડીંગના મેળાવડાઓમાં તેઓએ પ્રમુખ સ્થાન સ્વિકારી માર્ગદર્શક સુચનાઓ અને મદદો આપેલી છે. ભાવનગર ગયે હજુ તો થોડોકજ સમય થયો છે. ત્યાં તો તેઓ ભાવનગરની જ્ઞાતિ અને સામાન્ય પ્રજાવર્ગ તથા અમલદારોમાં સારી નામના અને પ્રીતિ મેળવી શક્યા છે. આ એમની કાર્યદક્ષતા અને મીલનસાર સ્વભાવનાં પ્રત્યક્ષ દિગ્દર્શનો છે.

## શ્રીમાન્ ચિમનલાલ દલપતરામ કવિ.

ગવર્નમેન્ટ ઓફીસર તરીકે ઉંચા દરજ્જાનો હોદ્દો મેળવવા ભાગ્યશાળી બનનાર શ્રી. ચિમનલાલભાઇ આપણી જ્ઞાતિમાં પહેલાજ છે. તેઓ સદ્ગત કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઈ સી. આઇ. ઇ. ના પાંચમા અને સૌથી ન્હાના પુત્ર થાય. એમનો જન્મ ઇ. સ. ૧૮૮૦ ના જુનની તા. ૬ ઠ્ઠીએ અમદાવાદમાં થએલો છે. ન્હાનપણમાં પિતાશ્રી સાથે ગુજરાતની મુસાફરીમાં રહેવાથી તેમજ ઘણો સમય વડતાલમાં રહેવાથી ગુજરાતી અભ્યાસ ફરતા ફરતાં થયો હતો. અંગ્રેજી અભ્યાસ અમદાવાદ હાઇસ્કુલ અને ગુજરાત કોલેજમાં થયો હતો. સને ૧૯૦૦ માં સિનિઅર બી. એ. માં તેઓ વડોદરા ગયા હતા અને ત્યાંજ બી. એ. માં સેકન્ડ ક્લાસમાં પાસ થયા હતા. આ પ્રમાણે તેમણે કાળજી અને ખંતથી પોતાનો અભ્યાસ આગળ વધાર્યો હતો અને બી. એ. ની ડીગ્રી પ્રાપ્ત કરી હતી.

નોકરીની શરૂઆત તેમણે રેવન્યુખાતામાં કરેલી છે. સને ૧૯૦૧ ના એપ્રીલની ૧ લી તારીખથી તેઓ કલેરીકલ લાઇનમાં રૂા. ૧૫ થી દાખલ થયા હતા જ્યાં રૂા. ૬૦ સુધી પહોંચ્યા હતા. આ જગા ઉપર લગભગ ૭ વર્ષ કામ કર્યા બાદ કાર્યકુશળતા અને આપ હોંશિઆરીથી તેઓ સને ૧૯૦૭ થી મામલતદારની ગ્રેડમાં રૂા. ૧૫૦ થી રૂા. ૨૨૫ સુધીની ગ્રેડમાં મામલતદાર નિમાયા હતા. જ્યાં સને ૧૯૧૪ સુધી કામ કર્યું હતું. કામ કરવાની કાળજી તથા નિષ્પક્ષપાતપણાથી તેઓ જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં માન અને પ્રીતિ સંપાદન કરતા હતા. આના પરિણામે સને ૧૯૧૫ માં તેઓ પોરબંદર સ્ટેટમાં રેવન્યુ કમિશ્નર અને સેટલમેન્ટ ઓફીસર તરીકે નિમાયા

હતા. આ જવાબદારી ભરેલા હોદ્દાઓ તેમણે પોતાની કાર્યકરવાની નિયમિત અને સરલ પદ્ધતિથી દીપાવ્યા હતા અને રાજા તથા પ્રજાનો પ્રેમ મેળવ્યો હતો. પરંતુ દેશી રાજ્યોની નોકરી કરતાં સરકારી નોકરીમાં વધુ સરળતા મળવાથી તેઓ સને ૧૯૧૬ થી ડેપ્યુટી કલકટરની ગ્રેડમાં નીમાયા જ્યાં સને ૧૯૧૮ નાં જુલાઇ સુધી સેકન્ડગ્રેડ ડે. કલેકટર અને ત્યારબાદ ફર્સ્ટ ગ્રેડ ડે. કલેકટરની રેન્કમાં નીમાયા છે. સને ૧૯૧૨-૧૪-૧૮ માં તેઓએ ખેડા તથા અમદાવાદના ડી. ડે. કલકટર તરીકે કામ કર્યું હતું; તેમજ સને ૧૯૧૬-૧૭ માં ઉત્તર પ્રાંતના આસી. કમીશ્નર તરીકે પણ નીમાઇ કામ કર્યું હતું. સને ૧૯૧૯ થી તેઓ ઉત્તર વિભાગના સુપ્રી. લેન્ડ રેકર્ડ ઓફિસર તરીકે કામ કરે છે. આ રીતે તેઓએ એક કલાર્કની નોકરીથી શરૂઆત કરી ઉત્તરોત્તર ચઢતા હોદ્દાઓ ભોગવી ફર્સ્ટગ્રેડ ડે. કલેકટરનો માનવંત હોદ્દો મેળવવામાં બતાવેલી કાર્યદક્ષતા અને ખંત અન્યને અનુકરણીય છે.

તેઓ એકજ વખતે એક કામ કરવાની ટેવ વાળા છે. આ ટેવ વખાણને પાત્ર છે. કારણ કે એક સાથે ઘણાં કામો હાથમાં લેવાથી બધાં કામોને પુરતી રીતે પહોંચી શકાતું નથી. વળી સરકારી નોકરીનો વ્યવસાય અને તેમાંયે વર્ષનો મોટો ભાગ ડીસ્ટ્રીકટમાં ફરવાનું હોવાથી જાહેર સેવા કરવાને તેમને જોઇતો સમય મળી શકતો નથી; તોપણ જે કાંઇ સમય મળે છે તેમાં તેઓ બનતી સેવા કરવાને ચુકતા નથી. તેઓ સાહિત્ય વાંચનના શોખીન છે. સાહિત્યની પ્રવૃત્તિમાં તેમજ ધર્માદા સંસ્થામાં તેઓ બનતી મદદ આપી સેવા પણ બજાવે છે. અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં તેઓ લાઇફ મેમ્બર તથા મેનેજીંગ કમિટિના સભાસદ પણ છે. અમદાવાદ બ્હેરા મુંગાની શાળાના તેમજ નડિઆદ હિંદુ અનાથાશ્રમનાં તેઓ લાઇફ મેમ્બર છે. વળી અમદાવાદની રા. બા. લાલશંકર ઉમીઆશંકર મહિલા પાઠશાળાના તેઓશ્રી ડોનર તથા મેનેજીંગ કમિટિના સભ્ય પણ છે. આણંદની ચરોતર એજ્યુકેશન સોસાયટીના ફેલો છે. અમદાવાદના કો. ઓ. ઇન્સ્ટીટયુટમાં મેમ્બર અને ગુજરાત કલબની મેનેજીંગ કમિટિના સભ્ય તથા સભાસદ છે. અમદાવાદ ભારતકળા મંડળના પણ તેઓ સભ્ય છે. આ રીતે તેઓ દેશોપયોગી અને સામાજિક-ધાર્મિક સંસ્થાઓમાં જોડાએલા છે, અને પોતાની સેવાનો ફાળો પણ આપી રહ્યા છે.

એકંદર રીતે જોઇએ તો તેમની જ્ઞાતિસેવા વખાણને પાત્ર છે. જ્યારે જ્ઞાતિમાંથી ઉંચી ડીગ્રી મેળવનારાઓ અને અધિકાર ભોગવનારાઓ જ્ઞાતિ

પ્રત્યે ઉદાસીન વૃત્તિ રાખી રહ્યા છે ત્યારે શ્રીયુત ચિમનલાલભાઇ અમદાવાદ છાત્રાલયના મેનેજીંગ ટ્રસ્ટી અને વર્કીંગ કમિટિના પ્રમુખપદે રહી લાંબા વખતથી પોતાની બુદ્ધિ કૌશલ્યતાનો અને સાથે પ્રસંગોપાત નાણાની મદદ આપી ઉદારતાનો લાભ આપી રહ્યા છે. લીંબડી તેમજ અમદાવાદની જ્ઞાતિપરિષદમાં તેઓશ્રીએ હાજરી આપી, આગળ પડતો ભાગ લઇ જ્ઞાતિ હિતના વ્યવહારૂ વિચારો અને માર્ગો દર્શાવી તેને સફળતા અપાવવામાં ફત્તેહ મેળવી શકયા છે. તેઓ એક સારા સલાહકાર અને બુદ્ધિશાળી છે. જ્ઞાતિનો તેમનાં પ્રત્યે ઉમદા ભાવ અને પ્રેમ છે. જ્ઞાતિમાં તેઓશ્રીએ શુદ્ધ કર્તવ્યની કર્તવ્ય નિષ્ઠાથી માન અને પ્રતિષ્ઠા મેળવ્યાં છે. આ તેમની સેવા ભૂલી શકાય તેમ નથી.

કેળવણીના તેઓ હિમાયતી, ચાહક અને પોષક છે. સારી કેળવણી વગર જ્ઞાતિ ઉન્નતિ અશકય છે એમ તેઓ માને છે અને તેથી જ્ઞાતિ બાળકોને કેળવણી આપનાર છાત્રાલય જેવી સંસ્થાઓને સારી સ્થિતીએ લાવવા તેઓ બનતો ફાળો આપી રહ્યા છે. અમદાવાદ છાત્રાલયની આજની સારી સ્થીતિ અને નાણાંનું ભંડોળ ખરૂં કહીએ તો તેમનીજ કાર્યકુશળતા અને માર્ગદર્શકતાને આભારી છે. પરિષદની વર્કીંગ કમિટિના પણ તેઓ સભાસદ છે. આપણે ઇચ્છીશું કે તેઓશ્રી આ જ્ઞાતિહિતકર સંસ્થાઓને ભવિષ્યમાં પોતાની ઉમદા સલાહ અને સેવાનો લાભ આપી ઉંચસ્થીતિએ મુકવા બનતું કરશે.

એમનાં લગ્ન બે વખત થયાં છે. પ્રથમ લગ્ન સને ૧૮૯૭ માં વઢવાણમાં ત્રીવેદી છગનલાલ ભવાનીશંકરના પુત્રી અતિલક્ષ્મી સાથે. તેઓનું અવસાન થવાથી બીજા લગ્ન સને ૧૯૧૧ માં સુરતમાં રા. મુળશંકર ભગવાનજીના પુત્રી શાંતાગૌરી સાથે થયાં છે. તેઓ સુધારક વિચારનાં સ્ત્રી સ્વાતંત્ર્યના હિમાયતી અને સ્ત્રી કેળવણીના ઉપાસક પણ છે. તેમનું મિત્રમંડળ બહોળું છે. તેમનો સ્વભાવ આનંદી, હસમુખો અને માયાળુ છે. નોકરી ધંધા વગરનાં જ્ઞાતિબંધુઓને સારી સ્થતિએ મુકવા પણ તેઓ પ્રસંગોપાત બની શકે ત્યાં જરૂર મદદ કરે છે. એકંદરે તેઓશ્રીની કાર્યવાહી જ્ઞાતિના ગ્રેજ્યુએટો અને અમલદારોને ખાસ બોધક અને અનુકરણીય છે.

## શ્રીમાન્ ગીરજાશંકર ભગવાનજી ત્રિવેદી.

એમના વડીલો મુળ ધોળકામાં રહેતા હતા. ત્યાંથી રાણપુર, બોટાદ અને ગઢડામાં રહેવા આવ્યા. કુબેરજી જેઠા ગઢડામાં કાપડનો સારો વહે-

પાર કરતા હતા. શ્રી. ગીરજાશંકરે પ્રથમ ભાવનગર અને પછી અમદાવાદની ગુજરાત કૅાલેજમાં અભ્યાસ કરેલો છે. તેઓ ગ્રેજ્યુએટ થયા છે. ગરીબાઇમાંથી ગમે તેટલી અગવડ છતાં ભણુવાની ઉત્કંઠાથી આગળ વધવામાં શ્રી. ગીરજાશંકરભાઇનું જીવન દૃષ્ટાંત રૂપ છે. કવિ શ્રી ન્હાનાલાલના તેઓ ગુજરાત કૅાલેજમાં સહાધ્યાયી હતા. બન્ને વચ્ચેની એ વખતની મિત્રાચારી હજુ પણ છે. બી. એ. થઇ કાઠીયાવાડ એજન્સીના કેળવણી ખાતામાં તેઓ દાખલ થયા હતા અને પ્રથમ જામનગર હાઇસ્કુલમાં શિક્ષક તરીકે નિમાયા હતા. એ વખતે જામનગરમાં સ્થપાએલી શ્રીમાળી શુભેચ્છક સભાના તેઓ સેક્રેટરી થયા હતા. ત્યાંથી રાજકોટ અને જુનાગઢ બદલી થઇ પાછા રાજકોટ આવ્યા હતા. આ વખતથી એમની ભાવના મુંબઇ જેવા સ્થળે જઇ આગળ વધવાની ઉત્પન થએલી હતી. કુદરતે એ ભાવનાને પોષવા યોગ આપ્યો. મુંબઇમાં શેઠ મુળજી હરીદાસ કે જેઓ લોખંડના વહેપારના રાજા કહેવાતા હતા તેમનો મેળાપ થયો અને એમની લોખંડની પેઢીમાં તેઓ દાખલ થયા. કેળવણી ખાતાની નોકરીનું રાજીનામું અપાયું. લગભગ સાતેક વર્ષ એ પેઢીમાં કામ કર્યા પછી સ્ટેફન્સ એન્ડ નોલી નામની લોખંડનો વહેપાર કરનારી જરમન કંપની મુંબઇમાં સ્થપાઇ તેમાં તેઓ દાખલ થયા અને હિંદુસ્તાન બહારના દેશાવરોમાં વેપારનો બહોળો અનુભવ મેળવ્યો. સને ૧૯૧૪માં જ્યારે યુરોપની ભયંકર લડાઇ શરૂ થઇ ત્યારે એ જર્મન કંપની બંધ પડી. આથી તેમણે ત્રિવેદી એન્ડ કંપનીની સ્વતંત્ર પેઢી શરૂ કરી લોખંડનો વેપાર મોટા જથ્થામાં શરૂ કર્યો અને એમાં લાખો રૂપીયા મેળવવા પામ્યા છે. હાલ એમની પેઢીની શાખાઓ યુરોપમાં એન્ટવર્પ અને બંગાળામાં કલકત્તામાં છે. આ રીતે તેઓ સાહસ અને ખંતથી વેપારમાં અને પ્રતિષ્ઠામાં આગળ વધ્યા છે.

જાહેર સેવાની ભાવની અભિવૃદ્ધિ થતાં તેઓ થાણા જીલ્લા તરફથી સને ૧૯૨૧, ૨૨, ૨૩ માં મુંબઇની ધારાસભામાં સભાસદ તરીકે ચુંટાયા હતા. આ વખતે દેશમાં અસહકારનો પવન પુરજોસમાં ચાલતો હતો. ધારા સભામાં રહી એમણે પ્રજાની બનતી સેવા કરી છે. તેઓ પ્રાર્થના સમાજના અનુયાયી છે. અને મુંબઇના પ્રાર્થના સમાજમાં આગળ પડતો ભાગ લે છે. ધર્મ સંબંધી એમના વિચારો વિશાળ છે. તેઓ જ્ઞાતિના વાડાઓને માનતા નથી. પરંતુ સર્વ માનવ પ્રાણીની સમાનતામાં તેઓ શ્રદ્ધા માને છે. અને એ પ્રમાણે સાર્વજનીક હિતના કાર્યોમાં ઉમંગથી ભાગ લે છે. મુંબઇમાં

સ્થપાએલી ઇન્ડીઅન મરચન્ટસ ચેમ્બરમાં તેઓએ એક સભાસદ તરીકે કામ કર્યું છે. સને ૧૯૨૬માં ભાવનગર ખાતે મળેલી ભાવનગર રાજ્ય પ્રજાપરિષદના તેઓ પ્રમુખ ચુંટાયા હતા. કાઠીયાવાડ પ્રાણીરક્ષક પરિષદના પણ તેઓ પ્રમુખ નીમાયા હતા. કાઠીયાવાડ રાજકીય પરિષદોમાં તેમજ મુંબઇ ખાતે મળેલી દેશી રાજ્યોની પ્રજાપરિષદમાં પણ તેમણે આગળ પડતો ભાગ લીધેલો હતો. સંસાર સુધારા કોન્ફરન્સ અને એવી પ્રજાકિય સુધારાની કોન્ફરન્સમાં તેઓ ભાગ લેતા આવ્યા છે. પંઢરપુર અનાથાશ્રમ અને વિધવાશ્રમના તેઓ સુકાની છે. હાલમાં નામદાર સરકારે એમને જે. પી. બનાવ્યા છે. આપણી જ્ઞાતિમાં જો કોઇપણ પુરૂષ પહેલ વહેલાં ઇલાકાની ધારાસભાઓમાં લોકના સભાસદ તરીકે ચુંટાયા હોય અને સરકાર તરફથી જે. પી. બન્યા હોય તો તે શ્રી. ગીરજાશંકર ભગવાનજી પોતેજ છે. તેની સાથે જો કોઇપણ કુટુંબે વિલાયત જવાની પહેલ કરી હોયતો તે આજ કુટુંબ છે. અને તે શ્રી ગીરજાશંકર ભગવાનજીના સુધારક વિચારો અને દ્રઢ આત્મબળનેજ આભારી છે. એમના બીજા ભાઇ રા. લાલજી પહેલ વહેલા વેપાર અર્થે વિલાયત ગયા હતા. સૌથી નાના ભાઇ દલપતરામ એમનાં પત્નિ સાથે હાલ એમની એન્ટવર્પની પેઢીમાં વિલાયતમાંજ છે. જ્યારે ત્રીજા ભાઇ શીવશંકર અવસાન પામ્યા છે. એમના નામથી રૂા. ૫૦૦૦) પાંચ હજાર અલગ કાઢી તેના વ્યાજમાંથી જ્ઞાતિના વિદ્યાર્થીઓને, શિષ્યવૃતીઓ તેમજ છાત્રાલયમાં અર્ધ માફી આપે છે. પોતાના કુટુંબને તેમણે ઉંચા પ્રકારની કેળવણી આપી છે. રા. દલપતરામ બી. એસ. સી. થએલા છે. એમનાં મોટા પુત્ર રા. શાંતિલાલે વિલાયતમાં બી. એસ. સી. કામર્સનો અભ્યાસ કરેલો છે, જે હાલ કલકત્તાની પેઢીમાં મેનેજર છે. બીજા પુત્ર જયંતિલાલ પણ મેટ્રીક સુધી પહોંચેલા હોઇ હાલ એન્ટવર્પની પેઢીમાં છે. એમનાં પુત્રી કીકી બેને પ્રીવીઅસ સુધી અભ્યાસ કરેલો છે અને ઉમરલાયક થવા છતાં પણ હજુ લગ્ન કર્યાં નથી. એમણે સાંતાક્રુઝામાં પોતાનો બંગલો બંધાવ્યો છે. તેમણે પોતાની કંમ્પનીમાં મોટે ભાગે જ્ઞાતિબંધુઓનેજ નોકરીમાં રાખી પોતાની ફરજ અદા કરી છે.

## શ્રીમાન ત્રિભુવનદાસ પિતાંબરદાસ ત્રિવેદી.

એમનાં પિતા પિતાંબરદાસ માસ્તરના નામથી જાણીતા થએલા છે. તેમણે ભાવનગર સ્ટેટના કેળવણી ખાતામાં દાખલ થઇ અંગ્રેજી માસ્તર

તરીકે સારી લાયકાત મેળવેલી હતી. પેન્શનપર રિટાયર થયા બાદ ભાવનગર નિવાસ કરી જ્ઞાતિસેવાના કાર્યમાં આગળ પડતો ભાગ લેતા હતા. ભાવનગરની શ્રીમાળી શુભેચ્છક સભાના સંચાલકોને તેઓ હરવખત સલાહ અને સહાયતા આપતા હતા. લીંબડી કોન્ફરન્સમાં તેમણે જ્ઞાતિ ઉન્નતિના વિષયોની ચર્ચામાં સારો ભાગ લઇ પોતાના જ્ઞાન અને અનુભવનો લાભ આપ્યો હતો. સને ૧૯૨૨ માં તેમનું અવસાન થએલું છે.

આ કેળવણી પ્રિય પિતાના પુત્ર શ્રી. ત્રિભુવનદાસે પણ ઉંચા પ્રકારની કેળવણી લીધી છે. તેઓએ મહુવા, ભાવનગર અને મુંબઇ વિગેરે સ્થળે કેળવણી લીધી છે. તેઓ એમ. એ. થયા બાદ એલ. એલ. બી. પણ થયા છે. મેથેમેટિક્સ્ એમનો ખાસ વિષય છે અને તેથી તેઓ કોલેજમાં પ્રોફેસર તરીકે જોડાયા છે. પ્રથમ આગ્રા કોલેજમાં અને પછી સિંધમાં કરાંચીની જેઠમલ કોલેજમાં તેઓ પ્રોફેસર તરીકે કામ કરે છે. તેમ ઘણી વખત યુનિવર્સિટિ તરફથી પરીક્ષક નીમાય છે. સાહિત્યમાં પણ તેઓ સારો રસ લે છે, જો કે તેઓ વતનથી દૂર રહેવાથી જ્ઞાતિસેવાના કાર્યમાં લાંબો ફાળો આપી શકતા નથી તો પણ તેમની ચાહના વધારે છે, ભાવનગરની શ્રી. શુ. સભા અને લાઇબ્રેરીની સ્થાપના તેમજ શરૂઆતમાં તેની પ્રગતિ કરવામાં તેમણે ઉત્સાહથી ભાગ લીધો હતો. શ્રી હરગોવિન્દદાસ, શ્રી. છોટાલાલ વકીલ, શ્રીયુત્ રતિલાલ કાળીદાસ, સ્વ કેશવલાલ ઓઝા એઓ એકજ સાથે એલ એલ. બી. થયા છે. એમનો સ્વભાવ શાંત અને માયાળુ છે. એમનાં ન્હાનાં ભાઇ પરશોતમદાસ પણ બી. એ. થયા હોઇ કરાંચીમાં શિક્ષક તરીકે કામ કરેછે. કરાંચીમાં આ ભાઇઓએ પોતાની વિદ્વતા અને મીલનસાર વૃત્તિથી સારી લાગવગ મેળવેલી છે.

## શ્રીમાન્ સૂર્યકાન્ત ભાનુશંકર ત્રિવેદી.

તેઓ સ્વ. પિતાંબરદાસ જેઠાભાઇના વડીલ પુત્ર શ્રી. ભાનુશંકરભાઇના મોટા પુત્ર થાય. તેઓએ વિલાયતમાં લગભગ ત્રણ વર્ષ રહી એમ. આર. સી. પી. ની. ડોકટરની ઉંચા દરજાની પરિક્ષા પસાર કરી છે. વિલાયત જઇ આ પ્રમાણે ડીગ્રી મેળવનારાઓમાં આપણી જ્ઞાતિમાં તેઓ પહેલાજ છે. જ્યારે તેઓ વિલાયતથી અમદાવાદ આવ્યા ત્યારે સ્ટેશન ઉપર જ્ઞાતિનાં જુના અને નવા વિચારના જ્ઞાતિ બંધુઓએ, વૃદ્ધો અને યુવાનોએ મોટી સંખ્યામાં હાજર રહી એકજ ભાવથી સ્વાગત કરી તેમને માન આપ્યું હતું. ટી પાર્ટીઓ અને ડીનર પાર્ટીની ગોઠવણો પણ મોટા પ્રમાણમાં થઇ હતી. તેઓ એક આશાવાદી યુવક છે.

## શ્રીમાન્ રતિલાલ વિઠ્ઠલદાસ ત્રિવેદી.

આપણા જ્ઞાતિ ભૂષણ રા. બા. વિઠ્ઠલદાસ ગીરજાશંકર ત્રિવેદીના એ ત્રીજા પુત્ર થાય. એમનો જન્મ સંવત ૧૯૫૨ માં થએલો છે. તેમણે ઇ. સ. ૧૯૧૯–૨૦ માં એમ. એ. એલ એલ. બી, ની માનવંત પરીક્ષા પસાર કરી છે, આ ઉપરાંત એજ સાલમાં ગવર્નમેન્ટ ઑફ ઇન્ડીયાની ફાઇનેન્સની પરિક્ષામાં ઉત્તિર્ણ થએલ છે. આ પરીક્ષા પસાર કરનાર આપણી જ્ઞાતિમાં આ પહેલાજ ઉત્સાહી યુવક છે. આ પરીક્ષા પસાર કરવાથી પ્રથમ તેમની બિહાર ઓરિસામાં આસી. અકાઉન્ટન્ટ જનરલની જગ્યાએ નીમણુંક થઇ હતી. જ્યાં દોઢ વર્ષ રહ્યા બાદ પંજાબ ગર્વમેન્ટમાં આસી. એકાઉન્ટન્ટ જનરલ તરીકે નીમાયા હતા. ત્રણ વર્ષ બાદ તેઓ કલકત્તામાં પોસ્ટ અને ટેલીગ્રાફ ડીપાર્ટમેન્ટમાં આસી. એકા. જનરલ નીમાયા હતા. થોડો સમય ત્યાં રહ્યા બાદ તેઓ એજ ખાતામાં મુંબઇ ખાતે નીમાયા છે જ્યાં હાલ સુધી કામ કરે છે. બ્રિટિશ ગર્વમેન્ટમાં આ પ્રમાણે આવા ઉંચ્ચા દરજ્જાની નોકરી મેળવવામાં શ્રી રતીલાલ પહેલાજ આશાવાદી યુવક છે.

## શ્રીમાન્ પોપટલાલ મગનલાલ ઓઝા.

નાનપણથીજ સ્વતંત્ર જીવન ગુજારવાના સિદ્ધાંતવાળા મનુષ્યો ઉંચા પ્રકારની કેળવણી લીધા છતાં પણ નોકરીને નહિ સ્વીકારતાં સ્વતંત્ર ધંધો કરી પોતાના જીવનનો ઉચ્ચ આદર્શ દર્શાવનારા પુરૂષોમાં શ્રીમાન પોપટલાલ મગનલાલ ઓઝા, એમ. એ. એલ એલ બી. મુકાય છે. એમનો જન્મ અમદાવાદ જીલ્લે રાણપુરમાં ઇ. સ. ૧૮૮૫ના નવેમ્બરની ત્રીજી તારીખે થએલો છે. એમના પિતાશ્રી વડીલોપાર્જીત વ્યાજ વટાવની પેઢીનો ધંધો ચલાવતા આવ્યા છે. છતાં તેમનામાં કેળવણીના સંસ્કારનું આરોપણ સારી રીતે થયેલું હોવાથી પોતાના પુત્રોને ઉંચા પ્રકારની કેળવણી આપવાનું ઇચ્છયું હતું અને એનેજ પરિણામે પોપટલાલભાઇ એમ. એ. એલ એલ. બી. સુધીનું માનનીય શિક્ષણ મેળવી શકયા છે.

રાણપુર સાધારણ કસ્બો હોવાથી તથા એ સમયમાં અંગ્રેજી કેળવણી લેવા પુરતાં સાધનો નહતાં એટલે સામાન્ય સગવડ પુરતું સામાન્ય શિક્ષણ રાણપુરમાં મેળવ્યા બાદ વધુ શિક્ષણ લેવાની ઇંતેન્જરી હોવા છતાં પણ બહારગામ જવાને કોઈ માર્ગદર્શક તેમજ જોઇતી સવડતા ન હોવાથી મ્હોટી મુશ્કેલી ઉભી થયેલી, પરંતુ દેશમાં થઇ ગયેલા મહાપુરૂષોએ જેમ

આવેલી આફતોમાં હિંમત નહી હારતાં પોતાના મક્કમ વિચારોને અમલમાં મુકવા આવતા આવરણોને દુર કરી શુભેચ્છાઓ પ્રાપ્ત કરવાને સફળતા મેળવી છે તેમ પોપટલાલભાઇ પણ ઉંચી કેળવણી મેળવવાને આવતી અગવડતાઓ વેઠવાને તત્પર બન્યા. ઇ સ ૧૯૦૨માં તેઓ જાતે રાજકોટ ગયા અને ત્યાંની કાઠીયાવાડ હાઇસ્કુલ કે જે હાલ સૌરાષ્ટ્ર હાઈસ્કુલ તરીકે દેશના યુવકોને શિક્ષણ આપી રહેલ છે તેમાં દાખલ થયા. એ વખતે એ સ્કુલમાં જાણીતા શિક્ષક તરીકે રણછોડલાલ ખંભાતી હેડમાસ્તર હતા. તેમની પાસે સંગીન શિક્ષણનો લાભ મેળવ્યો. એકજ વર્ષ બાદ એટલે કે ઇ. સ. ૧૯૦૩માં ભાવનગર હાઇસ્કુલમાં મેટ્રિકનો અભ્યાસ કર્યો અને પહેલેજ વર્ષે મુંબઇ યુનીવર્સિટીની પરિક્ષા પસાર કરી આગળ વધવાની ઉત્કંઠા તો હતીજ એટલે ભાવનગર સામળદાસ કોલેજમાં દાખલ થઇ પ્રિવિયસ, ઇન્ટર અને બી. એ. સુધી અભ્યાસ કર્યો. ઐચ્છિક વિષય તરીકે લોજીક અને મોરલ ફિલોસોફી રાખ્યાં હતાં. આ વિષયો પ્રોફેસર નરભેશંકર કાઠીયાવાડી તે વિષયના પ્રોફેસર હોઇ ઘણી સારી રીતે શીખવેલા અને તેનું પરિણામ ફિલોસોફીના સિદ્ધાંતો જીવનમાં ઓતપ્રોત કરવાને સાધન રૂપ થઇ પડયા. ઇ. સ. ૧૯૦૭ માં બી. એ. ની પરિક્ષા પસાર કર્યા બાદ એમ. એ. થવાની તત્પરતાએ પુનાની ફરગ્યુસન કોલેજમાંથી પ્રોફેસર ભાટે સાહેબના લેકચર્સ સાંભળી અભ્યાસ આગળ વધાર્યો. ૧૯૦૯ માં રાણપુરમાં જે અંગ્રેજી સ્કુલમાં તેમણે શરૂઆતનું શિક્ષણ મેળવેલું અને એમના ઉંચી કેળવણીના માર્ગદર્શક આધારરૂપ હતી તે મીસીસવ્હીટલ એંગ્લો વર્નાકયુલર સ્કુલમાં ઓનરરી હેડમાસ્તર તરીકે થોડો વખત કામ કર્યું અને એજ સાલમાં એમ. એ. ની પરિક્ષા પસાર કરી. આટલેથી સંતોષ નહિં થતાં કાયદાનો અભ્યાસ કરવાને એમની તિવ્ર ઉત્કંઠાએ ગવર્મેન્ટ લો કોલેજનો અભ્યાસ શરૂ કર્યો અને તેમાં ઉત્તિર્ણ થવા સદભાગી નીવડયા. ઇ. સ. ૧૯૧૨માં ધંધાર્થી જીવનની શરૂઆતમાં બરોડા સ્ટેટમાં કેળવણી ખાતામાં ડેપ્યુટી૰ એજ્યુ૰ ઇન્સ્પેકટરની નોકરી લીધી. પરંતુ પોતાનું જીવન નોકરીમાં જોડી પરવશ નહિ બનાવતાં સ્વતંત્ર ધંધો ચલાવી ભાગ્ય અજમાવવાની અભિલાષાએ થોડા સમયમાંજ એ નોકરી છોડી અને અમદાવાદમાં સ્વતંત્ર વકીલ તરીકે ધંધો શરૂ કર્યો. વખત જતાં ધંધો આગળ વધ્યો અને ખાસ કરીને ફોજદારી વકીલાતમાં કેસ ચલાવવાની બાહોશીથી સારી નામના મેળવી. આજે તેઓ એક સારા વકીલ તરીકે અમદાવાદ ડીસ્ટ્રીકટમાં જાણીતા થયેલા છે.

તેઓ છ ભાઇઓ છે. તેમના મોટા ભાઇનું નામ ભાઇશંકર તેઓ ભુજમાં પોસ્ટ ઇન્સ્પેકટર તરીકે પોસ્ટ ખાતામાં કામ કરે છે. તેમના નાના ત્રણ ભાઇઓમાં શ્રી૦ છોટાલાલ એલ. સી. ઇ. થએલા હોઇ હાલ બી. બી. એન્ડ સી આઇ રેલ્વે બરોડા ડીવીઝનમાં આસિ૦ ઇજનેરના હોદ્દા ઉપર છે. શ્રી૦ મણિલાલ બી. એ. હોઇ સુરત ગવર્મેન્ટ હાઇસ્કુલમાં કામ કરે છે. શ્રી૦ રતિલાલ એમ. બી. બી. એસ હોઇ બરોડા સ્ટેટમાં મેડીકલ ખાતામાં હાલ ડૉક્ટર તરીકે કામ કરે છે. જ્યારે રા. નારાયણ પણ બી. એ. થએલા છે. અને અમદાવાદમાં વેપારી લાઇનમાં જોડાયા છે. એકંદરે ભાઇઓ સારી કેળવણી પામેલા અને સારી કામગીરી ઉપર હોઇ ઉછરતા યુવકોને દ્રષ્ટાંત રૂપે છે.

તેમનું લગ્ન સાણોદર ગામે થએલું છે. સંતાનમાં હરિપ્રસાદ, ઇંદ્રવદન અને રમણલાલ એ ત્રણ પુત્રો તથા સુશિલા નામની એક પુત્રી છે. પોતાના સંતાનોને સારી કેળવણી આપવાને તેમજ સંસ્કારી બનાવવાને તેઓ બની શકતો યત્ન કરી રહ્યા છે.

આધુનિક કેળવણીમાં કેળવાયા છતાં અને અનેક સુધારકોનાં સહવાસમાં આવ્યા છતાં તેઓએ પોતાનું જીવન જેમ બને તેમ સાદું, સરળ, મમતાળુ બનાવવાનો ઉચ્ચ આદર્શ લક્ષમાં રાખેલો છે. તત્વજ્ઞાનના ઉંડા અભ્યાસે તેઓનું જીવનસૂત્ર 'Help yourself' અને Heaven helps those who help themselves' ઉપર ઘડાએલું હોઇ એજ ઉમદા માર્ગે વહન કરી રહ્યું છે. ઉંચા પ્રકારની કેળવણી લઇ મનઇચ્છિત વૈભવો ભોગવવાને મનને નબળું બનાવનારાઓ જેઓ આધુનિક સમયમાં કેળવણીને લજવે છે ત્યારે શ્રીયુત પોપટલાલભાઇ ઉંચી કેળવણીને પોતાના ઉચ્ચ જીવનથી દીપાવી રહ્યા છે એ આનંદની વાત છે.

## શ્રીમાન્ હરગોવિન્દ મણિશંકર ત્રિવેદી.

તેમનો જન્મ. સં. ૧૯૩૬ ના આશ્વિન વદ ૮ ના રોજ થએલો છે. ગોત્ર પારાશર છે. તેમના ચી. રા. હરિપ્રસાદ એલ. એલ. બી. નો અભ્યાસ કરે છે. તથા ચી. માધવલાલ ઇંગ્રેજી ચોથા ધોરણમાં છે બાકીના ત્રણ ગુજરાતી અભ્યાસ કરે છે. તેઓ મૂળ ભાવનગરના વતની છે. તેમના પિતા શ્રીમાન મણિશંકરભાઇ ભાવનગરની જ્ઞાતિમાં



શ્રી૦ જેશંકર મગનલાલ ઓઝા

પૃ૦. ૧૩૪







શ્રી૦ જયાનંદ છગનલાલ ત્રિવેદી.

પૃ૦. ૧૩૫

સારો ભાગ લેતા. તે આ જસદણ સ્ટેટના વકીલ તરીકે સોનગઢમાં પ્રાંતની ઓફિસમાં કામ કરતા અને કાઠીયાવાડ એજન્સીના વકીલની સનદ ધરાવતા હોવાથી બીજા પણ કેસો લેતા હતા. કેળવણી ઉપર તેમને પ્રેમ હતો અને હરગોવિન્દભાઇએ લીધેલી ઉંચી કેળવણી તેનું પ્રત્યક્ષ પરિણામ છે. તેમણે ભાવનગર હાઇસ્કૂલ અને કૉલેજમાં બી. એ. સુધી અભ્યાસ કરેલો છે. ૧૯૦૯માં જે એક સાથે પાંચ જ્ઞાતિ યુવાનો બી. એ. એલ. એલ. બી. પાસ થયા હતા તે પૈકીના એક હરગોવિન્દદાસ ભાઇ છે. તેમણે પાસ થઇ પોતાના પિતાની પાસે સોનગઢમાં રહી વકીલાતના ધંધાની શરૂઆત કરેલી પરંતુ ઇ. સ. ૧૯૧૨માં સરદારગઢ તાલુકામાં કારભારી તરીકે નિમાવા મરહુમ મહારાજા સાહેબ ભાવસિંહજીએ પસંદ કરી તેમને મોકલેલા, જ્યાં તેઓની પસંદગી થએલી. લગભગ ચાર વર્ષ સુધી સરદારગઢ તાલુકામાં કારભારી તરીકે કામ કર્યા પછી ભાવનગર સ્ટેટના સોનગઢ ખાતેના પ્રાંત વકીલ નિમાયા. તેઓ બુદ્ધિશાળી અને શાંત પ્રકૃતિના હોવાથી અમલદાર વર્ગમાં તેમજ સમાગમમાં આવેલાઓમાં સારો ચાહ સંપાદન કરી શકે છે. આને પરિણામે મર્હુમ મહારાજાશ્રી ભાવસિંહજીના સ્વર્ગવાસ બાદ ભાવનગરનો રાજકારભાર ચલાવવાને સરકાર તરફથી કાઉન્સિલ ઑવ-એડ્મિનિસ્ટ્રેશનની નિમણુંક થઇ ત્યારથી તેના સેક્રેટરીઓ પૈકી એક તરીકે હરગોવિંદદાસભાઇ નિમાયા છે. ત્યાં તેઓએ પોતાની ઉજ્વલ કારકિર્દિથી કાઉન્સિલરોનો તથા પ્રજાનો પ્રેમ સંપાદન કરેલો છે. હજી પણ તેઓ કાઉન્સિલના સેક્રેટરીના કામ સાથે પ્રાંત વકીલનો હોદ્દો પણ ભોગવે છે.

તેમનું લગ્ન ઉમરાળે થએલું છે. તેમનો કુટુંબ પારવાર બહોળો તથા સંસ્કારી છે તેમના પિતાશ્રીનું અવસાન પાંચ વર્ષ ઉપર થએલું ત્યારથી તેઓએ જ્ઞાતિ સેવાના કાર્યોમાં પણ સારો ભાગ લેવા માંડયો છે અને નવયુવાનોમાં ઉત્સાહ પ્રેરે છે.

ભાવનગરમાં ચાલતું પ્રેમશંકર ધનેશ્વર શ્રીમાળી બ્રાહ્મણ છાત્રાલયનું અસ્તિત્વ અને વ્યવસ્થા તેમની ખંત અને મહેનતનું પરિણામ છે. ભાવનગર બોર્ડિંગનું સ્થાયી ફંડ વધારવાને તેઓ બનતો પ્રયત્ન કરે છે અને પ્રસંગોપાત બહારગામ જઇ લાયક જ્ઞાતિ બંધુઓને વિનંતિ કરી ફંડમાં નાણાં ભરાવવા કાળજી દર્શાવે છે. જ્ઞાતિ પરત્વેની આ તેમની નિસ્વાર્થી સેવાવૃત્તિ અન્ય ભાઇઓને અનુકરણીય છે.

## શ્રીમાન્ રતિલાલ કાલિદાસ ત્રિવેદી.

એ ભાવનગરના વતની છે. એમના પિતાશ્રી કાળિદાસ કેળવણી ખાતામાં માસ્તર હતા એટલે એમના પુત્રને તેઓ કેળવણીમાં રસ લેતા બનાવ્યા છે. શ્રીમાન્ રતિલાલનો જન્મ તા. ૧૬–૯–૮૩ ની દિવસે ભાવનગરમાં થયેલો છે. તેમનું મોસાળ તળાજામાં, પણ તેમની માતાનું અવસાન યુવાવસ્થામાં થયેલું હોવાથી તેમના પિતાશ્રી બીજીવાર ધોળકા પરણેલા હતા. તેમની અપરમાતા હજુ જીવે છે. તેમને એક પુત્રી થયેલાં હતાં જે રાજકોટવાળા ડૉ. અનુલાલ પ્રાણજીવન ઓઝા સાથે પરણાવેલાં હતાં.

શ્રીમાન્ રતિલાલે ગુજરાતી કેળવણી લીધા બાદ ભાવનગર આલ્ફ્રેડ હાઇસ્કુલમાં અંગ્રેજી સાતમા ધોરણ સુધીનો અભ્યાસ કરેલો. ઇ: સ. ૧૮૯૭ માં તેઓએ લગભગ ૧૪ વર્ષની વયમાંજ મુંબઇ યુનિવર્સિટિની મેટ્રિકની પરિક્ષા પાસ કરેલી છે. તે બાદ તેમણે આગળનો અભ્યાસ વધારવાની ઉત્કંઠાથી ભાવનગર શામળદાસ કોલેજમાં દાખલ થઇ શિક્ષણ લેવાનું શરૂ કર્યું. ધીમે ધીમે આગળ વધતાં ૧૯૦૩ માં બી. એ. ની પરિક્ષા પસાર કરી. એજ સાલમાં તેમના જીવનમાં ભારે આઘાત થયો. તેમના પિતાશ્રી ભાવનગરમાં મહામારીનો ભોગ થઇ પડયા. ઉમરેઠ નેટિવ ઇન્સ્ટિટયુટમાં હેડમાસ્તરની જગ્યા ઉપર તેઓ નિમાયા. આજીવિકા મેળવવાના પ્રથમ પગથિયા તરીકે તેમની આ નોકરી હતી. એક તરફથી આવી રીતે નોકરીમાં જોડાયાં છતાં બીજી તરફથી કાયદાનો અભ્યાસ કરી આગળ વધવાની ઇચ્છા હતી એટલે લગભગ દોઢેક વર્ષ ઉમરેઠમાં રહી નોકરી છોડી મુંબઇ જઇ લૉકલાસમાં દાખલ થયા. આ વખતે મુંબઇમાં તેઓ સ્વર્ગસ્થ શેઠ સર ત્રિભોવનદાસ મંગળદાસ નથુભાઇના પ્રાઇવેટ સેક્રેટરિ તરીકે કામ કરતા હતા. તેઓ ૧૯૦૯ માં L. L. B. થયા અને ભાવનગરમાં વિઠ્ઠલદાસ ગિરજાશંકર સરકારી વકીલ તરીકે કામ કરતા હતા તેમની દેખરેખ નીચે વકીલાતનો ધંધો શરૂ કર્યો. થોડા વખત આ કામ કર્યા બાદ ઇ. સ. ૧૯૧૧ ના મધ્યમાં વળા સ્ટેટમાં તેઓ ડેપ્યુટિ ન્યાયાધિશ તરીકે નીમાયા, અને એ જગ્યા ઉપર વળાઠાકોર સાહેબનો સારો ભાવ મેળવી ચાંઠી વર્ષ સુધી કામ કર્યું. પરંતુ આગળ વધવાની અભિલાષાએ અને ઇશ્વરી સંકેત પ્રમાણે તેમની નિમણુંક નાના સ્ટેટમાંથી અમદાવાદ ડીસ્ટ્રીકટમાં પોલિસ પ્રોસિકયુટરની જગ્યાએ થવાથી તા. ૧–૧૦–૧૩ થી બ્રિટિશ નોકરીમાં જોડાયા. ૧૯૧૯ માં ભરૂચ ડીસ્ટ્રીકટમાં

તેમની બદલી થયેલી પરંતુ ત્રણ મહિનાની ટુંક મુદત બાદ તેઓ બી. બી. એન્ડ. સી. આઇ. રેલ્વેમાં પોલિસ પ્રોસિક્યુટર તરીકે અમદાવાદ હેડક્વાર્ટરમાં નીમાયા છે જ્યાં હાલ તેઓ કામ કરે છે. આ પ્રમાણે શ્રીયુત રતિલાલ પોતાની આપહોંશિયારી અને કાયદાના બહોળા અનુભવથી આગળ વધવા ભાગ્યશાળી બન્યા છે. તેઓ પોતાનું જીવન સાદું અને સત્યપ્રિય રાખવાની ખંત ધરાવે છે. તેઓ સ્વભાવે શાંત અને મિલનસાર છે.

તેમનું પ્રથમ લગ્ન ૧૮૯૬ માં લાઠી મુકામે થયેલું હતું; પરંતુ તે બાઇનું યુવાવસ્થામાં ઇ. સ. ૧૯૦૫ માં અવસાન થતાં તેમનીજ નાની બેન સાથે તેજ સાલમાં બીજું લગ્ન થએલું હતું. આ બાઇ પણ ઇ. સ. ૧૯૨૬માં દેવગત થયાં છે. તેમને બે સ્ત્રીઓના મળીને ચાર છોકરા અને ત્રણ છોકરીઓ મળી સાત સંતાન છે. તેમના મોટા પુત્ર જયંતિલાલ ઇન્ટર સુધી પહોંચી મુંબઇમાં જાણીતા વેપારી શેઠ દેવકરણ મુળજીને ત્યાં હેડ કલાર્કની સારી જગ્યા ઉપર કામ કરે છે. શ્રીમાન્ રતિલાલને રા૦ શંકરપ્રસાદ નામના એક નાનાભાઇ છે જેઓ પ્રિવિયસ સુધી પહોંચી ભાવનગર સ્ટેટની નોકરીમાં દાખલ થયા છે જેઓ હાલ હજુર ઓફિસમાં કામ કરે છે.

જ્યારે શ્રીમાન્ રતિલાલ કોલેજમાં અભ્યાસ કરતા ત્યારે રા૦ છોટાલાલ પિતાંબરદાસ ઓઝા રા૦ હરગોવિંદદાસ મણિશંકર ત્રિવેદી, પ્રો૦ નરભેશંકર પ્રાણજીવન દવે, સ્વ૦ ગોરિશંકર ગોરધન તથા સ્વ. મગનલાલ નાનજી વગેરે મિત્રો પણ કોલેજમાં અભ્યાસ કરતા હતા. ઇ. સ. ૧૯૦૯ માં બી. એ. એલ. એલ. બી. ની પરિક્ષામાં આપણી જ્ઞાતિના વધારેમાં વધારે યુવકો બેઠેલા જેમાં સ્વ૦ કેશવલાલ મહાશંકર ઓઝા, રા૦ હરગોવિંદદાસ મણિશંકર ત્રિવેદી, રા૦ છોટાલાલ પિતાંબરદાસ ઓઝા, પ્રો૦ ત્રિભોવનદાસ પિતાંબરદાસ ત્રિવેદી અને શ્રી૦ રતિલાલ કાળિદાસ ત્રિવેદી હતા જેઓ બધા એક સાથે પસાર થયા છે.

## શ્રી૦ કેશવલાલ કરશનજી ઓઝા.

વાંકાનેરના જાણીતા ઓઝા કુંટુંબમાં ભાઇ કેશવલાલ બી. એ. એલ. એલ. બી. તરીકે પહેલાજ બહાર આવેલા છે. એમના પિતાશ્રી કરશનજી પ્રાણજીવન ઓઝા અમદાવાદની મેલટ્રેનીંગ કોલેજમાં સીનીયર થએલા હોઇ જુનાગઢ સ્ટેટના કેળવણી ખાતામાં જોડાએલા છે. તેઓ હાલ વણથ-

બીમાં ગુજરાતી સ્કુલમાં હેડમાસ્તર તરીકે કામ કરે છે. ભાઇ કેશવલાલે મેટ્રીક થયાબાદ જુનાગઢની બહાઉદ્દીન કોલેજમાં બી. એ. સુધીનો અભ્યાસ કર્યો છે. તેઓ ઇન્ટર આર્ટસમાં સેકન્ડ કલાસમાં પાસ થયા હતા. તેમજ ઇ. સ. ૧૯૧૮ માં બી. એ. માં સંસ્કૃત ઑનર્સમાં પાસ થયા હતા. ત્યાર બાદ તેમણે મુંબઇમાં રહી નોકરી કરી એલ. એલ. બી. નો અભ્યાસ શરૂ કરેલો અને સને ૧૯૨૧ માં એલ. એલ. બી. ની પરિક્ષા પાસ કરી હતી. કોલેજના અભ્યાસ દરમ્યાન વાંકાનેર સ્ટેટ તરફથી માસીક રૂા. ૧૦) ની બે વર્ષ સુધી તેમણે સ્કોલરશિપ મેળવેલી હતી. શરૂઆતમાં જુનાગઢમાં રહી વકીલાતનો ધંધો શરૂ કરેલો પરંતુ દોઢ વર્ષ બાદ સને ૧૯૨૨ના નવેમ્બરમાં લખતર સ્ટેટમાં સરન્યાયાધીશ તરીકેના માનવંતા હોદ્દા ઉપર નીમાયા, જ્યાં તેમણે લગભગ ચાર વર્ષ સુધી પ્રમાણીકપણે નોકરી કરી રાજા પ્રજા બંનેનો પ્રેમ મેળવેલો હતો. સને ૧૯૨૭ ના માર્ચમાં તેમની નીમણુક પોતાના વતન વાંકાનેરમાં ટ્રેઝરી ઓફીસર તરીકે થઇ ત્યારે લખતરની પ્રજા તરફથી ચાંદીનું કાસ્કેટ અને લખતરના ઠાકોર સાહેબ તરફથી પોશાક આપવામાં આવેલઅને તેમના સારા કામની કદર કરવામાં આવી હતી. એમના હાલનાં લગ્ન સ્વ મૂળશંકર જેઠાભાઇ ત્રીવેદીના પુત્રી સૌ. સાવીત્રી સાથે થએલા છે જેઓએ અમદાવાદના વનિતા વિશ્રામમાં મેટ્રીક સુધી અભ્યાસ કરેલો છે. આ સંસ્કારી દંપતી પોતાનું જીવન સુખરૂપ ગાળે છે. એમને એક પુત્ર અને પુત્રી થએલાં છે. રા. કેશવલાલના નાના ભાઇ મણીશંકર અમદાવાદના આર. સી. ટેકનીકલ ઇન્સ્ટિટયુટમાં સ્પીનીંગ વિવિંગ કલાસમાં બીજા વર્ષમાં અભ્યાસ કરે છે. એથી નાનાભાઇ વસંતરાય જુનાગઢની બહાઉદ્દીન કોલેજમાં ઇન્ટર આર્ટસમાં હાલ અભ્યાસ કરે છે જ્યારે એથી નાનાભાઇ પ્રાથમીક કેળવણી લ્યે છે. આ પ્રમાણે રા. કેશવલાલ સારા કેળવાએલા હોઇ પોતાના ભાઇઓને પણ સારી કેળવણી આપી રહ્યા છે. તેઓ સ્વભાવે શાંત મીલનસાર અને પ્રેમાળ અંતઃકરણના છે. જ્ઞાતિઉન્નત્તિ પ્રત્યે તેમનો સદ્‌ભાવ છે અને લીંબડી પરિષદમાં તેમણે હાજરી આપી જ્ઞાતિ ઉન્નત્તિના વિષયોની ચર્ચામાં ઉત્સાહથી ભાગ લીધો હતો.

## શ્રીમાન્ છોટાલાલ પીતામ્બર ઓઝા.

ભાવનગરમાં જાણીતા થઇ ગએલા બળીયા કુટુંબમાં એમનું કુટુંબ નામીચું ગણાય છે. એમના પિતાશ્રી સામાન્ય સ્થિતિના હોવા છતાં ભાવ-

નગરની જ્ઞાતીમાં જાણીતા થઇ ગયા છે, ભાઇ છોટાલાલ નાનપણથીજ, બુદ્ધિશાળી અને ભણવામાં હોંશીયાર હતા તેમણે ગુજરાતી ઉપરાંત બી. એ. સુધીનો અભ્યાસ કર્યા બાદ એલ. એલ. બી. ની પરિક્ષા પસાર કરી છે. સને ૧૯૦૯માં જ્યારે ભાવનગરના યુવાન જ્ઞાતિ બંધુઓ એક સાથે મોટી સંખ્યામાં એલ. એલ. બી થયા તે પૈકીના ભાઇ છોટાલાલ પણ એક છે. એલ. એલ. બી. થયા પછી રા૦ રતીલાલ કાળીદાસ ત્રીવેદીની સાથે ભાવ નગરમાં તેમણે વકીલાત કરવાનું શરૂ કર્યું હતું, પરંતુ થોડા સમયમાંજ તેમના ભાઇ રા૦ ચુનીલાલ એજન્સીમાં નોકર હોઇ વઢવાણકાંપમાં હતા. તેથી ભાઇ છોટાલાલે વઢવાણ કાંપમાં એજન્સીમાં વકીલાત કરવાને ઓફીસ ખોલી છે. વકીલાતનો અનુભવ, કામ કરવાની ખંત અને સત્ય નિષ્ટાથી તેઓ આ ધંધામાં સારી નામના મેળવી એક સારા વકીલ તરીકે પ્રખ્યાતી પામેલા છે. અસીલો તેમજ અમલદારોનો પ્રેમ પણ તેઓ મેળવી શકયા છે સાથે કમાણી પણ સારી થતી રહી છે. થોડાક વરસોથી વઢવાણ કાંપમાંજ તેમણે પોતાનું સુંદર મકાન બંધાવેલું છે. તેઓ સ્વામીનારાયણ સંપ્રદાયના ચુસ્ત અનુયાયી છે અને ધર્મ તથા પ્રમાણીકપણાથીજ આગલ વધી શકાય છે એ સિદ્ધાંતને જીવનમાં ઉતારી પોતાનું જીવન યશસ્વી બનાવી રહ્યા છે. રાજા રજવાડાઓમાં પણ તેઓ માનીતા થયેલા છે. સામાજીક સેવામાં એ તેઓ બનતો ફાળો આપે છે. વઢવાણ હીન્દુ અનાથાશ્રમની કાર્યવાહી કમીટીમાં તેઓ આગળ પડતો ભાગ લે છે. જ્ઞાતી ઉન્નતિ તરફ પણ તેમની લાગણી છે અને અમદાવાદમાં મળેલા સમસ્ત જ્ઞાતી સંમેલનમાં તેઓએ હાજરી આપી પોતાના ઉમદા વિચારો દર્શાવ્યા છે. જ્ઞાતિ છાત્રાલયોને પણ બનતી મદદ આપતા આવ્યા છે. તેમનું જીવન સાદું, નિરાભિમાની અને પ્રેમાળ છે. તેમનાં લગ્ન રા૦ છોટાલાલ દલપતરામ કવીની પુત્રી સાથે થએલાં છે આ સંસ્કારી દંપતી પોતાના બાળકોને સંસ્કારી કેળવણી આપ વાને હંમેશાં તત્પર રહે છે.

## શ્રીમાન્ ચીમનલાલ દયાશંકર ત્રિવેદી.

એમના વડીલો ભંડારીયાના વતની છે. એમના પિતા દયાશંકર વડો દરા રાજ્યમાં નાજરની જગ્યા ઉપર છે. તેમણે બી. એ. સુધી અભ્યાસ કરી પ્રથમ મુંબાઇમાં કેળવણીખાતાની નોકરીમાં જીવનની શરૂઆત કરેલી છે પરંતું નોકરીની સાથે એલ. એલ. બી. નો અભ્યાસ કરી તેઓ એલ.

એલ. બી થએલા છે. હાલ તેઓ માઉન્ટ આબુમાં કેન્ટોનમેન્ટ મેજીસ્ટ્રેટ સાહેબની કોર્ટમાં સારા પગારે હેડ કલાર્ક તરીકે કામ કરે છે. એમનું જીવન સાદું અને મીલનસાર છે. પોતાના શાન્ત સ્વભાવથી તેઓએ ઉપરી અમલદારો અને પ્રજા વર્ગમાં સારો પ્રેમ સંપાદન કરેલો છે.

## શ્રીમાન્ ત્રીભોવનદાસ મૂળશંકર ત્રિવેદી.

તેઓ ધ્રોળના વતની છે. સ્વ૦ વિદ્વાન વૈદ્યરાજ જટાશંકર લીલાધરના મોટા ભાઇ મુળશંકરના તેઓ પુત્ર થાય. તેમના પિતા એજન્સીના કેળવણી ખાતામાં નોકર હતા. કેળવણીપ્રીય પિતાના કેળવણીના સંસ્કારો તેમનામાં પણ ઉતરેલા છે. ભાઇ ત્રીભોવનદાસ જુનાગઢ બહાઉદીન કોલેજ તથા ગુજરાત કોલેજમાં અભ્યાસ કરી બી. એ. એલ. એલ. બી. ની ડિગ્રી પ્રાપ્ત કરી છે. તેમને કેળવણી આપવામાં તેમના મામા જગજીવનદાસ બાવાભાઇની સારી મદદ હતી. એલ. એલ. બી. થયા પછી તેમણે રાજકોટમાં પ્રેકટીસ શરૂ કરેલી. થોડા વખત પછી માણાવદર સ્ટેટમાં ન્યાયાધિશ નીમાયા હતા. માણાવદરના સ્વ. નવાબ સાહેબના તેઓ પ્રીતિપાત્ર હતા. નવાબ સાહેબ સ્વર્ગસ્થ થતાં તેઓ સ્ટેટના મુખ્ય એડમિનિસ્ટ્રેટર અને કારભારી તરીકે કામ કરે છે. તેઓ બેગમ સાહેબના સાચા સલાહકાર હોઇ પ્રજાનો ચાહ પણ તેમના ઉપર અતિશય છે. તેઓ ન્યાય બુદ્ધિથી કામ કરે છે, અને દુષ્કાળ જેવા પ્રસંગે પ્રજાનું દુઃખ ટાળવા બનતું કરે છે.

તેમને બે પુત્રો તથા પુત્રીઓ છે. રાજકોટમાં તેમણે ઘર વેચાણ રાખ્યું છે, અને પુત્રોને ત્યાં રાખી અંગ્રેજી કેળવણી આપે છે. તેઓ સ્વભાવે મિલનસાર આનંદી અને ગંભીર છે. તેમણે પોતાના મામાને છાજે તેવી સેવા કરણી રાખી છે, અને ભાઇ બ્હેન ભાણેજો વગેરે તરફ ખૂબ ચાહ દર્શાવવા સાથે તેમને સારી મદદ કરતા રહે છે. પોતાના સ્વ. પિતાશ્રીની પાછળ તેમણે ધ્રોળમાં દેશતેડું કર્યું હતું. પ્રસંગોપાત જ્ઞાતિ સંસ્થાઓને પણ તેઓ મદદ કરતા રહે છે.

## શ્રીમાન્ દલપતરામ માધવરામ ત્રિવેદી.

શાસ્ત્રીય જ્ઞાનની કાશીપુરી સમા બરકાલના તેઓ વતની છે. તેમના વડીલો શાસ્ત્રી તરીકે પ્રખ્યાતિ પામેલા હતા. તેમના વડીલભાઇ વેદમૂર્તિ રેવાશંકર માધવરામ પાસે તેઓએ અમદાવાદમાં રહી અંગ્રેજી કેળવણીનો અભ્યાસ કરેલો છે બી. એ. થયા પછી તેમણે મુંબઇમાં રહી

ગવર્નમેન્ટ લૉ [illegible] એલ. બી. ની પરીક્ષા [illegible] માં તેઓ [illegible] વકીલાત કરતા હતા. [illegible] વકીલ [illegible] કરજણ [illegible] માં વકીલાત કરે છે, અને [illegible] સમયમાં [illegible] વકીલ તરીકે જાણીતા થએલા છે. પોતાની કામ કરવાની ખંતથી [illegible] અમલદાર તેમજ પ્રજા વર્ગમાં માન સંપાદન કરેલ છે.

## શ્રીમાન્ કૃષ્ણલાલ કેશવલાલ ત્રિવેદી.

બાલ્યાવસ્થામાં નિરાધાર સ્થિતિમાં ગરીબાઇમાં ઉછરી ખંત અને ઉત્સાહથી અભ્યાસમાં આગળ વધી વગર સિફારસે પોતાની હોંશિયારીથી આગળ વધવામાં અને જુદા જુદા સ્થળોએ ઉંચ્ચા હોદ્દાની નોકરી મેળવનાર શ્રીમાન્ કૃષ્ણલાલ કેશવલાલ જાણીતા થયેલા છે. તેઓનું મૂળ વતન ધોધા છે. તેમનો જન્મ સંવત ૧૯૨૩ના કાર્તક વદ ૩ ને રવિવારને રોજ થયેલો છે. ૧૪ વર્ષની ઉંમરે પિતાજીનું અવસાન થયેલું. ત્રીજી અંગ્રેજી સુધી ધોધામાં અભ્યાસ કર્યા બાદ પાંચમા ધોરણ સુધી ભાવનગર અભ્યાસ કરેલો. છઠ્ઠું ધોરણ સુરતમાં વકીલ કાળાભાઇ લલ્લુભાઇ કાયસ્થને ત્યાં રહી મીશન સ્કુલમાં અભ્યાસ કરી પસાર કરેલું. આ સમયમાં તેમના માશીબા કાશીબાના આશિષ અને મદદ વખતો વખત મળેલાં. મેટ્રીકના અભ્યાસ માટે મુંબઇમાં ગોકળદાસ તેજપાલની બોર્ડિંગમાં તા. ૧૯–૩–૮૫ માં દાખલ થયા હતા અને મુંબઇ યુનીવર્સીટીની મેટ્રિકની પરિક્ષા પસાર કરી હતી. ત્યાર બાદ ૧૮૮૫ ના ડીસેંબરમાં ભાઇશંકર નાનાભાઇ સોલીસિટરની ઓફિસમાં નોકરીમાં જોડાઇ સ્વતંત્ર જીવનની શરૂઆત કરી. સાધારણ કારકુનથી શરૂઆત કર્યા બાદ આપહોંશિયારીથી અનુભવ મેળવી મેનેજીંગ કલાર્કની જવાબદારી ભરેલી જગ્યા મેળવવા તેઓ ભાગ્યશાળી થયેલા. આ સમય દરમિઆન કાયદાનો અભ્યાસ શરૂ કરેલો. ઈ. સ. ૧૮૮૭ ની આખરે અમદાવાદમાં તાલુકદારી સેટલમેન્ટ ઓફીસરની કોર્ટમાં તાલુકદારો તરફથી કામ કરવાને વકીલ તરીકે નીમાયા હતા. વખત જતાં કાયદાનું જ્ઞાન અને કામ ચલાવવાની પ્રવીણતા મેળવી લોકોનો સારો ચાહ મેળવેલો. આ કોર્ટમાં તેઓ ધંધુકા, ધોધા, સાણંદ, વીરમગામ વગેરેના તાલુકદારો તરફથી કામ કરતા હતા. લક્ષ્મીદેવી અને કીર્તિદેવીની કૃપા આ સમયે શરૂ થઇ અને પોતાનું બહોળુ દેવું આ વખતની કમાણીમાંથી તેઓએ ભરપાઇ કર્યું. ૧૮૯૨ની સાલમાં જસકા ગામનો ફોજદારી કેશ ધંધુકાની કોર્ટમાં [illegible] અને તે વખતે સામા પક્ષમાં કેસ ચલવવાને અમદાવાદથી નામાંકિત વકીલ આવેલા. તેઓની

એ કેસ ચલાવવાની ચાલાકી જોઇ કાયદાની પરિક્ષા પસાર કરવા તેઓએ તેમને સુચના કરી. આ ઉપરથી આ નોકરી છોડી કાયદાનો આગળનો અભ્યાસ શરૂ કર્યો. બીજેજ વર્ષે ભાવનગર સ્ટેટની વકીલાતની પરીક્ષામાં બીજે નંબરે પસાર થયેલા. ૧૮૯૪ ના ફેબ્રુઆરિમાં મુંબઈમાં ડીસ્ટ્રીક્ટ પ્લીડરની પરીક્ષા પાસ કરી સને ૧૮૯૫માં હાઇકોર્ટ પ્લીડરની પરીક્ષા બીજે નંબરે પસાર કરવા ભાગ્યશાળી બન્યા અને તુરતજ સ્વતંત્ર વકીલાતનો ધંધો અમદાવાદમાં શરૂ કર્યો. લોકોના ચાહની સાથે લક્ષ્મીદેવીની કૃપા શરૂ થઇ. અને ૧૮૯૬માં તો દેણગીના ભારમાંથી તદ્દન મુક્ત થયા. ધીમે ધીમે કાઠિયાવાડના કેસો વધવાથી ૧૯૦૦ માં ભાવનગરમાં ઓફિસ ખોલી. ૧૯૦૨ માં ભાવનગર હસ્તક ચાલતી કાઠિયાવાડ રેલ્વેના કાયમી વકીલ નીમાયા. પાલીતાણામાં જૈનો અને બારોટો વચ્ચે જે કેસ શરૂ થયેલો તેમાં બારોટો તરફથી તેઓ પાલીતાણાની કોર્ટમાં કેસ ચલાવવા ગયેલા અને કેસ ચલાવવાની તેમની બાહોશી અને યુક્તિ પ્રયુક્તિ ભરી દલીલો અને કાયદાના બહોળા જ્ઞાનથી પાલીતાણા ઠાકોર સાહેબે ખુશ થઇ તેમને તા. ૬-૫-૧૯૦૫ થી પોતાના હજુર એસિસ્ટંટ નીમ્યા અને એકટિંગ દિવાનનો ચાર્જ પણ સોંપ્યો. એકજ વર્ષ બાદ એટલે તા. ૧૩-૬-૦૬ થી તેઓ જસદણ સ્ટેટમાં મુખ્ય દિવાનના જોખમદારી ભરેલા હોદ્દા ઉપર નીમાયા. આ જગ્યા ઉપર તેમણે બાહોશીભરેલું કામ કરેલું તેના પરિણામે વળા સ્ટેટ તરફથી દિવાન તરીકે કામ કરવા માગણી થઇ અને એજન્સીની પરવાનગીથી ૧૮-૯-૧૧ થી જસદણ ઉપરાંત વળા સ્ટેટના દિવાન તરીકે કામ કરવું શરૂ કર્યું. ૧૯૧૨માં દુકાળના સંજોગે બે સ્ટેટનું કામ સાથે ન થઇ શકવાથી તેઓએ જસદણ છોડયું. લગભગ એકજ વર્ષ બાદ વળા પણ છોડયું અને તા. ૧૫-૧૨-૧૩ થી જેતપુર હજુર ઓફીસર નીમાયા. તા. ૨૫-૩-૨૪ થી પીઠડીઆ સ્ટેટના કારભારી બન્યા અને ૧૨-૭-૨૪થી ફરીને જેતપુર હજુર ઓફીસર નીમાયા. ૧૯૨૫ માં થાણા દેવડીના કારભારી તરીકે નીમાયા. થોડા સમય બાદ આ હોદ્દો પણ છોડયો અને હાલ ભાવનગરમાંજ રહી ભાવનગર, જુનાગઢ. જામનગર અને પોરબંદર સ્ટેટ રેલ્વેના વકીલ તરીકે કામ કરે છે. આ ઉપરાંત પ્રસંગોપાત કોઇ સ્પેશ્યલ કેસોમાં પણ જોડાય છે.

જેમ તેઓ વકીલાતના ધંધામાં પ્રવીણતા મેળવી શકયા છે અને દિવાન પદની જવાબદારી ભરેલી જગ્યાઓ સંભાળવામાં બાહોશી મેળવી શક્યા છે તેમ વૈદકનું જ્ઞાન પણ મેળવવાને ખંત ભરેલી કોશિશ કરી રહ્યા છે. તેમની માતાની આંખે મોતીયો આવ્યો હતો અને ઓપરેશન કરાવવા

છતાં પણ જ્યારે આંખ ન સુધરી ત્યારે મોતીયાની ખાસ દવા બનાવવા તરફ તેમનું લક્ષ ચોંટયું. તેઓ જેતપુર હઝુર ઓફીસર હતા ત્યારથીજ સુર્યના કિરણોથી દવાઓ તૈયાર કરી મોતીઆ જેવા ભારે રોગો ઓપરેશન વગર મટાડવાને પ્રયોગો શરૂ કરેલા. આ પ્રયોગોમાં તેઓએ કેટલેક અંશે સફળતા મેળવેલી છે, અને તે બદલના પ્રખ્યાત ડોકટરો અને સદ્‌ગૃહસ્થોના ઘણા સર્ટીફિકેટો તેઓને મળેલાં છે. અત્યારે પણ અવકાશના સમયમાં આવીજ દવાની શોધખોળમાં પોતાનો સમય વીતાવે છે.

તેમનો કુટુંબ પરિવાર પણ બહોળો છે. તેઓ પોતે ચાર વખત પરણેલા. તેમાં ચોથી વારનાં સ્ત્રી હાલ હયાત છે. એકંદર સંતાનમાં તેઓને પાંચ દીકરીઓ અને બે દીકરા છે. તે પૈકી મોટા દીકરાનું થોડા વખત ઉપર અવસાન થયેલું છે.

તત્વજ્ઞાની તરીકે પણ તેઓએ પોતાના જીવનને આગળ વધારવા બની શકતો પ્રયત્ન કરેલો છે. આ વિષયમાં તેમના તરફથી ૮ મુદ્દાઓ અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયા છે. તે તરફ જો મનુષ્ય જીવન વહન કરે તો તે પોતાના જીવનને ખરૂં મનુષ્યત્વ અપાવી શકે તેમજ મનુષ્ય જીવનની સિદ્ધિ પણ પ્રાપ્ત કરી શકે.

## શ્રીમાન્ ચુનીલાલ શામજી ત્રિવેદી.

ખંતથી અભ્યાસ કરી ઉંચી કેળવણી લઇ જુદી જુદી દિશાઓમાં જીંદગીનો સદ્‌વ્યય કરવામાં શ્રીમાન્ ચુનીલાલ શામજીનું નામ પ્રથમ પંક્તિમાં મુકાય એવું છે.

તેમનો જન્મ ભાવનગરમાં સંવત ૧૯૪૩ ના માઘ સુદ ૧૫ ના રોજ થયો હતો. તેઓ ભારદ્વાજ ગોત્રના અને ગઢડાના જાણીતા "ભૂપ" કુટુંબના છે.

રા. ત્રિવેદીના દાદા ગવરીશંકર ઓધવજી ભૂપ ગઢડામાં વેપાર કરતા હતા. સંવત ૧૯૫૦ ના અરસામાં રા. ચુનીલાલના પિતા ભાવનગર આવ્યા અને ભાવનગર રાજ્યની નોકરીમાં જોડાયા.

ચુનીભાઇના માતુશ્રીનું નામ મણીબેન છે. તેઓ ભાવનગરમાં "ડેલીવાળા" ના નામથી ઓળખાતા ગવરીશંકર ઓધવજીના પુત્રી થાય.

રા. ગવરીશંકર જસવતસિંહજી મહારાજની એક રાણીના વિશ્વાસુ નોકર હતા. તેઓ જો કે શરૂઆતથીજ રાજ્યકાર્યભારમાં પડયા હતા છતાં તેઓ જેટલા સાદા હતા તેટલાજ ભોળા અને ભગવતી હતા.

રા. ચુનીભાઇ પર તેમની માતુશ્રીના મા, તેમના દાદી દીવાળીબાનો શરૂઆતથીજ પ્રેમ હતો, તેને લઇનેજ તેઓ ઘણો ખરો વખત તેમના મોસાળમાંજ રહેતા. દીવાળીબા અશીક્ષિત હતા પણ દયાની દેવી હતા. તેમના આ સંસ્કાર બાળક ચુનીભાઇમાં સારી રીતે ઉતરેલા અને વખત જતાં તે વિકાસ પામ્યા.

સં. ૧૯૫૭ના અરસામાં ચુનીભાઇના પીતા શામજીભાઇ ગુજરી ગયા. તેમના પીતાના ગુજરી ગયા બાદ રા. ચુનીલાલના વિદ્યાભ્યાસનું કાર્ય તેમના મામા રા. રા. દુલભજી ગવરીશંકર તથા રા. રા. જટાશંકર ગવરી શંકર તથા તેમના માતુશ્રીપર આવી પડયું- અને તેમણે આ ફરજ સારી રીતે બજાવેલી છે.

રા૦ ચુનીભાઇના લગ્ન ત્રણ વખત થયેલા છે. પ્રથમ લગ્ન ભાવનગરમાં કેસરબાના કારભારી તરીકે જાણીતા થયેલા સ્વ૦ શીવશંકર ગોવિંદરામની પુત્રી મહાલક્ષ્મી સાથે, સં. ૧૯૬૦ ના અરસામાં થયેલ હતું. આ બાઇ લગ્ન થયા બાદ છએક વરસે ગુજરી ગયા. ત્યાર બાદ બીજું લગ્ન સં. ૧૯૬૬ના અરસામાં મહુવાવાળા રા. રા. મણીશંકર વિશ્વનાથની પુત્રી કંચનલક્ષ્મી સાથે ઉમરાળે થયેલું. આ સ્ત્રી પણ લગ્ન પછી બારેક વરસે ગુજરી ગયા. ત્રીજું લગ્ન સં. ૧૯૭૫ ના અરસામાં ધ્રાંગધ્રામાં રા. રા. ભાનુશંકર મકનજી ઓઝાની પુત્રી કમળાલક્ષ્મી સાથે થયેલું છે. આ સ્ત્રીથી તેમને એક ચંદ્રભાગા નામે દીકરી તથા એક શીવપ્રસાદ નામે પુત્ર છે.

રા. ચુનીભાઇએ ભાવનગરમાંજ કેળવણીની શરૂઆત કરેલી અને ઇ. સ. ૧૯૦૫ ની સાલમાં તેઓએ ભાવનગર આલ્ફ્રેડ હાઇસ્કુલના વિદ્યાર્થી તરીકે મુંબઇ યુનિવર્સિટિની મેટ્રીકયુલેશનની પરીક્ષા પસાર કરેલી છે. ત્યાર બાદ મુંબઇ રહી કાયદાનો અભ્યાસ શરૂ કર્યો અને ઇ. સ. ૧૯૦૮ માં તેમણે મુંબઇ હાઇકોર્ટની ડીસ્ટ્રીકટ પ્લીડર ની પરીક્ષા સારે નંબરે પસાર કરી, ઉપરાંત તેમણે અભ્યાસ ચાલુ રાખ્યો અને બીજે વરસે તેઓએ હાઇકોર્ટ પ્લીડર ની પરીક્ષા પણ પાસ કરી.

આ પરીક્ષા પસાર કર્યા છતાં તથા રાજ્યની નોકરીમાં જોડાયા છત પણ રા. ત્રિવેદીએ પોતાનો અભ્યાસ આગળ વધારવાનું વિસાર્યું ન હતું. ખંભાતમાં રહ્યા રહ્યા પણ તેમણે લંડનમાં બાર એકઝામીનેશન માટેના ધારાધોરણો, અભ્યાસક્રમ તથા પુસ્તકો વગેરેની માહીતિ હિંદી વિદ્યાર્થીઓને માટે ઇંગ્લાડમાં રાખવામાં આવતા અમલદાર તરફથી મેળવી,

અને તે પરીક્ષાના અભ્યાસક્રમના ઘણાખરા પાઠ્ય પુસ્તકોનો અભ્યાસ ખંભાતમાંજ પુરો કર્યો હતો.

આ પરીક્ષા પસાર કરવા માટે તેમને ઇંગ્લાંડમાં દોઢ વરસ રહેવાની જરૂર હતી. ઇંગ્લાંડ જવાની ઘણી ખરી તૈયારી તેમણે ઇ. સ. ૧૯૧૭ માં કરી રાખી હતી. પરંતુ ઇ. સ. ૧૯૧૪ ની સાલમાં શરૂ થયેલ એંગ્લો-ફ્રેંકો જર્મન વોર વખત જતાં ઘણી વધી પડી અને તેને લઇને ઇંગ્લાંડમાં વસતા હિંદી વિદ્યાર્થીઓને અભ્યાસની સગવડો ઓછી થતી ગઇ અને બીજી મુશ્કેલીઓ તથા ખર્ચ ઘણોજ વધી જવાથી આખરે ઇંગ્લાંડ જવાનો વિચાર બંધ રાખવો પડેલો.

જો કે રા. ચુનીભાઇ ઇંગ્લાંડ જઇ શકયાં નહિ છતાં તે અભ્યાસ પોતાને ઉચ્ચ પદવી પ્રાપ્ત કરવામાં મદદગાર થઇ શકે તે જોવા બહુ ઉત્સુક હતા. આ કારણને લઇને તા. ૧૮–૫–૨૫ ના રોજ મુંબઇની હાઇકોર્ટ તરફથી લેવામાં આવતી "એડવોકેટ" ની પરીક્ષામાં બેસવા તેમણે હાઇકોર્ટના ચીફ જસ્ટીસને અરજ કરી હતી. કારણકે વ્યવહારમાં એડવોકેટ અને બેરીસ્ટર વચ્ચેનો તફાવત જુજ છે. આ અરજી પણ કંઇક કાયદાની બારીકીને લઇને તા. ૩૦–૬–૨૫ ના રોજ નામંજુર થયેલી.

ધંધાની શરૂઆતમાં તેઓ ઈ. સ. ૧૯૦૬ ની શરૂઆતથી ઇ. સ. ૧૯૦૯ ની શરૂઆત સુધી શેઠ ગોકળદાસ તેજપાળ હાઇસ્કુલમાં શિક્ષક તરીકે જોડાયા હતા, તે બાદ હાઇકોર્ટ પ્લીડર થવાથી ૧૯૦૯ માં વકીલ તરીકે કામ કરવા ઉત્સુક બન્યા અને વકીલાતના ધંધાની શરૂઆત ખંભાતમાં કરી. થોડાજ સમયની વકીલાતમાં ચુનીભાઇએ પ્રજાનો તથા અમલદારોનો સારો પ્રેમ સંપાદન કર્યો. તેઓ નિડર, સ્વતંત્ર અને મિલનસાર વકીલ તરીકે ગણાતા હતા, અને તદન અજાણ્યા તથા બીનઓળખાણ વાળા શહેરમાં પણ તેઓ ટુંક સમયમાં સારી પ્રેકટીસ ધરાવતા હતા. થોડા સમય બાદ ખંભાતના દિવાન તરીકે કે. આર. બમનજીની નિમણુંક થયેલી. તેમના સમયમાં સરકારી વકીલની જગ્યા ખાલી પડતાં સ્થાનિક વકીલ મંડળમાંથી બમનજી સાહેબની પસંદગી રા. ચુનીભાઇ પર પડી અને ૧૯૧૪ ના એપ્રીલ માસમાં તેમની ખંભાત રાજ્યના પબ્લીક પ્રોસીક્યુટર તરીકે નીમણુંક થઇ. સરકારી વકીલ તરીકેનું રા. ચુનીલાલનુ કાર્ય સંતોષકારક માલુમ પડવાથી થોડાજ સમયમાં ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટની જગ્યા થોડાજ સમય માટે ખાલી પડતાં રા. ચુનીભાઇની ઇ. સ. ૧૯૧૫ ના ફેબ્રુઆરી માસમાં ફર્સ્ટ

ક્લાસ મેજીસ્ટ્રેટ તરીકે નીમણુંક થયેલી. આ વખતે તેઓ ખંભાત રાજ્યના કારખાનાઓના ફેક્ટરી ઇન્સ્પેકટર પણ હતા. લગભગ દોઢ વર્ષ સુધી આ પ્રમાણે કામ કર્યા બાદ, આ જગ્યાના કાયમના અમલદાર પાછા આવવાથી રા. ત્રીવેદી તેમની સરકારી વકીલની અસલ જગ્યાએ પાછા ફરેલા, પરંતુ થોડીજ મુદતમાં એટલે ઇ. સ. ૧૯૧૭ ના જુન માસમાં ખંભાત રાજ્યના ન્યાયાધિશની જગ્યા ખાલી પડતાં રા. ચુનીભાઇની તે જગ્યાએ નીમણુંક થઇ હતી.

આ કામગીરી દરમિયાન ઇ. સ. ૧૯૨૪ માં હિંદી સરકાર તરફથી એક સીવીલ જસ્ટીસ કમીટી નીમવામાં આવી હતી. આ કમીટીએ જે જે સુધારાઓ કરવાની સુચના કરી છે, તેમાંના ઘણા ખરા રા. ત્રિવેદીએ ઇ. સ. ૧૯૧૭ માં તેમની કોર્ટમાં દાખલ કર્યા હતા. આ ઉપરાંત ખંભાત ઘણું જુનું તથા પુરાણું શહેર હોવાથી એડમીનીસ્ટ્રેશન દરમીયાન આ શહેરની માપણી. કરવાનું કામ પહેલવહેલુંજ હાથ ધરવામાં આવ્યું હતું. અને તે કામ માટે એડમીનીસ્ટ્રેટર સાહેબની પસંદગી રા. ચુનીભાઇ પર પડી. તેમણે ઘણાજ ઓછા ખર્ચે અને ટુંક સમયમાં આ કામ પુરૂં કર્યું હતું.

ઇ. સ. ૧૯૨૩ ના જુલાઇ માસથી રા. ચુનીભાઇની ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ તરીકે નીમણુંક થઇ. અને અત્યાર સુધી તેઓ તે જગ્યાએ કામ કરે છે. આવા જોખમ ભરેલા હોદ્દા ઉપર રહી કામ કરતાં કટોકટીના મામલા સમયે પણ તેમણે સમયસૂચકતા તથા સમતોલપણું જાળવી રાખ્યું એ તેમની બાહોશીનું પરિણામ છે. ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ ઉપરાંત રા. ચુનીભાઇ સીટી સર્વે ઓફીસરનો ઓદ્ધો ધરાવે છે. રજીસ્ટ્રેશન ખાતું પણ તેમની દેખરેખ નીચે છે. ઇ. સ. ૧૯૨૬ ના માર્ચ માસમાં, "ધી બોમ્બે કોટન અને પ્રેસીંગ ફેકટરી એકટ" પ્રમાણે તેઓની ઇન્સ્પેકટર તરીકે નીમણુંક કરવામાં આવી છે.

અમલદારી ઉપરાંત સામાજીક પ્રવૃત્તિમાં પણ રા. ચુનીભાઇએ શરૂઆતથી ઉત્સાહ ભર્યો અને આગળ પડતો ભાગ લીધો છે. તેમના ખંભાતના વસવાટ બાદ દરેક દુષ્કાળના પ્રસંગે તથા ઓછા વરસાદને લઇને ઘાસની તંગીને વખતે, તેમણે પોતાનાથી બનતો પ્રયત્ન કર્યો છે. આવા સંકટનિવારણને અર્થે નિમાયેલી લગભગ તમામ કમીટીના રા. ચુનીલાલ એક ઉત્સાહી અને આગળ પડતો ભાગ લેનાર સભ્ય હતા. આવા પ્રસંગે જોઇતું ફંડ ઉઘરાવવા, તેની વ્યવસ્થા કરવા તથા તેના વ્યય પર દેખરેખ

રાખવામાં તેઓએ ઘણા સમયનો વ્યય કર્યો છે; એટલુંજ નહિ પણ તેમ કરવામાં કોઇને અપ્રિય થવાનો પ્રસંગ આવે તો પણ તેઓ પાછા હઠયા નથી. પુઅર હાઉસ સસ્તા ધાન્યની યોજના, મફત દવા વગેરે કામમાં તેમનો ઉત્સાહ હંમેશાં આગળ પડતો હતો.

ઇ. સ. ૧૯૧૪ ની સાલમાં ઇંગ્લાંડ તથા જર્મન વચ્ચે જે મહાન યુદ્ધ ચાલ્યું તે વખતે પણ રા. ત્રિવેદીએ ઘણું સારૂં કાર્ય કરેલું છે. આ કારણને લઇને તા. ૨૬-૨-૧૯ ના રોજ ગવર્નર જનરલ ઓવ ઇંડીયા ઇન કૌંસિલના હુકમથી તેમને એક સરટીફીકેટ ઓફ મેરીટ મુંબઇ સરકાર તરફથી એનાયત કરવામાં આવ્યું છે.

લડાઇ દરમીયાન દેશી રાજ્યોએ વોર લોનના સંબંધમાં કરેલી મદદ બાબે આભાર માનવા બાબતનો ગવર્મેંટ ઓવ બોમ્બે તરફથી તા. ૩૧ ૧-૨૦ ના રોજ પોલીટીકલ ખાતાનો નં. ૯૬૮ નો રેઝોલ્યુશન થયેલો છે. આ ઠરાવ પરથી જણાય છે કે ઉત્તર વિભાગના કમીશ્નર સાહેબે આ દીશામાં સારૂં કાર્ય કરનાર કેટલાએક ગૃહસ્થોના નામ મુંબઈ સરકાર તરફ મોકલી આપ્યા હતા. ખંભાત રાજ્યના ફક્ત બે નામજ હતા. આ બેમાંથી એક નામ રા. ત્રિવેદીનું હતું.

ખંભાત ઉપરાંત મલબાર, જાપાન વગેરે અન્ય દેશોમાં પણ ધરતીકંપ અગર રેલનું સંકટ આવેલું હોય તો તેવે પ્રસંગે પણ પોતાનાથી બની શકે તેટલી મહેનત કરી સંકટમાં આવનાર દેશને કંઇ પણ મદદ મળે તેવા પ્રકારની યોજના કરવામાં રા. ચુનીભાઇ હંમેશાં કાળજી રાખી ઉત્સાહપૂર્વક કામ કરતા- દુષ્કાળ, રેલ આગ અગર ધરતીકંપનું કોઇ પણ દેશમાં સંકટ આવી પડે તો તે પ્રસંગે દરેક માણસે પોતાનાથી બનતી મદદ કરવી જોઇએ એ એક મનુષ્યની મનુષ્ય પ્રત્યેની ફરજ છે તેમ તેઓ હંમેશાં કહે છે. ઇ. સ. ૧૯૨૭ના ચોમાસામાં ગુજરાત ઉપર આવેલા અતિવૃષ્ટિના સંકટ સમયે ખંભાતની પ્રજાને રાહત આપવાનું પ્રશંસનીય કાર્ય કરેલું છે.

ધર્મ સબંધી સંપૂર્ણ જ્ઞાન મેળવવા રા. ચુનીભાઇએ હિંદુ ધર્મના કેટલાક પુસ્તકો ઉપરાંત, તુલનાત્મક અભ્યાસ માટે બૌદ્ધ, જૈન, ઇસ્લામ, ખ્રિસ્તિ, ઝરથુસ્ત ધર્મના કેટલાક અગત્યના પુસ્તકો તપાસ્યા છે. થીઓસોફીકલ સોસાઇટીની ખંભાતની શાખના તેઓ પ્રમુખ અને ફ્રીમેસનરીમાં તેઓ "માસ્ટર મેસન"ની ડીગ્રી ધરાવે છે. લેખક તરીકે પણ મેળવેલા જ્ઞાનનો અનુભવ તેઓ પ્રસંગોપાત પ્રસિદ્ધિમાં મુકવાનું ચૂકતા નથી.

ઇ. સ. ૧૯૧૭-૧૮માં શ્રીમાળી અભ્યુદયમાં "પુનર્જન્મ"ના મથાળા નીચે જે લેખમાળા પ્રસિદ્ધ થયેલી તે રા. ચુનીભાઇ તરફથી લખાઇ હતી. આ ઉપરાંત ઇ. સ. ૧૯૨૫ ના મે માસથી સમાલોચક માસીકમાં "ગીતા-ભ્યાસ તેની આવશ્યકતા તથા પદ્ધતિ" એ મથાળા નીચે જે લેખમાળા પ્રસિદ્ધ થાય છે તે પણ રા. ત્રિવેદીએ આ વિષયના કરેલા અભ્યાસનું ફળ છે. ગીતા એક આધ્યાત્મિક પુસ્તક છે તેટલુંજ નહિં પરંતુ ગીતાનું જ્ઞાન માણસને વ્યવહારૂ ઉપયોગમાં પણ અનિવાર્ય છે તે સાબીત કરવાનો આ લેખમાળાનો ઉદ્દેશ છે. ગીતાના શ્લોકોના પર પડેલા મતભેદ દૂર કરી, સામાન્ય વાચકને સરળ રીતે વાંચતા ગીતામાંથી શું માલુમ પડી આવે તેમ છે તે બાબતનું સારૂં પૃથક્કરણ કરવામાં આવેલું જણાય છે. સમય મળતાં રા. ત્રિવેદી ઉપરના બંન્ને લેખો સ્વતંત્ર પુસ્તકો તરીકે બહાર પાડવા ઇરાદો ધરાવે છે.

જ્ઞાતિ ઉન્નતિ પ્રત્યે પણ રા૦ ચુનીભાઇ હૃદયનો ચાહ ધરાવે છે. અમદાવાદ શ્રીમાળી બ્રાહ્મણ છાત્રાલયને તેઓ પ્રસંગોપાત બક્ષિસો આપે છે. તેમણે લીંબડીમાં મળેલી સમસ્ત શ્રીમાળી બ્રાહ્મણ પરિષદ્ સમયે સહાનુભુતિ દર્શાવી વિચારશીલ સંદેશો મોકલ્યો હતો. ઇ. સ. ૧૯૨૮ ના ઓકટોબરમાં અમદાવાદ ખાતે મળેલી અખિલ ભારતવર્ષીય શ્રીમાળી બ્રાહ્મણ પરિષદના સ્વાગત મંડળના તેઓ પ્રમુખ ચુંટાયા હતા, અને પ્રમુખ તરીકે ભાષણ આપ્યું છે તે ઉત્સાહપ્રેરક, માર્ગદર્શક અને મનનીય છે.

## શ્રીમાન્ જેશંકર મગનલાલ ઓઝા.

એમનો જન્મ ધોળકામાં જાણીતા કૌશિકગોત્રી શલ્યા ઓઝા મહાદેવ કાશીરામના કુટુંબમાં સાતમી પેઢીએ સં. ૧૯૧૭ના વૈશાક વદ ૫ ને રોજ થયો હતો. તેમણે ગુજરાતી ઉપરાંત અંગ્રેજી ચોથા ધોરણ સુધી અભ્યાસ કરેલો છે. શરૂઆતમાં ધોળકામાં સબજજ કોર્ટમાં ઉમેદવાર તરીકે દાખલ થયા હતા, ત્યાંથી વડોદરામાં જગાતખાતામાં નીમાયા, પરંતુ આગળ વધ-વાની હોંશ અને સ્વતંત્ર ધંધો કરવાની જીજ્ઞાસાંએ તેમણે વકીલાતનો અભ્યાસ શરૂ કર્યો અને સંવત ૧૯૪૬ માં વડોદરા રાજ્યની વકીલાતની પરીક્ષામાં પાસ થયા અને વકીલાત શરૂ કરી. વડોદરામાં થોડો સમય કામ કર્યાં બાદ મિયાંગામ કરજણ મહાલમાં તેમણે વકીલાત કરી. ત્યાં ધંધામાં મેળવેલી પ્રવીણતાએ અમલદાર અને પ્રજાવર્ગમાં સ્નેહ સંપાદન કર્યો.

હાલ તેઓ ત્રણ વર્ષથી નિવૃત્તિ પરાયણ જીવન ગાળે છે. તેમના પિતાશ્રીનું અવસાન સં. ૧૯૭૨ માં થએલું. એમની માનું અવસાન નાનપણમાં થયેલું હતું. એમના લગ્ન ચાર વખત થયેલાં છે. એમને ચાર પુત્રો અને એક વિધવા પુત્રી છે, મોટા પુત્ર ચુનીલાલ મુંબઇમાં વિદેશીય કંપનીઓ સાથે આડતનો ધંધો કરે છે. જ્યારે બીજા પુત્ર ભોગીલાલ વીમા કંપનીઓના અનુભવી હોઇ હાલ પોતે બરોડા ઇન્સ્યુરન્સ કું. લીમીટેડ વડોદરામાં પોતે સ્થાપિત કરી તેના મેનેજીંગ ડાયરેક્ટર તરીકે કામ કરે છે, અને ત્રીજા પુત્ર છોટાલાલ વડોદરા રાજ્યની પ્રાંત પંચાયતથાં ઓડિટરનું કામ કરે છે જ્યારે ચોથા પુત્ર કાંતિલાલ રાજ્યની નોકરીમાં જોડાયા છે. હાલ જેશંકરભાઇએ પોતાનુ મકાન બનાવ્યું છે, અને વડોદરાના સ્થાયી વતની તરીકે બની રહ્યા છે. તેઓ ધર્મ ઉપર શ્રદ્ધાળુ અને પ્રાચીન સંસ્કૃતિના પોષક છે. નૃસિંહાચાર્યના તેઓ ખાસ ઉપાસક છે, અને તેમના તાત્વિક સિદ્ધાંતોના સારા અભ્યાસી છે.

## શ્રીયુત જયાનંદ છગનલાલ ત્રિવેદી.

એમનું ગોત્ર કૌશિક, એમનો જન્મ ભાવનગરમાં જાણીતા થયેલા ડેલીવાળા કોટેશ્વર રાજેશ્વરના કુટુંબમાં સંવત ૧૯૩૧ માં થયેલો છે. તેમના પિતાશ્રી એ સમયે નાણાવટીનો ધંધો કરતા હતા. તેઓ સાદા, ભોળા, પ્રમાણિક અને ધર્મ ઉપર શ્રદ્ધા રાખનારા હતા. તેથી ઋષિ નામથી ઓળખાતા હતા. તેમનું અવસાન સં ૧૯૫૬ માં થયેલું. તેમણે ગુજરાતી ઉપરાંત બી. એ. સુધી અભ્યાસ કરેલો પરંતુ પાસ થઇ શકયા નથી. તેમણે ભાવનગરની પ્રાઇવેટ સ્કુલમાં માસ્તર તરીકે નોકરીની શરૂઆત કરેલી અને એ દરમિયાન અભ્યાસ પણ શરૂ રાખેલો; ત્યારબાદ તેઓ જંબુસરની મિડલ સ્કુલમાં હેડમાસ્તર તરીકે નીમાયેલા, પરંતુ આગળ વધવાની જિજ્ઞાસાએ તેમણે વકીલાતનો અભ્યાસ શરૂ કર્યો હતો. એજ અરસામાં તેમની નિમણુંક છોટાઉદેપુર સ્ટેટમાં થએલી અને ત્યાંજ રહી તેમણે અભ્યાસ આગળ વધાર્યો અને ઇ. સ. ૧૯૧૨ માં ડીસ્ટ્રીકટ પ્લીડરની પરિક્ષામાં પાસ થયા. અને છોટાઉદેપુરસ્ટેટમાં પ્રોસીક્યુટર નીમાયા. પરંતુ સ્વતંત્ર ધંધાની જીજ્ઞાસાએ તેમણે નોકરી છોડી ગોધરામાં વકીલાતનો ધંધો શરૂ કર્યો. પરંતુ ગોધરામાં માફક ન આવવાથી ઇ. સ. ૧૯૧૩ માં તેઓ વડોદરે આવ્યા અને વકીલાતનો ધંધો શરૂ કર્યો. જ્યાં આપહોંશીયારી અને

મિલનસાર સ્વભાવના સંયોગે તેઓ પોતાના ધંધામાં આગળ વધવા પામ્યા. વકીલ મંડળ, અમલદારો અને અસીલોની પ્રીતિ સંપાદન કરી. હાલ તેઓ સારા નામાંકિત વકીલ તરીકે પોતાનો ધંધો ચલાવી રહ્યા છે. વડોદરામાં ઘરનું મકાન બાંધી વડોદરાને પોતાનું વતન બનાવ્યું છે. તેમનું લગ્ન સત્તરવર્ષની વયે વઢવાણમાં થયેલું હતું. તેમના પત્નિનું નામ ગોદાવરી છે. તેમને હર્ષદરાય નામે એક પુત્ર તથા બે પુત્રીઓ છે. હર્ષદરાય હાલ એલ. એલ. બી. નો અભ્યાસ કરે છે.

## શ્રી ચકુભાઈ વલમજી ઓઝા.

મોરબીમાં સામવેદી શાખામાં વલમજી વસ્તાણીનું કુટુંબ ઘણું જાણીતું અને આગળ પડતું થયું છે. તેઓ ૬૫ વર્ષની ઉંમરે સંવત ૧૯૪૫ માં દેવલોક પામ્યા હતા. એમને ચાર પુત્રો અને ત્રણ પુત્રીઓ હતા. સૌથી મોટા પુત્ર નરભેશંકર મોરબી સ્ટેટમાં બંદર ખાતાના કારભારી હતા. ચકુભાઇ, વલમજી વસ્તાણીના બીજા પુત્ર થાય. તેમણે ગુજરાતી અને અંગ્રેજી કેળવણી લીધી છે. શરૂઆતથી તેઓ રાજ્યની નોકરીમાં દાખલ થયા છે, અને ફર્સ્ટકલાસ મેજીસ્ટ્રેટ, મીલસુપ્રીન્ટેન્ડન્ટ, મ્યુનિસિપલ કમીશનર, બેંકમેનેજર, મુંબઇ ખાતેના મોરબી સ્ટેટના એજન્ટ. પોર્ટ ઓફિસર, મહારાજ કુમાર સાહેબના ટયુટર, સ્ટેટ. એકાઉંટ ઓડીટર વગેરે જગ્યાએ તેમણે કામ કરેલું છે; હાલપણ તેઓ દીવાન ઓફિસમાં કામ કરે છે, તેઓ મોરબાની જ્ઞાતિમાં તેમજ પ્રજાજનોમાં આગેવાન ગણાય છે. સાચા સલાહકાર છે. રાજાપ્રજામાં એમનું માન સારૂં છે. એમને બે પુત્રો છે. એમના નાનાભાઈ વલમજી નાનાલાલ કેળવણી ખાતામાં ડેપ્યુટી ઇન્સ્પેકટર છે. જ્યારે સૌથી નાના ઓધવજી અંગ્રેજી હાઇસ્કુલમાં માસ્તર છે.

## શ્રીમાન્ જગજીવનદાસ બાવાભાઇ ઓઝા.

જ્ઞાતિમાં જાણીતા થઇ ગયેલા સ્વ. બાવાભાઇ મીઠારામના તેઓ પુત્ર થાય. તેમણે અંગ્રેજી કેળવણી લીધા બાદ સરકારી નોકરીમાં જીવન શરૂ કર્યું હતું. તેઓ કાર્ય કુશળ હોવાથી ઝાલાવાડ તથા ગોહિલવાડ પ્રાંતના પ્રાંતસાહેબોના આસિ સીરેસ્તેદાર અને હેડકલાર્કનો હોદ્દો મેળવવા ભાગ્યશાળી થયા હતા. સેકન્ડકલાસ મેજીસ્ટ્રેટનો હોદ્દો પણ તેમણે ભોગવ્યો છે. સરકારી નોકરીથી પેન્શન ઉપર રીટાયર થયા બાદ

મહીકાંઠા એજન્સીમા આવેલા દાંતા સ્ટેટમાં બે વખત કારભારી નીમાયા હતા. તેમજ જુનાગઢ નવાબસાહેબના માતુશ્રી એચ. એચ. બેગમ સાહેબના કારભારી પણ થયા હતા. જે પછી બાટવા ભાગદારના તથા કચ્છમાં આવેલા વાંઢીઆ સ્ટેટના પણ કારભારી થયા હતા. હાલ તેઓ ૮૦ વર્ષની વૃદ્ધાવસ્થાએ નિવૃત્તિપરાયણ જીવન ગુજારે છે. એમનું કુટુંબ બહોળું છે. એમના પૌત્ર મી. કેશવલાલ લીલાધર બી. એ. એલ. એલ. બી. થયેલા હોઇ હાલ સરકારી નોકરીમાં જોડાયેલા છે. વખતો વખત તેઓ જ્ઞાતિ ઉન્નતિના કાર્યમાં ભાગ લે છે અને રાજકોટ જ્ઞાતિ છાત્રાલયની ઉન્નતિમાં પણ પ્રસંગોપાત કાર્ય કરે છે.

## ડો૦ દુલેરાય ચકુજી ઓઝા.

ચકુજી વલમજીના તેઓ મોટા પુત્ર થાય. એમનો જન્મ સં. ૧૯૪૬ ના વૈશાખ સુદી ૧૦ ને વાર મંગળવારના રોજ મોરબીમાં થએલો છે. તેમણે સન ૧૯૦૬ માં પ્રીવીઅસ પાસ થઇ એમ. બી. બી. એસ. ની તે અરસામાં નવી નીકળેલી ડાકટરી ડીગ્રી મેળવવા અભ્યાસ શરૂ કર્યો હતો, અને સને ૧૯૧૨ માં એ ડીગ્રી મેળવી. કચ્છ કાઠીઆવાડમાં આ નવી ડીગ્રી મેળવાર તેઓ પહેલાજ છે. પાસ થયા બાદ બ્રહ્મદેશમાં આસી. સર્જન તરીકે ગવર્મેન્ટ સર્વીસમાં તેઓ જોડાયા હતા. તેઓ વખતો વખત ઓફિશીએટિંગ સીવીલ સર્જન, જેલ સુપ્રીન્ટેન્ડન્ટ તેમજ પોર્ટહેલ્થ ઓફિસરની જગ્યાઓનું પણ કામ કરતા. સને ૧૯૧૮ માં બારૈયાના મહારાજા સાહેબે તેમજ રેવાસ્ટેટમાં ચીફ મેડીકલ ઓફીસર તરીકે આવવા ડોકટર સાહેબની માગણી કરેલી. પરંતુ ગવર્મેન્ટે તેમને છુટા કર્યા નહોતા. આ નોકરી દરમ્યાન તેમણે ગવર્મેન્ટ ઓફીસરો અને પ્રજાવર્ગનો પ્રેમ પોતાના કામથી મેળવ્યો હતો. છતાં સને ૧૯૨૦ માં તેમના પત્નીની તબીઅત બ્રહ્મદેશમાં સારી ન રહેતી હોવાથી ગવર્મેન્ટ સર્વીસ છોડી ધારસ્ટેટમાં ડીસ્ટીકટ મેડીકલ ઓફીસર તરીકે જોડાયા. ધારના રાજા સાહેબ ગાયકવાડ સરકારના સબંધી હોવાથી વડોદરાના ચીફ મેડીકલ ઓફીસર સાથે તેઓ ઘણી વખત ગાયકવાડ સરકારના સમાગમમાં આવતા હતા. આબા સાહેબના કુટુંબમાં દવા કરવા માટે સમાગમમાં આવતા હતા. સને ૧૯૨૨ માં મોરબીના હાલના મહારાજા લખધીરસિંહજી સાહેબ રાજ્યગાદી ઉપર આવ્યા ત્યારે ડોકટર સાહેબ પોતાના વતનમાં મોરબી સ્ટેટમાં ચીફ

મેડીકલ ઓફીસર તરીકે નીમાયા, જ્યાં હાલ તેઓ કામ કરે છે. તેમણે આ જગ્યા ઉપર નીમાયા પછી મેડીકલ ખાતાની સુધારણા કરી છે, અને વાઘજી હોસ્પીટલ બંધાવી નવા સાધનો સાથે દરદીઓની સારવાર કરવાનું કાર્ય ઉપાડી લીધું છે. તેમને જ્ઞાતિ ઉપર તેમજ બ્રાહ્મણો ઉપર પ્રેમ હોવાથી પોતાના તાબાના ખાતામાં તેમણે મોટે ભાગે જ્ઞાતિ બંધુઓ તથા અન્ય બ્રાહ્મણોને નોકરીમાં રાખેલા છે.

સને ૧૯૨૬ થી ડોકટર સાહેબ બ્રીટીશ મેડીકલ એસોસીએશન (લંડન) ના મેમ્બર તરીકે નીમાયેલા છે. તેઓ ડોકટર હોવા છતા પોતાનું જીવન સાદું અને બ્રાહ્મણ ધર્મને છાજતું ગાળે છે. નિત્યનિયમ અને રૂદ્રાભિષેક વગેરે કર્મો તેઓ કરે છે. વાંસદાના ના. મહારાજાએ તેમની માગણી કરેલી પણ તેઓ વતન છોડી જવા ખુશી ન હોવાથી ના પાડી હતી. અવકાશના વખતે તેઓ વેદાંતનો અભ્યાસ પણ કરે છે. તેમનું પ્રથમ લગ્ન સને ૧૯૦૬ માં થયુ હતું, પણ તે પત્નીનું અવસાન થતાં બીજુ લગ્ન ધોરાજીમાં થએલું છે. હાલ તેમને ત્રણ પુત્રો અને એક પુત્રી સંતતિમાં છે.

## ડૉ. ગીરજાશંકર ઈશ્વરલાલ ઓઝા.

ડોકટરી પદ્વિ મેળવવા છતાં સમાજ સેવા અને જ્ઞાતિ સેવાના કાર્યમાં પ્રસંગોપાત વોલંટિયરી કામ આપી જીવન સાર્થક કરવાના અભિલાષી તરીકે ડૉ. ગીરજાશંકરનું નામ જાણીતું થએલું છે. તેઓ વાંકાનેરના વતની છે. કુળજરા ઓઝા છે. એમના પિતાશ્રીએ રાજકોટ ટ્રેનીંગ કૉલેજમાં ટ્રેન્ડ થઇ થાનગઢ, ચોટીલા, જોડીયા તથા રાજકોટ વગેરે સ્થળોએ ગુજરાતી સ્કુલોમાં કામ કર્યું હતું. એમને ચાર પુત્રો થયા હતા. જેમાં ત્રીજા પુત્ર ડૉ. ગીરજાશંકરનો જન્મ થાનગઢમાં સંવત ૧૯૩૮ના માગસર સુદી ૬ ને મંગળવારના રોજ થયેલો છે.

શરૂઆતમાં ગુજરાતી કેળવણી પીતા પાસે લીધા બાદ ડૉ૦ ગીરજાશંકરે રાજકોટની આલ્ફ્રેડ હાઇસ્કુલમાં ઇ. સ. ૧૮૯૩ માં દાખલ થઇ ઇ. સ. ૧૯૦૦ સુધી અંગ્રેજી અભ્યાસ કર્યો. ત્યારબાદ અમદાવાદમાં મેડીકલ સ્કૂલમાં દાખલ થવા પ્રવેશક પરિક્ષા આપી હતી. આ પરિક્ષામાં સારા નંબરે પાસ થવાથી ગવર્મેન્ટ સ્કોલરશીપ મેળવવા ભાગ્યશાળી થયા હતા. ત્રણ વર્ષ સુધી ત્યાં અભ્યાસ કરી ઈ. સ, ૧૯૦૩ માં

તેઓએ સબ આસિ. સર્જનની પરિક્ષા પાસ કરી છે. ત્યારબાદ ગવર્મેન્ટ સ્કોલરશીપ લીધેલી હોવાથી સાત વર્ષ સુધી લશ્કરી ખાતામાં નોકરી કરવાની શરતના આધારે તેઓ ગવર્મેન્ટ નોકરીમાં ડૉકટર તરીકે જોડાયા. પ્રથમ નીમણુંક દેવલાલી થએલી, જ્યાં શ્રીમંત સયાજીરાવ ગાયકવાડના યુવરાજ સદ્ગત્ ફતેસિંહરાવના સમાગમમાં આવતાં તેમના પ્રીતિપાત્ર બન્યા હતા. ત્યાંથી મુંબઈ અને મુંબઇથી સાંટાક્રુઝ બદલી થએલી. સ્વતંત્ર વિચારના સાર્વજનીક સેવાની ભાવનાવાળા ડૉ. ને આ બંધનમાંથી મુક્ત થવાની ઇચ્છા હતી. તેમાં ઇ. સ. ૧૯૦૫ માં કર્નલ વિલિયમ્સને લડાઇના ક્ષેત્રમાં કામ કરવા માટે ડૉ. ગીરજાશંકરનું શરીર લાયક નથી એમ જણાવવાથી તેઓ લશ્કરી ખાતામાંથી છુટા થયા. તુરતજ તેઓ મુંબઇમાંજ રૂા. ૫૦) નો પગાર અને ડીસ્પેન્સરી મારફત થતી વીઝીટોમાં નીમે ભાગે લેવાની સરતે એક કેમિસ્ટની દુકાને જોડાયા. જ્યાં એક વર્ષ રહ્યા બાદ તેમણે મુંબઇમાં પોતાનું ખાનગી સ્વતંત્ર દવાખાનું ખોલ્યું. વળી તેમને દેશી ઔષધો ઉપર શ્રદ્ધા અને શોખ હોવાથી સ્વ. વૈદ્યરાજ જટાશંકર લીલાધરના મુંબઇના દવાખાનાના મેનેજર પ્રભુલાલ પાસે જઇ તેમણે અનુભવ લેવા માંડેલો. વખત જતા દેશી અને વિદેશી બન્ને પ્રકારના અનુભવથી પ્રેકટીસ-કરતા ટુંક સમયમાં તેમનું દવાખાનું જામ્યું અને તેઓ લોકોમાં પ્રીતિ પાત્ર થઇ પડયા. માયાળુ વર્તન અને દરદીને સાંત્વન આપવાની કુદરતી મીઠી વાણીથી ડૉકટરને આર્થિક પ્રાપ્તિ પણ સારી થવા લાગી. આમ છતાં સંતાનપ્રાપ્તિની ભાવનાએ મુંબઇનું પાણી અને હવા અનુકુળ નહિં લાગવાથી ઇ. સ. ૧૯૧૪માં ડૉકટરે મુંબઇ છોડયું; અને રાજકોટમાં સ્વતંત્ર દવાખાનું ખોલ્યું. ઇશ્વર કૃપા અને ડૉકટરી ધંધાના મળેલા બહોળા અનુભવે ડૉ. ને યારી આપી. રાજકોટમાં તેમણે ટુંક સમયમાં સારી પ્રશંસા મેળવી. વળી નવા સાયન્સના સાધનો અને મુંબઇમાં રહેલા ત્યારે ડૉ. પ્રભાશંકર પાસેથી આંખના દરદોનો ખાસ અનુભવ મેળવેલો અને તેમાં રાજકોટના નેત્રેશ્વર કહેવાતા સીવીલ સર્જન કર્નલ કીલકીલી પાસેથી વધારો કરેલો હતો. એવા પ્રયોગોમાં રાજકોટમાં ડૉ. વખણાયા, તેમજ આવક પણ સારી થવા લાગી. તેમનો આજે ક્ષય, સંગ્રહણી અને આંખોના સંખ્યાબંધ દરદીઓ લાભ લે છે, ઇ. સ. ૧૯૧૮ માં રાજકોટમાં પ્લેગ ચાલેલો અને દેશના મોટા ભાગમાં ઇન્ફલ્યુએન્ઝાનો કોપ વરતાએલો ત્યારે ડૉ. લીંબડી મોરબી અને વાંકાનેરના રાજકર્તાઓની નોકરીની માગણી નહિ સ્વીકારતાં જન્મભૂમિના પ્રેમને લીધે તેમજ જનસમાજની સેવા કરવાની ઉચ્ચભાવનાને

લીધે વાંકાનેરમાં દવાખાનું ખોલી વોલંટિયરી કામ કરેલું. આ શુભ કાર્યની કદરમાં ના. વાંકાનેરના રાજસાહેબે પોતાના જન્મદિવસના દરબારમાં ડૉ. ની પ્રશંસા કરી સોનાનો ચાંદ એનાયત કરેલો છે. રાજકોટની રાજ્ય પ્રતિનિધિ સભામાં ડૉકટર ખેડુત વર્ગ તરફના પ્રતિનિધિ તરીકે શરૂઆતથી દાખલ થઇ પોતાની ફરજ બજાવી રહેલા છે. જ્ઞાતિ બંધુઓ પ્રત્યે તેમનો અપૂર્વ ચાહ છે. ગમે તે વખતે ગમે તેવા સંજોગોમાં કોઇપણ જ્ઞાતિ બન્ધુની બીમારી વખતે પહેલી તકે તેઓ સારવાર કરવા તત્પર રહે છે. જ્ઞાતિ ઉન્નતિ વિષે ડૉ. ના વિચારો ઉંચા છે. કેળવણીના તેઓ ચાહક છે. રાજકોટની વાઘજી આશારામ બોર્ડીંગના પ્રેરક અને પોષક પણ ડૉ. ગીરજા શંકરજ છે. બોર્ડીંગના મકાનનો કબજો લેતી વખતે જે આફત તેમણે સહન કરી છે, તે તેમનો જ્ઞાતિપ્રેમ દર્શાવી આપે છે.

બોર્ડીંગની શરૂઆતથીજ તેઓ માનદ સેક્રેટરી તરીકે કામ કરતા આવ્યા છે. રૂા. ૨૫૦) ની મદદ પણ તેમણે તેમાં આપેલી છે. લીંબડીમાં મળેલી જ્ઞાતિપરિષદમાં તેમણે ભાગ લીધો હતો. અવારનવાર જ્ઞાતિહિતના અન્યકાર્યોમાં પણ તેઓ ઉત્સાહથી ભાગ લે છે. જ્ઞાતિની વિધવાઓની દુઃખદદશા સુધારવાને તેઓ હંમેશા આતુર છે. તેઓ માને છે કે વિધવાઓને ધાર્મિક શિક્ષણ આપી ભરત ગુંથણનું કામ શીખવી સંતોષી બનાવી આશીર્વાદ મેળવવામાં ન આવે ત્યાં સુધી જ્ઞાતિ ઉન્નતિની આશા ફોગટ છે. ડૉ. ના લગ્ન બે વખત થયાં છે. પ્રથમ લગ્ન ઇ. સ. ૧૮૯૯માં ઉમરાળામાં ત્રીવેદી મગનલાલ જેશંકરના પુત્રી કાશીબાઇ સાથે થયું હતું, પરંતુ તેમને સંતાન થવાની આશા ન હોવાથી તેમનીજ ઇચ્છા અને પ્રેરણાથી બીજુ લગ્ન ઇ. સ. ૧૯૧૩ માં અમદાવાદમાં ત્રવાડી મણીશંકર ત્રીભોવનના પુત્રી મણીલક્ષ્મી સાથે થયું છે. કાશીબાઇ ઇ. સ. ૧૯૨૪ માં સ્વર્ગવાસી થયા છે, જ્યારે મણીલક્ષ્મીથી ત્રણ પુત્રો અને બે પુત્રીઓ થએલાં છે. ડૉકટર પોતાની વૃદ્ધ માતા રામબાઇની સેવા આદરથી કરે છે. અને તેમના આશીર્વાદથી સુખી માને છે. ડૉકટરના મોટાભાઇ રા. દેવશંકર પણ સબ આસિ. સર્જન થએલા છે. અને હાલ વણોદમાં ડૉકટર છે. બીજા ભાઇ મણીશંકર પણ અમદાવાદની સીવીલ હોસ્પીટલની કંપાઉન્ડરોની પરીક્ષામાં તેમજ રાજકોટ સ્ટેટમાં થતી દેશી વૈદ્યોની પરિક્ષામા પાસ થએલા હોઈ હાલ વાંકાનેરમાં ખાનગી પ્રેકટીસ કરે છે. જ્યારે સૌથી નાનાભાઇ અમૃતલાલ સ્વર્ગવાસી થએલા છે. ડૉ. ગીરજાશંકર શાંત, મીલનસાર, સાદા અને પારમાર્થિક વૃત્તિવાળા છે. આર્થિક લોભ કરતા

સમાજ સેવા તેમને વધારે પ્રિય છે. તેમની સાત્વિક ભાવનાથી તેમનું કુટુંબ સુખી છે.

## ડો. દયાશંકર જગજીવન ઓઝા.

તેઓ બરડાઇ કુટુંબના કુંડલાના વતની છે. એમનો જન્મ સંવત ૧૯૧૯ માં થએલો છે. તેમણે ગુજરાતી ઉપરાંત અંગ્રેજી કેળવણીનો અભ્યાસ કરી કંપાઉન્ડરની પરિક્ષા પાસ કરી છે શરૂઆતની નોકરી પણ કંપાઉન્ડર તરીકે શરૂ કરી હતી. ધીમે ધીમે અનુભવ મળતાં તેઓ ડોકટર થયા અને ચિત્તળમાં ડોકટર તરીકે નીમાયા, જ્યાં તેમણે એકનિષ્ઠાથી ત્રીસ વર્ષ સુધી નોકરી કરી તાલુકદારો અને પ્રજાનો પ્રેમ મેળવ્યો છે. જ્યારે તેઓ પેન્શન ઉપર રીટાયર થયા ત્યારે ચિત્તળના તાલુકદારો અને પ્રજાએ તેમને એક પર્સ તથા માનપત્ર આપી તેમના કામની કદર કરી છે. આપખંત અને અનુભવથી વગર વસીલે આગળ વધવામાં તેમનુ જીવન દષ્ટાંત રૂપ છે. તેમના નાનાભાઇ જટાશંકર મેટ્રીક સુધી અભ્યાસ કરી ભાવનગર સ્ટેટ રેલ્વેમાં ઓડીટ શાખામાં શરૂઆતમાં દાખલ થએલા, જ્યાં હાલ સારાપગાર ઉપર કામ કરે છે. અને ભાવનગરની બોર્ડીંગની દેખરેખ રાખવામાં ભાગ લે છે. દયાશંકરભાઇના મોટા પુત્ર નાનાલાલ પણ ભાવનગર સ્ટેટ રેલ્વેમાં છે. અને નાનાપુત્ર વેણીશંકર ડો. થએલા હોઇ ચિત્તળમાં તેમના પિતાશ્રીની જગ્યાએ નીમાયા હતા. ત્યાંથી હાલ જેતપુર દવાખાને બદલી થતાં કામ કરે છે. તેમને પણ ચિત્તળની પ્રજાએ અને તાલુકદારોએ બદલી થતાં પર્સ તથા માનપત્રથી નવાજેલા છે. દયાશંકરભાઇએ સામાજીક તેમજ ધાર્મિક કાર્યો પણ કરેલાં છે.

## ડો. રેવાશંકર પ્રભાશંકર ત્રીવેદી.

એમના વડીલો વાંકાનેરમાં ઓઝા શેરીમાં રહેતા હતા. તેઓ ભારદ્વાજ ગોત્રી છે. એમના પિતાશ્રી ઉનામાં ફોજદાર હતા. એમનું અવસાન યુવાવસ્થામાં થયું હતું, જે વખતે ડો. રેવાશંકરની ઉમર વર્ષ ચારની હતી. તેમનો જન્મ સંવત ૧૯૨૮ ના ભાદરવા સુદી ૪ ના રોજ થએલો છે. એમના પિતાના અવસાન પછી સ્વ૦ અગ્નિહોત્રી નારાયણ અજરામરને ત્યાં મોસાળમાં રહી તેમણે વિદ્યાભ્યાસ કર્યો હતો. તેઓ જામનગરમાં જ્ઞાતિ બંધુઓમાં પ્રથમજ મેટ્રીક થએલા છે. તેમને ડોકટર થવાની

ઉમેદ હોવાથી પ્રથમ જામનગરમાં કંપાઉન્ડર તરીકે નોકર રહ્યા હતા. ત્યાર બાદ અમદાવાદની મેડીકલ સ્કુલમાં દાખલ થયા હતા. જ્યાં બીજે નંબરે પાસ થવાથી રૂા. ૧૨ ની માસીક સ્કોલરશીપ ગવર્મેન્ટ તરફથી મેળવી હતી, ને આખર સુધી ચાલુ હતી. ડો. ની પદવી મેળવ્યા બાદ તેઓ જામનગર સ્ટેટમાં ડોકટર તરીકે નીમાયા હતા. પ્રથમ ખંભાળીઆ પછી જામનગર ડીસ્પેન્સરી નં. ૨ માં થોડો વખત નોકરી કર્યા બાદ જામનગર મીલીટરી લેન્સર્સના દવાખાને ડો. તરીકે નીમાયા હતા. જ્યાં બાવીસ વર્ષ સુધી નોકરી કરી હતી. યુરોપના ભયંકર યુદ્ધ વખતે તેઓ જામનગર લેન્સર્સની સાથે ડો. તરીકે સરહદ ઉપરની લડાઇમાં ગયા હતા. જ્યાં સારૂં કામ કરી અમલદારોના સર્ટિફીકેટો મેળવ્યાં છે. એ પછી વડોદરા સ્ટેટહોસ્પિટલમાં બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેના ડોકટરી સ્ટાફમાં નોકરી કર્યા બાદ તેઓ સાયલા સ્ટેટમાં ચીફ મેડીકલ ઓફીસર તરીકે નીમાયા હતા. પરંતુ હાલમાં વૃદ્ધાવસ્થાને લીધે પોતાને વતન જામનગરમાં ખાનગી દવાખાનું ચલાવે છે. તેમણે લગભગ આખા હિંદુસ્થાનની મુસાફરી કરી છે. તેમજ બધી યાત્રાઓ પણ કરી છે. દેશની નેશનલ કોંગ્રેસોમાં પણ ભાગ લીધો છે. જ્ઞાતિહિતના કાર્યોમાં પણ ઉત્સાહથી ભાગ લેતા આવ્યા છે. એમનું લગ્ન થાનમાં થયું હતું. એમના પત્નીનું અવસાન થયેલું છે. તેમને ત્રણ પુત્રો છે અને પુત્રોને ત્યાં પણ પુત્રો છે.

## ડો. ઈશ્વરલાલ વૈજનાથ ઓઝા.

એમનો જન્મ આશરે સંવત ૧૯૫૨ માં થયો છે. તેમણે પ્રાથમિક કેળવણી કચ્છમાં લીધી હતી, અને અંગ્રેજી કેળવણી રાજકોટમાં લઇ મેટ્રીક્યુલેશનની પરિક્ષા રાજકોટમાં પસાર કરી છે. એ બાદ મુંબઇમાં એમ. બી. બી. એસ. ની ડોકટરી લાઇનનો અભ્યાસ કરી ઇ. સ. ૧૯૨૧ માં તેમાં પાસ થયા છે. તેઓ કચ્છ વિભાગમાં આપણી જ્ઞાતિમાં સૌથી પહેલા એમ. બી. બી. એસ. છે. વળી આંખનાં તેઓ ખાસ ડોકટર છે. ઇ. સ. ૧૯૨૨ માં તેમણે પોસ્ટ ગ્રેજ્યુએટ કૉર્સ (બાયોકેમીક) નો અભ્યાસ કર્યો છે. તેઓ વિદ્યાપ્રેમી હોઇ માંડવીમાં સ્થપાએલા વિદ્યોત્તેજક ફંડના પાંચ વર્ષથી પ્રમુખ પદે રહી ઉત્સાહથી જ્ઞાતિસેવાનું કાર્ય કરતા આવેલા છે. તેમનું લગ્ન રાજકોટવાળા ઓઝા વજેશંકર કલ્યાણજીની પુત્રી સાથે થએલું છે. એમના પિતાશ્રી ઓઝા વૈજનાથ વડીલોપાર્જીત રેશમી કાપડની દુકાન ચલાવે છે.

## ૧૪૩

# શ્રીમાન્ જગન્નાથ ધોળાભાઈ ઓઝા.

મુળ ધોળકાના વતની. એમનું ગોત્ર કૌશિક. શઢીયા ઓઝા છે. એમનાં દાદા અવિચળ આશરે ૫૦ વર્ષ ઉપર ધંધાર્થે ધોળકા પાસે રંગપુર ગામે રહેલા. ત્યાં રૂ, કપાસ અને એવો બીજો ધંધો કરતા હતા. શ્રી. જગન્નાથભાઇનો જન્મ સંવત્ ૧૯૨૬ માં થએલો છે. તેઓ તેમને મોસાળ વઢવાણમાં અને રંગપુરમાં રહી ગુજરાતી ભણ્યા હતા. ૧૭ વર્ષની ઉમ્મરે વડોદરામાં કેળવણી ખાતામાં શિક્ષક તરીકે નીમાયા હતા. ચારેક વર્ષ બાદ રેવન્યુખાતામાં કલાર્ક તરીકે નીમાઇ કડી પ્રાંતમાં ગયા હતા. આશરે પાંચેક વર્ષ ત્યાં કામ કરી આગળ વધવાની ભાવના અને સ્વતંત્ર ધંધો કરવાની તીવ્ર ઇચ્છાથી તેઓ અમદાવાદ આવી પત્થરના વેપારીમાં પ્રથમ ગુમાસ્તા તરીકે રહ્યા હતા, અને વ્યાપારીક અનુભવ મેળવ્યો હતો. આ અનુભવના પરિણામે થોડાક વર્ષો ગુમાસ્તી કર્યા બાદ પત્થરની સ્વતંત્ર દુકાન ખોલી હતી, જે અદ્યાપિ ચાલે છે. વ્યાપારમાં આગળ વધવાની સાથે કંટ્રાકટર તરીકે પણ ધંધો શરૂ કર્યો હતો. આ ધંધામાં તેમણે સારા પૈસા પેદા કર્યા છે. છેલ્લા ત્રણ વર્ષથી અફીણના ઇજારાનો ધંધો પણ શરૂ કર્યો છે. વ્યાપારી તરીકે જીંદગી ગુજારનાર અનેક પ્રકારના વ્યાપારમાં ધંધો ખેડી શકે છે, એનું દ્રષ્ટાંત શ્રી. જગન્નાથભાઇ પુરૂં પાડે છે. એમનાં પુત્રોને પણ તેમણે જુદી જુદી વ્યાપારીક પ્રવૃત્તિઓમાં અનુભવ આપી જોડી દીધેલા છે, જેઓ હાલ સ્વતંત્રપણે કામ કરી રહ્યા છે.

ફક્ત સાતજ વર્ષની ઉમ્મરે શ્રી. જગન્નાથભાઇના પિતાશ્રીનું અવસાન થએલું હતું. આવી નિરાધાર આફતે ભરેલી સ્થિતિમાંથી માત્ર ગુજરાતીજ કેળવણી લઇ અમદાવાદના પત્થરના તથા અફીણના એક સારા નામાંકિત વેપારી તરીકે નામના મેળવવામાં તેમની બુદ્ધિ અને ખંત વખાણને પાત્ર છે. એમનું લગ્ન ૧૮ વર્ષની ઉમ્મરે અમદાવાદમાં કોઠાવાળાના નામથી ઓળખાતા જાણીતા કુટુંબમાં થએલું છે. એમને ચાર પુત્રો અને એક પુત્રી થએલી છે.

વ્યાપારીક પ્રવૃત્તિની સાથે વ્યવહારીક અનુભવ પણ સારો લીધો છે. હાલ તેઓ અમદાવાદની સ્ટોન મરચન્ટસ એસોસિએશનના વાઇસ પ્રેસીડેન્ટ તરીકે કામ કરે છે. તેમજ અમદાવાદ જ્ઞાતિ છાત્રાલયની વર્કીંગ કમિટિમાં તેમજ અ. ભા. શ્રી. બ્રા. સંમેલનની વર્કીંગ કમિટિમાં પણ તેઓ સભાસદ છે. હાલ છાત્રાલયના ટ્રસ્ટી નીમાયા છે. પ્રસંગોપાત આ છાત્રાલયને સારી

મદદની સહાયતા પણ આપે છે. તેમણે અમદાવાદમાં પોતાના મકાનો જમીનો વગેરે વસાવેલાં છે. હાલ તેઓ એક સારા શ્રીમંત તરીકે ગણાય છે. આ તેમની સાહસીકતા અને ખંતનું પરિણામ છે.

## શ્રીયુત્ ધનેશ્વર પરમાણંદ ત્રિવેદી.

સામાન્ય ભણ્યા છતાં પણ ખંત અને કાબેલીયતથી વેપારમાં આગળ વધી સારી નામના મેળવનારાઓમાં શ્રી. ધનેશ્વરભાઇનું નામ આવે છે. એમના વડીલો ગોલાણી (ધોલાણી) વંશના છે. કૃપાશંકર વશરામ ભાવનગરથી ત્રાપજ રહેવા ગયા હતા. તેઓ ધીરધારનો, ખેતીવાડીનો અને અન્ય વેપાર કરતા હતા. તેમના મોટા પુત્ર મુળજી પણ એક સારા વેપારી તરીકે નામના મેળવી ગએલા છે. તેમના મોટા પુત્ર પરમાણુંદ જેમ વડીલોપાર્જીત વેપારમાં કુશળ હતા તેમ ધર્મનિષ્ટ અને સારા કર્મકાંડી હતા. કેટલીક વખત તેઓ એકજ અનાજ ઉપર એક વર્ષ રહી કઠીણ તપશ્ચર્યા કરતા હતા. તેમનું અવસાન સંવત ૧૯૪૮ માં થયું હતું. તેમ મુળજી ત્રવાડીનું અવસાન સંવત ૧૯૩૪ માં થતાં દેશાવર તેડયો હતો.

શ્રી. ધનેશ્વર ભાઇનો જન્મ સંવત ૧૯૨૯ ના માગસર સુદી ૫ ના રોજ થએલો છે. તેઓ ચાર ભાઇ હતા, પ્રભાશંકર, ધનેશ્વર, વિરેશ્વર; અને સવાઇલાલ. સવાઇલાલનું અવસાન પંદર વર્ષની ઉમ્મરે થએલું છે. જયારે મોટાભાઇ પ્રભાશંકરનું અવસાન સંવત ૧૯૫૬ માં થએલું છે. શ્રી ધનેશ્વરભાઇએ ફક્ત ગુજરાતી પાંચ ચોપડીનો અભ્યાસ કરી પોતાની દુકાનના કામકાજમાં જોડાતાં વ્યાપારી તેમજ નામાઠામાનો અનુભવ મેળવ્યો હતો. પંદર વર્ષની ઉમ્મરે તો તેઓ વેપારના કામમાં કાબેલ થયા હતા. અને દેશાવરોથી માલના વહાણો ભરી લાવી વેપાર ખેડવાની હોંશીઆરી મેળવી શકયા હતા. ધર્મજ્ઞ અને સંસ્કારી માતાપિતાના સંસ્કાર તેમનામાં નાનપણથીજ ઉતરેલા છે. એટલે તેઓ દેવપુજા, સંધ્યાદિ નિત્ય કર્મ, જપજપાદિ, નાનપણથીજ કરતા આવ્યા છે. ગાયત્રી ઉપર તેમને બહુ શ્રદ્ધા છે. તેમણે આઠ વખત સવા સવા લક્ષનાં ગાયત્રી પુરશ્ચરણો કરેલાં છે. ગમે તેવાં વ્યવસાયમાં પણ તેઓ નિત્ય કર્મ ચૂકતા નથી. રોજ એક હજાર ગાયત્રીનો જપ કરે છે. બ્રાહ્મણો ઉપર તેમને બહુ પ્રીતિ છે, તેથી વખતોવખત બ્રહ્મભોજનો પણ કરે છે. તેમને ઘરે મ્હેમાનોનો અવરજવર બહુ છે. અને તેમનું સન્માન તેઓ પોતાની શ્રીમંતાઇને છાજતી રીતે કરે છે.



ડૉ૦ દુલેરાય ચકુભાઇ ઓઝા.

પૃષ્ઠ. ૧૩૭

સંવત ૧૯૫૨ થી ભાવનગરના મર્હુમ મહારાજા સાહેબ ભાવસિંહજી અને સર પટ્ટણી સાહેબ ઘણો ખરો વખત ત્રાપજ બંગલે આવી રહેતા હતા. શ્રી. ધનેશ્વરભાઇને મોટા માણસોના સહવાસમાં આવવાની ખંત હોવાથી તેઓ ત્યાં જતા અને તેમના સમાગમનો લાભ લેતા. વખત જતાં સર પટ્ટણી સાહેબની તેમજ મહારાજા સાહેબની તેમના ઉપર પ્રીતિ થઇ. સં. ૧૯૫૭ થી તેઓ ત્રાપજ બંગલાનું દરબારી મોદીખાનું ભરતા થયા. રાજકિય કામકાજમાં પણ ભાગ લેતા થયા. આ વર્ષથી તેમણે પોતાના ચાલુ વેપાર ઉપરાંત ખેતીવાડીનો ધંધો મોટા પ્રમાણમાં શરૂ કર્યો હતો. જાનવરો પાળવાની પ્રીતિથી તેઓએ મોટી સંખ્યામાં જાનવરો પાળવા માંડયા હતા. હાલ પણ તેમને ત્યાં સેંકડો વિઘા જમીન છે, અને આશરે ૫૦ ગાય, ભેંસો વગેરે જાનવરો પણ છે. સંવત ૧૯૬૪ માં તેમણે પોતાના માતુશ્રી તેમજ અન્ય કુટુંબીઓ સાથે કાશી, પ્રયાગ, હરદ્વાર, ગોકુળ, મથુરા, જગન્નાથ, ગયાજી, નાશિક, સિદ્ધપુર, ત્રંબક, વગેરે મોટા તિર્થોની યાત્રાઓ કરેલી છે.

જેમ વેપાર વધતો ગયો તેમ સગવડતા પણ વધતી ગઇ. માન અને પ્રતિષ્ઠા પણ વધ્યા. ભાવનગરના રૂ ના વેપારના રાજા ગણાતા શેઠ દીનશાજીએ સંવત ૧૯૬૫ થી તેમને કપાસ અને રૂની દલાલીનું કામ સોંપ્યું. આ કામમાં પણ તેમણે સારો યશ મેળવ્યો હતો. વળી જાહેર સેવા કરવાની પણ તેમને તકો મળતી ગઇ. તેમના મિત્ર મુંબઇ નિવાસી નરોતમદાસની લાગવગથી જીવકોરબાઇએ ગૂજરાતિ સ્કુલ તેમજ કન્યાશાળા બંધાવવાનું કામ શ્રી. ધનેશ્વર ભાઇની માગણી મુજબ શરૂ કર્યું, અને તે બંધાવવા વગેરેની વ્યવસ્થાપણ શ્રી. ધનેશ્વરભાઇને સોંપાણી હતી. આ મકાનો તૈયાર થતાં મર્હુમ મહારાજા સાહેબને હસ્તે ખુલ્લું મુકાવાનું કાર્ય પણ તેમણેજ બજાવ્યું હતું. ત્રાપજમાં અંગ્રેજી સ્કુલ ન હોવાથી એક ફંડ કરી અંગ્રેજી માસ્તર રાખી આઠ વર્ષ સુધી તેમણે અંગ્રેજી કલાસ ખાનગી રીતે ચલાવ્યો હતો, અને છેવટમાં મર્હુમ મહારાજા સાહેબને વિનતિ કરી કેળવણી ખાતાથી એ કલાસ દરબારી ખર્ચે કાયમને માટે શરૂ થયો છે. સં. ૧૯૭૪ માં મહારાજા સાહેબના હુકમથી રાજ્યના કામે, રાજ્ય ખર્ચે કસ્ટમ ઓફિસર અને પ્રાઇવેટ સેક્રેટરી સાથે શ્રી. ધનેશ્વરભાઇ મુંબઇ ગયા હતા, અને ત્યાં એક માસ રહ્યા હતા. એજ સાલમાં ત્રાપજ અને ત્રાપજ બંગલા વચ્ચે કૃષ્ણકુમાર ડિસ્પેન્સરી ખોલાઇ તે વખતની તમામ પ્રકારની વ્યવસ્થાનું કામ મહારાજા સાહેબ તરફથી તેમને સોંપાયું હતું, અને તેમાં સારી કામગીરી

બદલ તેમને ધન્યવાદ મળ્યો હતો. આ ડીસ્પેન્સરી ગામથી દૂર હોવાના સબબે ગામના લોકોને અડચણ પડતી હતી, પરંતુ શ્રી. ધનેશ્વર ભાઇએ પોતાના ખર્ચે ગામમાં મકાન રાખી ત્રણ ચાર કલાક એ ડાકટર મારફત ગામના દરદીઓને ગામમાંજ દવા મળવાની સગવડતા કરેલી છે. ત્રાપજમાં જ્ઞાતિની વાડીમાં શિવાલય હતું તે પડી જવાથી શ્રી. ધનેશ્વરભાઇએ પોતાને ખર્ચે ફરીને એ મંદીર બંધાવી આપ્યું છે. સંવત ૧૯૭૯ માં તેમના માતુશ્રી દિવાળીબાઇનું અવસાન થતાં ઉત્તર કાર્યમાં તેમજ વરશી પ્રસંગે દેશતેડાં કરી સારો પૈસો વાપર્યો હતો. સંવત. ૧૯૮૧ માં સર પટ્ટણી સાહેબ, મહાત્મા ગાંધી અને તેમના સાથીઓને લઇ ત્રાપજ બંગલે પધારેલા ત્યારે શ્રી. ધનેશ્વરભાઇએ તેમની પ્રેમભાવથી સેવા કરેલી અને પોતાને આંગણે પધરાવી ભોજન પણ આપેલું હતું.

તેમના લગ્ન ત્રણ વખત થએલાં છે. પ્રથમ ભાવનગર. તે સ્ત્રીથી નરોતમ નામે પુત્ર થએલ છે. જે ભાવનગરની દુકાને વહિવટ કરે છે. બીજી વખત પાલીતાણા. તે સ્ત્રીથી બે પુત્રીઓ અને એક પુત્ર રવીશંકર નામે થએલા છે. ત્રીજી વખતનું લગન બગસરા થએલ છે. તેઓ હાલ પુત્રને ઘેર તેમજ પુત્રીઓને ઘેર સંતાનો જોવાને ભાગ્યશાળી બનેલાં છે. વળી વિરેશ્વરભાઇને પણ સારી સંતતી છે. આરીતે એમનું કુટુંબ વિશાળ છે.

એમણે જ્ઞાતિ સેવા પણ સારી કરેલી છે. જ્ઞાતિના વિદ્યાર્થીઓને કેળવણી આપવાના કાર્યમાં તેમજ જ્ઞાતિ ઉન્નતિના કાર્યમાં પણ તેમણે ઉત્સાહથી ભાગ લઇ વખતો વખત સારી મદદો આપેલી છે. ભાવનગર બોર્ડીંગ અને અમદાવાદ છાત્રાલયને તેમણે બનતી મદદો આપી છે. મહુવાની જ્ઞાતિએ તેમને માનપત્ર આપ્યું ત્યારે તેઓએ એક સારી રકમ આપી સ્થાયીફંડ ઉભું કર્યું હતું. જેના વ્યાજમાંથી મહુવાની જ્ઞાતિનાં બાળકોને ઇનામો ચોપડી વગેરે અપાય છે. અમદાવાદ છાત્રાલયના સને ૧૯૨૮ ના વાર્ષિક સંમેલનમાં તેઓ પ્રમુખ થયા હતા, જ્ઞાતિમાંથી કન્યાવિક્રયનો દુષ્ટ ચાલ બંધ પાડવા સારૂ રૂા. ૩૦૦ કન્યાને નામે મુકાવી પોતાની સમાનતાવાળાઓને કન્યાઓ આપવાની જે પ્રથા સ્વ૦ શેઠ અનોપરામ હાવજીએ શરૂ કરેલી હતી, તે પ્રથાને બળ આપવાને શ્રી. ધનેશ્વરભાઇ હંમેશાં તૈયાર રહ્યા છે. પોતાની દુકાન ત્રાપજ ઉપરાંત ભાવનગરમાં ખોલી છે, અને એક સારા વેપારી તરીકે નામના મેળવી છે. ભાવનગરમાં વસવાટ કર્યા પછી સામાજીક પ્રજા કાર્યમાં પણ તેઓ ભાગ લે છે.

## ૧૪૭

# શ્રી૦ કલ્યાણજી ચત્રભુજ ઓઝા.

રાજકોટમાં જાણીતા શ્રીમંત ગણાતા સ્વ૦ બાવાભાઇ મીઠારામ ઓઝાના નાનાભાઇ ચત્રભુજના કલ્યાણજીભાઇ એકજ પુત્ર છે. સંવત્ ૧૯૩૪ માં બાવાભાઇ અને ચત્રભુજભાઇ પોતાની મીલકત વહેંચી સદરમાં બંધાવેલા મકાનોમાં જુદા રહેવા લાગ્યા. ત્યાર પછી તેમણે શરાફીનો ધંધો શરૂ કરેલો, જેમાં સારા પૈસા પેદા કર્યા હતા. ધર્મ ઉપર તેમની પૂર્ણ શ્રદ્ધા હતી અને તેમણે તીર્થયાત્રા અને ધર્મદાન કરી સારી નામના મેળવેલી છે. તેઓ જ્ઞાતિ પ્રત્યે પ્રેમભાવ ધરાવનારા અને જ્ઞાતિ ઉન્નતિના ચાહક હતા. એમનું અવસાન સંવત્ ૧૯૬૭ માં થએલું હતું. એમની પાછળ એમના સુપુત્ર કલ્યાણજી ભાઇએ મોટું દેશતેડું કર્યું હતું. કલ્યાણજી ભાઇએ મેટ્રીક સુધી અભ્યાસ કરી સને ૧૮૭૩ માં યુનિવર્સિટિની પરિક્ષા પાસ કરી છે અને એજન્સીમાં ઉમેદવારી શરૂ કરી. સને ૧૮૭૫ માં સનંદી તરજુમો કરનારની સનંદ મેળવી અને૧૮૭૭ માં વકીલાતની પરિક્ષા પસાર કરી. હાલાર, ઝાલાવાડ તથા ગોહેલવાડમાં વકીલાત કરી અમલદારોની પ્રીતિ સંપાદન કરી હતી. એ પછી હાઇકોર્ટના કામનો અનુભવ મેળવવા મેસર્સ વીંટર બકંર અંગ્રેજ સોલીસીટરને ત્યાં મેનેજીંગ કલાર્ક તરીકે બે વર્ષ સુધી કામ કર્યું હતું. ત્યારબાદ તેમને મહીકાંઠાનાં પોલીટીકલ એજન્ટ કર્નલ સ્કોટસાહેબે સાદરામાં વકીલાતની સનંદ આપી પબ્લીક પ્રોસીકયુટર તરીકે નીમણુંક કરી હતી. ચારવર્ષબાદ રાધનપુરમાં જયુડીસીયલ સેક્રેટરી તરીકે તેમની નિમણુંક થઇ હતી, જયાં બેવર્ષ કામ કર્યું હતું. તે પછી રાજકોટ આવી ફરીને વકીલાતનું કામ શરૂ કર્યું હતું, જેમાં સારી નામના મેળવી. લાંબો વખત કામ કર્યાબાદ હાલ નિવૃત્તિપરાયણ જીવન ગાળે છે. કલ્યાણજીભાઇ પણ એમના પિતાની માફક ધર્મપ્રેમી અને બ્રહ્મકર્મનિષ્ઠ હોઇ રોજ નિત્યનિયમ કરવામાં તત્પર રહે છે. વડીલો તરફથી ચાલતો આવેલો રૂદ્રાભિષેક કરાવે છે. ગઈ સાલ વૈશાખ માસમાં પંચનાથ મહાદેવમાં તેમણે હોમાત્મક મહારૂદ્ર કરાવેલો હતો. રાજકોટ ખાતે સ્થપાએલી બોર્ડીંગના તેઓ એક ટ્રસ્ટી છે. કેળવણી ઉપર તેઓ ચાહ ધરાવે છે અને પ્રસંગોપાત વિદ્યાર્થીઓને સહાયતા પણ આપે છે. જ્ઞાતિ પરિષદોમાં તેમણે ઉત્સાહથી ભાગ લીધેલો છે. તેમનું કુટુંબ બહોળું છે. તેમના મોટા પુત્ર વજેશંકર એજન્સીમાં નોકર છે. બીજા પુત્ર ગીરજાશંકર હાલ રાજકોટમાં સ્વતંત્ર ધંધો કરે છે. ત્રીજા

પુત્ર મુળશંકર ચીફ કોન્સ્ટેબલ સુધી પહોંચ્યા હતા. જ્યારે ચોથા પુત્ર રતીશંકરે સ્વતંત્ર સ્ટેશનરી સ્ટોર ખોલેલો છે. પુત્રોને ઘરે પણ પુત્રો છે. આ કુટુંબ જ્ઞાતિમાં શ્રીમંત અને આગળ પડતું ગણાય છે.

## શ્રીમાન્ દુર્ગાશંકર રૂગનાથજી દવે.

મૂળ ચુડા પાસેના ભડકવાના રહીશ પણ પછીથી મોરબી આવી રહેલ દવે લખુ દેવરામના પુત્ર રૂગનાથજીના સૌથી નાના પુત્ર તે રા. દુર્ગાશંકરભાઇ.

તેમનો જન્મ સં. ૧૯૩૭ માં થએલો. પ્રાથમિક કેળવણી પુરી કર્યા બાદ તેઓ મોરબીની વી. સી. હાઇસ્કૂલમાં દાખલ થએલા. અંગ્રેજી સાત ધોરણ પુરાં કર્યા બાદ મેટ્રિકની પરીક્ષામાં પસાર ન થવાથી તેમણે ધંધા તરફ લક્ષ દોડાવ્યું. તેઓ મુંબઇ ગયા અને ત્યાંના પ્રસિદ્ધ વેપારી શેઠ ગોવિંદજી માધવજીની કંપનીમાં નોકર તરીકે જોડાયા. ત્યાં થોડો વખત તેમણે સર વિઠલદાસ ઠાકરશીની મીલોમાં પણ કામ કરેલું. જ્યાં લગભગ ૧૯૦૮ સુધી રા. દુર્ગાશંકરભાઇએ કામ કર્યું. ઝરીઆ ખાતે પછી સ્વતંત્ર ધંધામાં જોડાયા, અને લાગવગ અને અનુભવથી પોતાના ધંધાને આગળ વધાર્યો.

ઇ. સ. ૧૯૨૬ માં તેમના મોટાભાઇ કામેશ્વરભાઇની તબિયત બગડી. વળી લડાઇ પછીની શાંતિમાં પરદેશી વેપારે દેશના વેપારને કરેલી હાનિને લીધે કોલસાના વેપારમાં પણ મંદી આવી ગઇ. ભરતીનાં પાણી ઉતરતાં હોવાથી અને તેમાં લક્ષાધિપતિ બનેલા શેઠીઆઓ તણાતા જતા હોવાથી 'દુર્ગાશંકર અને કંપની'ના માલેકોએ પોતાની સ્થિતિ જાળવી રાખવા પોતાનું કામ ધીમે ધીમે સમેટી લીધું. આમ લગભગ અઢાર વર્ષ બહાર ગાળી, તકનો બનતો ભાગ લઇ રા. દુર્ગાશંકરભાઇ મોરબી આવી રહ્યા.

રા. દુર્ગાશંકરભાઈ જ્ઞાતિના હિત માટે હંમેશાં વિચાર અને કૃતિ દ્વારા કામ કરવા તૈયાર રહે છે. જ્ઞાતિમાં કેળવણીનો ફેલાવો થાય એ જોવા તેઓ બહુ તત્પર રહે છે. અને એમ માને છે કે જ્ઞાતિ તરફથી ચાલતી કોઇપણ કેળવણી આપતી સંસ્થાને ધનવાનો તરફથી છૂટથી મદદ મળવી જોઇએ. એ વિચાર તેમણે અમદાવાદની બોર્ડિંગને બનતી મદદ આપી સાબીત કરી બતાવ્યો છે. તેઓ અમદાવાદની બોર્ડિંગના એક ટ્રસ્ટી પણ છે.

१४९

# શ્રીમાન્ ગૌરીશંકર મોહનલાલ ત્રીવેદી.

તેઓ ધોળકાના વતની છે. એમનો જન્મ સંવત ૧૯૪૮ના કાર્તક સુદી ૧૦ના રોજ એમને મોસાળ ગઢડામાં થયેલો છે. એમના દાદા રણછોડલાલ કુંડલામાં કાપડ અને ધીરધારનો ધંધો કરતા હતા. પરંતુ તેમની ઉત્તરાવસ્થામાં કેટલાક પ્રતિકુળ સંયોગે ઉઘરાણી ખોટી થઇ અને વેપાર પડી ભાગ્યો. એમના પિતા મોહનલાલ ધર્મિષ્ટ અને ભલા હતા. આથી કરીને ભાઇ ગૌરીશંકર અને એમના ભાઇઓને, એમના મામા શ્રી. ગીરજાશંકર ભગવાજી ત્રીવેદીએ મુંબઇમાં પોતાને ત્યાં રાખી સારી કેળવણી આપી ધંધે વળગાડયા છે. ભાઇ ગૌરીશંકરે શરૂઆતની ગુજરાતી અને અંગ્રેજી ચાર ધોરણ સુધીની કેળવણી ગઢડા અને ધોળકામાં લીધી હતી. ત્યાર બાદ મુંબઇની ટયુટોરીઅલ હાઇસ્કુલમાં મેટ્રીક સુધી અભ્યાસ કરી વેપારી જ્ઞાન મેળવવાની ખાતર કોરેસ્પોન્ડન્સ ટાઇપરાઇટર અને શોર્ટહેન્ડનું શિક્ષણ લીધું હતું. શરૂઆતની નોકરી રૂ. ૨૫) થી પ્રોવીન્શીયલ બેંકમાં હતી. એ પછી શોર્ટ હેન્ડ અને ટાઇપીસ્ટ તરીકે સ્ટેઇન્સ એન્ડ નોલી નામની જરમન કંપનીમાં દાખલ થયા અને યુરોપની ભયંકર લડાઇ શરૂ થતાં સુધી ત્યાં રહ્યા હતા. એ બાદ એક યુરોપીયન ટ્રાવેલરની સાથે જોડાયા અને તેની સાથે લાહોર, કલકત્તા, અલ્હાબાદ વગેરે સ્થળોમાં મુસાફરી કરી હતી. આ વખતે પગાર રૂ. ૧૯૦)નો મળતો હતો. ઇમ્પોર્ટ લાઇનનો અનુભવ પણ મેળવ્યો હતો.

સને ૧૯૧૭માં એમણે સ્વતંત્ર ધંધો શરૂ કર્યો, અને તેમાં સારો પૈસા પેદા કરી, નામના મેળવી છે. આ ધંધાને અંગે તેમણે સને ૧૯૨૦ માં ફ્રાન્સ, ઈંગ્લાંડ, હોલાંડ, બેલ્જીયમ, જર્મની, સ્વીટ્ઝર્લેન્ડ, માર્સેલ્સ અને જાપાન, સીંગાપુર, પનાંગ, હોંગકાંગ વગેરેની મુસાફરી કરી છે. તેઓ આ મુસાફરીમાં એવો અનુભવ જણાવે છે કે કોઇપણ મનુષ્ય આવી મુસાફરીમાં પોતાના હિંદુ તરીકેના ખોરાક અને આચાર વિચારથી રહી શકે છે. ભ્રષ્ટ ખોરાક કે પાણીનો ઉપયોગ કરવાની તેમને જરૂર હોતી નથી, માત્ર આત્મબળ અને હૃદયની દઢતા ઉપર આધાર મુકી શકાય છે. માત્ર મોજશોખ, સ્વતંત્રતાના નામે સ્વચ્છંદતા અને વિલાસીય ઉપભોગની લાલચથી મનુષ્ય બગડે છે. આવી ભાવનાવાળાઓએ પરદેશ ખેડવાની જરૂર નથી. પરદેશથી આવ્યાબાદ તેમણે પોતાના ધંધાને સારી રીતે ખીલાવ્યો છે.

એમનાં લગ્ન એકજ વખત થએલ છે. સંતતિમાં બે પુત્રીઓ અને પુત્ર થયો છે. જેમાંથી મોટી વિનોદીની કે જેમણે સને ૧૯૨૭ ના અતિવૃષ્ટિના સમયે ફંડ ઉઘરાવવામાં સારી મદદ કરી હતી. તે કન્યાવસ્થામાં જ હાલ સ્વર્ગવાસી થએલ છે. તેઓ ચાર ભાઇ છે. બીજા ભાઇ મણીલાલ કે જેઓ એમ. બી. બી. એસ. થએલા હોઇ મુંબઇમાં ડોકટર તરીકે સ્વતંત્ર પ્રેકટીસ કરે છે. એથી નાના નાનાલાલ એમની સાથેજ પોતાની ઓફીસમાં કામ કરે છે. જ્યારે સૌથી નાના રતીલાલ ત્રીવેદી કું. ની કલકત્તાની ઓફીસમાં કામ કરે છે.

સામાજીક સેવામાં એમણે સારૂ લક્ષ આપ્યું છે. ધોળકામાં શેઠ ગુલામહુસેન તરફથી ચાલતી અંગ્રેજી સ્કૂલને સારા પાયા ઉપર મુકવા માટે સને ૧૯૨૨થી તેઓ પોતાના મિત્રો રા. નટવરલાલ મણીશંકર અને શેઠ માણેકલાલ વકીલની સાથે મળી બનતો પ્રયત્ન કરી રહ્યા છે. એ સ્કુલને અંગે કામ કરતી વ્યવસ્થાપક કમીટીમાં તેઓ ચેરમેન છે. સને ૧૯૨૭ માં અતિવૃષ્ટિની આફતમાં સપડાએલા ધોળકાવાસીઓને સહાયતા આપવા તેમણે સારૂં ફંડ એકઠું કરી જોઇતી તાત્કાળીક મદદો આપી હતી. લિંબડીની જ્ઞાતિપરિષદમાં તેમણે હાજરી આપી હતી. કેળવણી ઉપર એમનો ચાહ છે અને કેળવણી વગર ઉન્નતિ નથી એમ તેઓ માને છે. એથી કેળવણી લેતા બાળકોને બનતી મદદ આપવાને તેઓ હંમેશાં તત્પર રહે છે. જાતમહેનત, સાહસ, અને ખંતથી તેઓ આ રીતે આગળ વધી શકયા છે.

## શ્રીમાન્ અંબાશંકર વલ્લભજી દવે.

કોઇપણ પ્રકારના સાધન વગર આપહોંશિયારીથી વ્યાપારીક સાહસોમાં આગળ વધનાર અને નામના મેળવનારાઓમાં શ્રીમાન્ અંબાશંકર વલ્લભજી દવેનું નામ મુકાય એવું છે. તેઓ હાલ અમરાવતી (વરાડ) માં કાપડનો ધીકતો વેપાર ચલાવે છે અને અમરાવતીમાં વ્યાપારાર્થે નિવાસ કરી રહેલા કાઠીઆવાડી બંધુઓમાં સારૂં માન ધરાવે છે. તેઓ મૂળ ચુડાના વતની છે. તેમના પિતા તથા માતા સાદી અને સરળ જીંદગી ગાળનારા સાત્વિક વૃત્તિના હોઇ તેમના સદ્દસંસ્કાર તેમનામાં ઉતરેલા છે. અભ્યાસ તો છ ધોરણ ગુજરાતી અને ત્રણ ધોરણ અંગ્રેજીજ કરેલો છે, છતાં વ્યાપારિક કુનેહમાં કેળવણીએ વિશાળ સ્વરૂપ લીધેલુ જણાય છે. તેમનો જન્મ સંવત

૧૯૩૯ ના અશાડ શુદ ૯ ને દિને થયેલો છે. ખાનગી કેળવણી ચુડામાં લીધેલી જ્યારે છેલ્લું વર્ષ કેળવણી પ્રધાન અમદાવાદમાં કેળવણી અર્થે ગાળેલું. તેમનું મોસાળ રાજકોટમાં જાણીતા પરશોતમ દવેના કુટુંબમાં છે. તેમનું લગ્ન સંવત ૧૯૫૧ માં ઉપલેટાના રહીશ પરશોતમ આત્મારામ દવેનાં પુત્રી શિવકુંવર સાથે થયેલું છે.

સંવત ૧૯૫૭ માં એટલે લગભગ ૧૯ વર્ષની વયે તેઓએ પોતાનું ભાગ્ય અજમાવવાને દેશાટન શરૂ કર્યું. પ્રથમ તેઓ કાનપુર ગયા અને ત્યાંની ગુજરાતી શાળામાં શિક્ષક તરીકે જોડાયા. ત્યારબાદ કાનપુરમાંજ વ્યાપારનો ધીકતો ધંધો કરનાર રાધનપુરવાળા શેઠ પ્રેમચંદ પીતાંબરની પેઢીમાં વ્યાપારી લાઇનની નોકરીમાં જોડાયા. વ્યાપારિક જીવનની શરૂઆત કરી. લાગલાગટ ત્રણ વર્ષ કાનપુરમાં રહી વ્યાપારાર્થે સીતાપુર, બહેરાઘાટ, લખનૌ, ચંદુસી વગેરે સ્થળોએ તેમણે અવારનવાર મુસાફરી કરેલી અને વ્યાપારિક અનુભવ વધાર્યો. સંવત ૧૯૬૦ માં કાનપુરના શેઠ ભાંગી પાડવાથી તેઓ ઝરીઆ ગયા, અને ત્યાં કોલીઆરીનો ધંધો કરનાર કચ્છી-શેઠ કાનજી ખેંગાર મીસ્ત્રીને ત્યાં નોકરીમાં રહી કાનપુર, લખનૌ, અમૃતસર, લાહોર જેવા દેશના મુખ્ય સ્થળોએ ફરી કોલીઆરીના ધંધાનો અનુભવ મેળવ્યો. તે પછી એજ સાલમાં અમરાવતી જઇ મીસ્ત્રી ખોડા રામજીની કોલીઆરીની પેઢીમાં કોલ એજન્ટ તરીકે જોડાયા. ક્રમે ક્રમે ભાગ્યદેવીની કૃપા–અવકૃપાના ચક્રોમાં પસાર થતાં તેઓએ અમરાવતીમાંજ પોતાનો નિવાસ નિશ્ચય કર્યો. સાત–આઠ વર્ષ બાદ સ્વતંત્ર કમીશનથી ધંધો કરવા માંડયો. અને અંબાશંકર નાગરદાસની કંપની અમરાવતીમા સ્થાપી. ચૌદ વર્ષ સુધી આ કંપની ચલાવી પછી વ્યાપારિક ધ્યેય બદલ્યું. કોલીઆરિમાંથી કાપડખાતામાં જોડાયા. અને બીલખાના વતની ધનાઢય શેઠ જેઠાભાઇની સાથે ભાગીદારીમાં કાપડની દુકાન શરૂ કરી. ત્રણ વર્ષ સુધી તો ઠીક ચાલ્યું પણ અંતે ભાગીદારી છોડવી પડી. હાલ તેઓ સ્વતંત્ર કાપડની દુકાન બારેક વર્ષથી સારી સ્થિતિમાં ચલાવી રહ્યા છે. આ તેમની હિંમત અને સાહસિકતાનુંજ પરિણામ છે. તેમણે પોતાના નાનાભાઇ છોટાલાલને ડૉકટર બનાવેલ છે. તેઓ અમરાવતીની પાસેજ વલગામમાં સ્વતંત્ર પ્રેકટીસ કરે છે, અને ગામના વેપારીઓનો સારો ચાહ મેળવી રહ્યા છે. તેમને ત્રણ પુત્રો અને બે પુત્રીઓ છે. તે રામના પરમ ભકત છે અને આટલી સ્થિતિએ પહોંચ્યા છતાં પણ વારસામાં મળેલી સાદાઇ અને સરળતા વિદેશમાં રહેવા છતાં પણ ભૂલ્યા નથી, એ આનંદની વાત છે.

## શ્રી. પિતાંબર રણછોડજી ઓઝા.

સંવત ૧૯૧૬માં એમનો જન્મ થયો છે. રાજકોટ કોલેજમાં અભ્યાસ કરી તેઓ કાઠીયાવાડ એજન્સીના કેળવણી ખાતામાં જોડાયા હતા. તેમને જ્ઞાતિ સેવા તરફ સારો પ્રેમ હતો. જ્યારે જામનગરમાં શ્રીમાળી શુભેચ્છક સભા સ્થાપાઇ ત્યારે તેઓ સેક્રેટરી તરીકે જોડાયા હતા. સ્વ૦ વૈદ્યરાજ જટાશંકર લીલાધર ત્રીવેદીએ શ્રીમાળી શુભેચ્છક માસીકપત્રની શરૂઆત કરી હતી. તેમાં તેઓ વારંવાર જ્ઞાતિ ઉન્નતિના માર્ગદર્શક લેખો લખતા હતા. હાલપણ તેઓ જો કે વૃદ્ધ ઉમરના છે તો પણ જ્ઞાતિ ઉન્નતિ પ્રત્યે તેમની લાગણી અનુકરણીય છે. જામનગરની પાંજરાપોળ માટે તેમણે એક પ્રવાસ કરી સારી રકમ મેળવી આપી છે. પરમ કલ્યાણકારી ગાયત્રી દેવીના તેઓ અનન્ય ઉપાસક છે.

## શ્રી. કુલશંકર જીવાભાઈ ત્રિવેદી.

એમના વડીલો મૂળ માંડવીના વતની છે. એમનો જન્મ માંડવીમાં સને ૧૮૮૨ માં થએલો છે. તેઓ જામનગરમાં પોતાની માસીને ત્યાં રહી ભણ્યા છે. ગુજરાતી તેમજ અંગ્રેજી કેળવણી લીધી છે. નાનપણથી તે ચાલાક અને બુદ્ધિશાળી હતા. શરૂઆતમાં તેઓ કચ્છ રાજયના પોલીસખાતામાં દાખલ થયા હતા, પરંતુ પોતાની કાર્યકુશળતાએ બી. એચ. કું. માં દાખલ થયા અને ધીમે ધીમે ઉત્સાહ અને ખંતથી કામ કરતા કં. ના અધિકારીઓનો પ્રેમ મેળવી શક્યા. કારકુન લાઇનમાંથી પોરબંદરના એજન્ટ તરીકે નીમાયા. ત્યાં સારૂ કામ કરવાથી પ્રતિષ્ઠા મેળવી અને જુદે જુદે સ્થળે કંપનીની ઓફીસોમાં બદલાતા ગયા. હાલ તેઓ મોરબી ખાતેની ઓફિસમાં એજન્ટ તરીકે કામ કરે છે. તેઓ બાળલગ્નના વિરોધી છે, તેથી તેમણે મોટી ઉમરે લગ્ન કર્યું છે. જામનગરમાં જાણીતા થઇ ગએલા મલ્લાના કામદાર ચત્રભુજ કાનજીની દીકરી સાથે તેમના લગ્ન થયા છે. તેઓ જ્ઞાતિકાર્યમાં પણ પ્રેમ ધરાવે છે.

## શ્રી. નરભેરામ વશરામ દવે.

મોરબીમાં દયાળજી રતનજી જાણીતા પુરૂષ થઇ ગયા છે. તેઓ આપકર્મી, કર્મકાંડી, સાદા અને ધર્મપ્રેમી હતા. તેમના પુત્ર વશરામ



શ્રી૦ ડૉ.ઇશ્વરલાલ વૈજનાથ ઓઝા.

[ પૃષ્ઠ. ૧૪૨





શ્રી૦ ધનેશ્વર પરમાણંદ.

[ પૃષ્ઠ. ૧૪૪



શ્રી૦ ડૉ. દયાશંકર જગજીવન ઓઝા.

[ પૃષ્ઠ. ૧૪૧





શ્રી૦ ડૉ. રેવાશંકર પ્રભાશંકર.

[ પૃષ્ઠ. ૧૪૧

દવે રાજ્યમાં રેવન્યુ ખાતામાં હતા. જેમણે મોરબી ઠાકોર સાહેબ શ્રી. રવાજીનો પ્રેમ સારી રીતે સંપાદન કરેલો હતો. તેમના પુત્ર નરભેરામનો જન્મ સં. ૧૯૨૭માં થએલો છે. તેમણે ગુજરાતી તથા અંગ્રેજી કેળવણી લીધી છે. શરૂઆતમાં મોરબી રેલ્વેમાં તાર માસ્તર તરીકે જોડાયા હતા. ત્યાંથી એન્જીનીઅરીંગ અને ટ્રામ ખાતામાં રહી સારો અનુભવ મેળવેલો છે.

હાલ તેઓ ટ્રાફીક ખાતામાં સારા હોદ્દા ઉપર છે. જ્ઞાતિ પ્રત્યે તેમનો પ્રેમ સારો છે અને જ્ઞાતિહીતની સંસ્થાઓમાં પ્રસંગોપાત બનતી મદદો આપે છે.

## શ્રી. પ્રભાશંકર કેશવજી દવે.

મોરબીમાં જાણીતા થઇ ગએલા વલમજી વસ્તાણીના કુટુંબમાં શ્રીમાન પ્રભાશંકરભાઇનો જન્મ સંવત ૧૯૧૭ માં થએલો છે. આ કુટુંબ મૂળથી શ્રીમંત અને સખાવતી ગણાતું આવ્યું છે. મોરબીમાં એક સારા વ્યાપારી તરીકે તેમની પ્રતિષ્ઠા મનાએલી છે. દેશતેડાં, મહારૂદ્રો, વિશ્ણુયાગો વિગેરે ધાર્મિક કાર્યો આ કુટુંબમાં થતાં આવ્યાં છે. રા: પ્રભાશંકરભાઇએ ગુજરાતિ ઉપર મેટ્રીક સુધીનો અભ્યાસ રાજકોટમાં રહી કરેલો છે. શરૂઆતમાં કેળવણી ખાતામાં માસ્તર તરીકે જોડાયા હતા. ત્યાંથી ઇ. સ. ૧૮૮૭ માં મોરબી સ્ટેટ રેલ્વેમાં તેઓ જોડાયા અને વતનમાં આવી રહ્યા. આપ હોંશીયારી અને કાર્ય કુશળતાથી તેઓ આ ઓફીસમાં હેડકલાર્ક સુધી પહોંચ્યા છે અને ઓફીસરોની સારી પ્રીતિ સંપાદન કરેલી છે. તેઓ ધાર્મિક શ્રદ્ધાવાળા છે તેમજ જ્ઞાતિ ઉન્નતિના ચાહક છે. જ્ઞાતિ બાળકો કેળવાય તોજ જ્ઞાતિ ઉન્નતિ થઇ શકે એવું તેઓ માને છે; અને તેથી પ્રસંગોપાત પોતાની શક્તિના પ્રમાણમાં મદદો પણ આપતા રહે છે. કેટલાક જ્ઞાતિ બંધુઓને તેમણે નોકરીમાં રખાવેલા છે. તેઓ જ્ઞાતિકાર્યમાં એક સારા સલાહકાર અને આગેવાન ગણાય છે. લીંબડી પરિષદમાં તેમણે ઉત્સાહથી જ્ઞાતિ ઉન્નતિના વિષયોની ચર્ચામાં સારો ભાગ લીધો હતો. ગઇસાલ તેમણે મહારૂદ્ર તેમજ ગાયત્રી પુરશ્ચરણ કરી બ્રહ્મભોજન કરેલાં છે. તેમને બે પુત્રીઓ છે.

## શ્રીમાન્ કાળીદાસ કાનજીભાઈ ઓઝા.

તેમનું ગોત્ર સનકસ. તેઓ કુણઝરા ઓઝા કહેવાય છે. તેમનું મૂળ વતન વાંકાનેર પણ હાલ વઢવાણમાં રહે છે. સ્વર્ગસ્થ સુંદરજી જદુરામ એ

કાનજી ઓઝાના મામા થાય. તેથી તેમની ગાદીએ વઢવાણમાં આશરે પંદર વર્ષ પહેલાં આવેલા ઓઝા કાળીદાસનો જન્મ સંવત ૧૯૨૫ માં થએલો છે. તેઓ ગુજરાતી ઉપરાંત અંગ્રેજી પહેલું ધોરણ ભણેલા છે. પરંતુ વ્યાપારિક વિષયમાં તેમનું ચંચળ મન નાનપણથીજ રોકાએલું હતું, કારણકે એ વખતે એમના પિતાશ્રી કાનજી ઓઝા ધોલેરા તથા વઢવાણમાં લાતીની દુકાન ચલાવતા હતા, તેથી શ્રી. કાલીદાસને વ્યાપારનો અનુભવ સારો મળ્યો હતો. તેઓ ૪૦ વર્ષથી લાતીની દુકાન ચલાવે છે. આ દુકાન વઢવાણ કાંપમાં છે. એમનું લગ્ન બે વખત થએલું છે. સંવત ૧૯૪૨ માં પહેલીવાર ભંડારીઆમાં ભાઇશંકર નાથાભાઇની દીકરી બાઇ મણી સાથે; અને બીજીવાર ગઢડામાં છગન હરીશંકર ભૂપને ત્યાં, તેમની દીકરી બાઇ નર્મદા સાથે થયું હતું. પહેલી સ્ત્રીને એક દીકરી તથા બીજી સ્ત્રીને બે દીકરા અને બે દીકરીઓ થયેલી છે. દીકરાનું નામ રતીલાલ અને ભાનુ-શંકર. પહેલી સ્ત્રીનું અવસાન સંવત ૧૯૪૪ માં અને બીજી સ્ત્રીનું અવસાન ૧૯૮૨માં થએલું છે. પહેલી સ્ત્રીની દીકરી બાઇ સૂરજ ઉમરાળે પરણાવી છે.

શ્રી. કાળીદાસ કાનજી અત્યારે વૃદ્ધ ઉમરના છે, છતાં પોતાનો ધંધો સારી રીતે ચલાવે છે. હાલ તેઓ ઘણું ખરૂં વઢવાણ કાંપમાંજ રહે છે, અને જ્ઞાતિમાં ઉત્સાહપૂર્વક આગેવાની ભર્યો ભાગ લે છે.

## શ્રીમાન્ ગોવિન્દરામ મોરારજી ત્રિવેદી.

એ કાણોદરા કુટુંબના છે. એમનો જન્મ સંવત ૧૯૧૪ માં મહા સુદ ૩ ને રવિવારે સીતાપુરમાં થએલો છે. એમના વડીલો પહેલાં સીતાપુરમાં રહેતા હતા. હજુપણ તેમના કુટુમ્બીઓનાં ઘરો સીતાપુરમાં છે. ત્રવાડી ભવાનીશંકર દયાળજી એમના વડીલ થાય. એ સીતાપુરમાં મોટા વ્યાપારી થઇ ગયા છે. ત્રવાડી ગોવિન્દરામના દાદા જેઠા ત્રવાડી સીતાપુરથી વઢવાણ આવેલા. ત્રવાડી ગોવિન્દરામે ગુજરાતિ કેળવણી લઇ ૧૬ વર્ષની ઉમરે ધ્રાંગધ્રા રાજ્યમાં ગુજરવેદીના મુખી તરીકે નોકરીમાં રહ્યા હતા. ત્યાંથી ડુમાણા બદલી થઇ. તે બાદ તેઓ વઢવાણ આવેલા અને પોતાની આપ હોશીયારી તથા સમયસૂચક બુદ્ધિથી વઢવાણમાં આવી વઢવાણના દીવાન રાવ૦ હરીદાસ વીહારીદાસ પાસેથી તેમણે વકીલાતની સનંદ મેળવી હતી. ત્યારથી તેઓ વઢવાણમાં વકીલાતનો ધંધો કરવા લાગ્યા. તેઓ અંગ્રેજી ઝાઝું ભણ્યા નથી છતાં અંગ્રેજીમાં ભાષણો આપી જાણે છે. ફારસીના

ખાસ અભ્યાસી છે. થોડું સંસ્કૃત અને ઉર્દૂ પણ જાણે છે. સંવત ૧૯૩૫ થી સંવત ૧૯૬૫ સુધી તેમણે વકીલાત કરી અમલદારો અને પ્રજા વર્ગમાં એક હુશીયાર વકીલ તરીકે પ્રખ્યાતિ મેળવી છે. એ બાદ તેઓ નોકરીમાં જોડાયા હતા. કોઠારીઆના મેનેજર, થાણદાર અને રામપરાના વહીવટદાર તરીકે એમણે નોકરી કરી છે. એમણે વઢવાણ મ્યુનીસીપાલિટિમાં પ્રજાકીય સભ્ય તરીકે લગભગ ત્રીસ વર્ષ કામ કરેલું છે, તે બદલ તેમને ચાંદો મળેલા છે. હાલ તેઓ સેસન્સ કોર્ટમાં સ્ટેટ વકીલ તરીકે કામ કરે છે. એમનું લગ્ન વઢવાણમાંજ સંવત ૧૯૨૮માં પરમાણંદ કલ્યાણજીની પુત્રી બાઇ મોતી સાથે થએલું હતું. તેઓ સંવત ૧૯૬૯ માં અવસાન પામ્યાં છે. તેમને બે પુત્રો તથા એક પુત્રી થયાં હતાં. તેમાં પુત્રી તથા મોટો પુત્ર અવસાન પામ્યાં છે, પરંતુ તેઓ ત્રીજી પેઢીના બાળક જોવાને ભાગ્યશાળી થએલા છે. તેઓ સ્વભાવે ઉગ્ર છતાં કાર્યદક્ષ અને સાચું કહેનારા ગણાય છે. ઇ. સ. ૧૯૦૩માં જ્યારે વઢવાણમાં આપણી જ્ઞાતિની પહેલી પરિષદ ભરવામાં આવી, ત્યારે તેમણે આગેવાની ભર્યો ભાગ લીધો હતો. સ્વાગત મંડળના પ્રમુખ પણ તેઓ ચુંટાયા હતા. રાજ્ય દરબારમાં અને પ્રજાવર્ગમાં તેમનું માન સારૂં છે.

## શ્રી. પ્રેમશંકર ધનેશ્વર ત્રિવેદી.

એ શીહોરના વતની છે. જન્મ સંવત ૧૯૧૮ અશાડ સુદ ૬ ના રોજ થએલો છે. એમના પિતાશ્રી નોકરી કરતા હતા. તેમનું અવસાન સંવત ૧૯૬૭માં થયું હતું. પ્રેમશંકરભાઇ પ્રથમ ભાવનગરમાં ૨૪ વર્ષની ઉમ્મરે પરણ્યા હતા. બીજીવાર ૩૨ વર્ષની વયે ગઢડામાં પરણ્યા છે. હાલ વિધુર છે, તેમને કાંઇ સંતાન નથી. ફક્ત ગુજરાતી ૪ ચોપડી સુધી ભણેલા છે. શરૂઆતમાંજ વેપારી ખાતામાં જોડાયા હતા, અને દાળ, ચોખા, ગોળ વિગેરે વસ્તુઓનો વ્યાપાર શિહોરમાં રહી કરે છે. આ વ્યાપારમાં તેમણે આપ હોંશીયારીથી સારી પેદાશ કરી છે. આ સદ્દકમાઇનો ઉપયોગ પણ સારી રીતે તેમણે કર્યો છે. સંવત ૧૯૮૦ માં ભાવનગરમાં જ્ઞાતિના વિદ્યાર્થીઓને કેળવણીનો લાભ આપવા પોતાના નામથી બોર્ડીંગ સ્થાપવા તેમણે રૂા. ૩૦૦૦ રોકડા તથા રૂા. ૨૦૦૦ની વીમાની પોલીસી આપવા ઉપરાંત વાસણો વિગેરે કેટલીક પરચુરણ ચીજો પણ આપી છે. આ ઉપરાંત રૂા. ૧૫૦૦ શીહોરમાં મહાલક્ષ્મીમાતામાં દાળીઆનું સદાવ્રત આપવા માટે આપ્યા છે.

તેમણે સંવત ૧૯૬૨ માં ગાયત્રીપુરશ્ચરણ કરી શીહોરની ચોરાસી કરી હતી. જ્ઞાતિ પ્રત્યે તેમનો સારો ભાવ છે. જીવન તદ્દન સાદું અને પ્રેમાળ છે. સામાન્ય સ્થિતિમાંથી આપ બળે આગળ વધી બોર્ડીંગ જેવી સંસ્થા સ્થાપવા રૂા. ૫ હજાર જેટલી સખાવત કરનાર આ પુરૂષનું જીવન જ્ઞાતિમાં અનુકરણીય છે.

## શ્રીમાન માણેકલાલ મગનલાલ ત્રિવેદી.

એમનું કુટુંબ ઉમરાળામાં જાણીતું થઇ ગયેલું છે. એમના વડીલ જેશંકર બત્રીસ પાદરમાં જાણીતા થયા છે અને ધીરધાર તથા રૂના વેપારનો ધંધો કરતા હતા. મગનલાલ ત્રવાડી પણ રૂનો ધંધો કરતા હતા. માણેકલાલ તેમના મોટા પુત્ર થાય. તેમનો જન્મ સં. ૧૯૩૯ ના ભાદ્રપદ વદ ૧૩ ના રોજ થએલો છે. ફકત ગુજરાતીજ ભણેલા છે. છતાં મુંબઇ આવી હીંમતથી વ્યાપારિક અનુભવ મેળવી આગળ આવ્યા છે. શરૂઆતમાં એસ. જે. રાજા એન્ડ ભગવાનદાસની લોખંડની પેઢીમાં નોકર રહ્યા હતા. થોડા વર્ષ પછી એજ પેઢીમાં ભાગીદારીથી કામ કરવું શરૂ કર્યું. પરંતુ હાલ છેલ્લા પાંચ વર્ષથી એમ. કાન્તિલાલ એન્ડ કું. ના નામથી પેઢી શરૂ કરી લોખંડનું સ્વતંત્ર બિઝનેસ કરે છે. તેમના નાનાભાઇ રતિલાલ પણ તેમની સાથેજ જોડાયા છે. બન્ને ભાઇઓએ મુંબઇના લોખંડના વેપારીઓમાં સારી નામના મેળવી છે. આ કુટુંબમાં વડીલો પાછળ વારંવાર નાનાં દેશતેડાં કરવામાં આવ્યાં છે.

## શ્રીમાન્ પ્રાણલાલ કામેશ્વર ત્રિવેદી.

તેઓ મુળ ધોળકાના વતની છે. પરંતુ હાલ પચ્ચાસેક વર્ષથી ધંધાર્થે અમદાવાદ આવી રહેલા છે. એમના પિતા કામેશ્વર પરશોત્તમ વડોદરા રાજ્યમાં નોકરી કરતા હતા. એમને ભાઇશંકર, શંકરલાલ અને પ્રાણલાલ એ ત્રણ પુત્રો હતા જેમાં ભાઇશંકરભાઇનું સંવત ૧૯૮૩ માં અવસાન થયેલું છે.

રા૦ પ્રાણલાલનો જન્મ સંવત ૧૯૪૨ ના પોષ વદી ૭ ના રોજ થયેલો છે. તેમણે મેટ્રિકની પરિક્ષા સને ૧૯૦૪ માં પસાર કરેલી છે. એ બાદ નોકરી નહિ સ્વીકારતાં વ્યાપારિક ધંધામાં સાહસ ખેડવાનું એમણે ઉચિત ધાર્યું હતું, અને શરૂઆતમાં અમદાવાદમાં સને ૧૯૦૫ માં પ્રાણલાલ

પોપટલાલના નામની પેઢી ખોલી મિલ સ્ટોરનું કામ શરૂ કર્યું હતું, જેમાં આગળ વધતાં સને ૧૯૧૯ માં રાજકોટમાં પોતે એજન્ટ થઇ લિમિટેડ કું. થી મીલ શરૂ કરેલી, જે કેટલાક સંજોગોવશાત્ રાજકોટ સ્ટેટે વેચાણ લેવાથી તેમણે અમદાવાદમાં ફરીને જયંતિલાલ પ્રાણલાલના નામથી સને ૧૯૨૪ થી મોટા જથ્થામાં લોખંડનો વેપાર શરૂ કરેલો છે, જે હાલ ચાલુ છે. મુંબઇમાં પણ સને ૧૯૧૨ થી પી. પી. ત્રિવેદીના નામની કું. થી મિલસ્ટોરનું કામ શરૂ કર્યું હતું, અને સને ૧૯૧૬ થી તેમના ભાઇ શંકરલાલ તે કું. ચલાવે છે. સને ૧૯૧૯ માં એમના પિતા કામેશ્વરનું અવસાન થયેલું છે. એમના નામથી તેમણે અમદાવાદ છાત્રાલયમાં સારી રકમ આપેલી છે. વળી તેઓ કેળવણીના ચાહક હોઇ છાત્રાલયને બનતી મદદ આપતા રહ્યા છે. અમદાવાદ ખાતે મળેલા જ્ઞાતિ સંમેલનમાં આગળ પડતો ભાગ લઇ છાત્રાલયના મકાન ફાળામાં તેમજ વિધવા ફંડમાં તેમણે રકમો ભરેલી છે. છાત્રાલયના તેઓ સભાસદ છે.

તેમનાં લગ્ન સંવત ૧૯૫૨ માં અમદાવાદમાંજ ત્રવાડી ગંગાશંકર ગૌરીશંકરની પુત્રી સૌ૦ નર્મદા સાથે થયેલાં છે. તેમણે અમદાવાદના પાંચ ગામોનો દેશાવર કરેલો છે. એમના પિતાએ મ્હેસાણામાં મહાદેવ પધરાવેલા છે. રા૦ પ્રાણલાલે પોતાના ધંધામાં ખંત અને બાહોશીથી સારી નામના મેળવી છે, તેમજ અમદાવાદમાં બંગલો, મકાનો વગેરે સારી મિલ્કત વસાવી છે.

## શ્રીમાન્ ભાનુશંકર પોપટલાલ ત્રિવેદી.

ઉમરાળામાં સ્વ૦ પોપટલાલ મુળજી ત્રિવેદી જાણીતા થઇ ગયેલા છે. તેને ચાર પુત્રો છે. જેમાં સૌથી મોટા અમૃતલાલ મુંબઇમાં જુના લોખંડનો દેશાવરો સાથે મોટા જથ્થામાં વેપાર ચલાવે છે, જ્યારે રા૦ ભાનુશંકર સને ૧૯૨૦ થી મુંબાઇમાં છોટાલાલ કેશવજીના નામથી લોખંડનો સ્વતંત્ર વ્યાપાર કરે છે. જેમાં ઉત્તરોત્તર વૃદ્ધિ પામતાં મુંબઇના લોખંડના વેપારીઓમાં નામના મેળવી શકયા છે. તેઓ આપબળથી આગળ વધ્યા છે. તેમનું લગ્ન રા. પ્રાણલાલ કામેશ્વરની પુત્રી સાથે અમદાવાદમાં થયેલું છે. તેમના ભાઇ મોહનલાલ મુંબઇમાં વેપારીમાં નોકરી કરે છે અને સૌથી નાનાભાઇ નવનિધરાય તેમની પેઢીમાં કામ કરે છે. આ રીતે આ ભાઇઓએ મુંબઇમાં વ્યાપારીક સાહસ ખેડતાં આપબળથી નામના મેળવી છે. એમના પિતાની પાછળ તેઓએ ગોહિલવાડનો દેશાવર કરેલો છે.

## શ્રીમાન્ માણેકલાલ લીલાધર ઓઝા.

તેઓ ધોળકામાં થઇ ગએલ મહાદેવ કાશીરામના જાણીતા કુટુંબમાં થએલા છે. એમનો જન્મ ધોળકામાં તા ૧૩ એપ્રિલ ૧૮૮૮ ના રોજ થએલો છે. તેઓએ મેટ્રિક તથા સ્કૂલ ફાઇનલની પરીક્ષાઓ પસાર કરેલી છે. તેઓ નોકરી ધંધાર્થે મુંબઈ ગએલા અને ૧૯૦૫ માં જર્મન કંપની સ્ટેફન એન્ડ નોલી જોડાયા હતા. અને ૧૯૧૨ સુધી ત્યાં રહ્યા હતા. સને ૧૯૨૦ સુધી જુદી જુદી વ્યાપારીક કંપનીઓમાં નોકરી કરી વ્યાપારીક અનુભવ મેળવી સ્વતંત્ર વ્યાપાર શરૂ કરવાને મુંબઇમાં ઓઝા એન્ડ કું. નામની પરદેશથી માલ મંગાવવાની પેઢી ખોલી છે. હાલ તેઓ વ્યાપારી તરીકે સારી નામના મેળવવા પામ્યા છે. અને ધંધો પણ સારી રીતે ચાલે છે. તેઓ કેળવણીના ચાહક સહાયક છે. અમદાવાદ છાત્રાલયને પ્રસંગોપાત બનતી મદદ આપે છે. ચાલુ સાલે ભાવનગરમાં એમના પુત્રના લગ્ન પ્રસંગે લ્હાણું તથા વરોડી કરી જ્ઞાતિભાઇઓનું આકર્ષણ ખેંચ્યું છે. તેઓ આપ હોંશીઆરીથી આગળ વધેલા છે.

## શ્રીમાન્ ભીખાભાઈ અંબાશંકર ઓઝા.

તેમના વડીલો મુળ ધોળકાના વતની છે. પરંતુ સાતેક પેઢીથી પાલીતાણા જઇ વસેલા છે. તેઓ શબ્યા ઓઝા છે. એમના દાદા ત્રિભોવન ધીરધારનો અને શરાફીનો ધંધો કરતા હતા, જ્યારે અંબાશંકર ઓઝા કાપડની દુકાન ચલાવતા હતા. એ સમયમાં આ કુટુંબ ઘણી સારી સ્થિતિમાં ગણાતું હતું, પરંતુ ભીખાભાઇની નાની ઉમરમાં સંવત ૧૯૪૪ના ફાગણ વદ આઠમના રોજ તેમના પિતાનું અવસાન થયા પછી ભીખાભાઇ તથા તેમના ભાઇ આત્મારામને તેમના મોસાળ શિહોરમાં શિવશંકર મુળજી ત્રિવેદીને ત્યાં આશ્રય લેવો પડયો હતો. ભીખાભાઇનો જન્મ સંવત ૧૯૩૮ ના કાર્તિક શુદ ૨ ના રોજ થએલો છે. તેમણે પાલીતાણા તેમજ શિહોરમાં ગુજરાતી સાત ધોરણ તથા અંગ્રેજી બે ધોરણનો અભ્યાસ કરેલો હતો, પરંતુ સાહસિકતા અને ખંતના પ્રભાવથી તેઓ આગળ વધી શકયા છે. સંવત ૧૯૫૫માં તેઓ મુંબઇ ગયેલા અને દાણા બંદર ઉપર વેપારી નોકરીમાં જોડાએલા. સાત વર્ષ સુધી દાણાના વેપારનો અનુભવ લીધા પછી સંવત ૧૯૬૨માં માગશર શુદ નોમના દિવસે અમદાવાદમાં દાણાની

આડતનો તથા કમિશન એજન્ટનો મોટા પાયા ઉપર વેપાર શરૂ કર્યો અને આત્મારામ અંબાશંકરના નામની દુકાનનું મુહુર્ત કર્યું. આપહોંશી-યારી અને મિલનસાર સ્વભાવથી તેઓ આ વ્યાપારમાં આગળ વધી સારી નામના મેળવી શકયા છે. પ્રભુકૃપાએ કમાણી વધતાં અમદાવાદમાં ઘરબાર વસાવ્યાં છે, તેમજ પાલીતાણાનું પણ પોતાનું જુનું મકાન સુધ-રાવ્યું છે. તેમના ભાઇ આત્મારામ મેટ્રિક સુધી ભણેલા છે અને મુંબઇમાં સને ૧૯૧૯ સુધી મિલ સેક્રેટરીનું કામ કરતા હતા. પણ એ બાદ અમ-દાવાદ આવી પોતાના નામની ચાલતી દુકાનમાં કામ કરે છે. બંન્ને ભાઇઓ ધાર્મિક વૃત્તિનાં અને ધર્મકાર્ય કરવામાં શ્રદ્ધાળુ છે. પોતાની વ્યાપારમાં ચઢતી થયા બાદ પંદર વર્ષથી શિહોરના મહાલક્ષ્મીના મંદીરમાં પોતાને ખર્ચે અખંડ ઘીનો દીવો રખાવતા આવ્યા છે. અને ચાર વર્ષથી એ ખાતે રૂા. ૧૫૦૦) ની ઉચક રકમ આપી તેના વ્યાજમાંથી અખંડ ઘીનો દીવો રાખવાની યોજના કરી છે. દર શ્રાવણ માસે રોજ રૂદ્રાભિષેક કરાવે છે. તેમના ચિરંજીવીના ઉપવિત પ્રસંગે ચાલુ સાલમાં મહા સુદ પુર્ણિમા ઉપર વિષ્ણુંયાગ કર્યો હતો. અમદાવાદ છાત્રાલયને પણ તેઓ પ્રસંગોપાત મદદ આપે છે. ભીખાભાઇને મહેન્દ્રરાય અને બાબુ નામે બે પુત્રો છે, જ્યારે આત્મારામને કાન્તા નામે એક પુત્રી છે. ભિખાભાઇએ સક્કર (સિંધ) અને ઓખામાં દુકાનો ખોલી હતી, જે એકજ વર્ષ બાદ અનુકુળ ન આવવાથી બંધ કરેલી હતી. આ રીતે ભિખાભાઇએ વ્યાપારિક પ્રવૃત્તિમાં આગળ વધી પોતાના વડીલોની નામનાને પુનઃ વધારી છે.

## શ્રીમાન્ રતિલાલ મફતલાલ ઓઝા.

એમના વડીલો પાટણથી હળવદ ગએલા અને હળવદથી મોસાળની ગાદીએ અમદાવાદ આવેલા કોડમાં પણ એમના વડીલોને મોસાળ તરફનો ગરાસ મળેલો. આથી એમનું કુટુંબ અમદાવાદમાં કોઠવાળાના નામથી ઓળખાય છે. તેઓ હાદાણી બ્રાહ્મણ છે. એમના પિતા પત્થરનો વેપાર કરવા ઉપરાંત કંટ્રાકટરનો ધંધો કરતા હતા. અમદાવાદ, વડોદરા અને મુંબઇમાં તેમની દુકાનો હતી. હાલતો અમદાવાદમાં દુકાન છે તેમજ અમ-દાવાદ અને મુંબઇ આડતનું કામ કરે છે. ભાઇ રતિલાલનો જન્મ સં. ૧૯૪૬ ના મહા વદી ૨ ના રોજ થએલો છે. તેમણે ગુજરાતી ઉપરાંત મેટ્રિક સુધી અભ્યાસ કરેલો છે. પોતાના પિતાના ચાલુ ધંધામાં અનુભવ મેળવી

તેમના અવસાન બાદ તેઓ હાલ સ્વતંત્રપણે કામ કરે છે. તેમના કાકા બુધાલાલનું અવસાન થએલું છે. જ્યારે બીજા કાકા રા૦ મોહનલાલ અમદાવાદ મ્યુનિસીપાલિટીમાં આસી૦ સેશ કલેકશન સુપ્રિટેન્ડન્ટ તથા વોટર વર્કસ સુપ્રિટેન્ડન્ટના હોદ્દા ઉપર કામ કરી હાલ વૃદ્ધાવસ્થાને લીધે રીટાયર થએલા છે. ભાઇ રતિલાલે પોતાના પિતાને નામે અમદાવાદ છાત્રાલયને રૂા. ૨૫૦) આપી તીથી ભોજન આપેલું છે. પ્રસંગોપાત બીજી મદદો પણ આપી છે. અમદાવાદ તેમજ લીંમડી પરિષદમાં હાજરી આપી જ્ઞાતિ ઉન્નતિના વિષયમાં ભાગ લીધો છે. અમદાવાદ છાત્રાલયની મેનેજીંગ કમિટિમાં સભાસદ રહી તેમણે પોતાની સેવાનો લાભ આપ્યો છે. કેળવણીના તેઓ ચાહક છે અને વખતો વખત તેના ઉત્કર્ષમાં ફાળો આપવા તત્પર રહેછે. વિધવા ફંડમાં પણ તેમણે રૂા. ૧૦૧) આપેલા છે. આ કુટુંબ પોતાની કન્યાઓ ધોળકા પંથમાં આપે છે.

## શ્રીમાન્ દલપતરામ મયાશંકર દવે.

નાનપણથી વેપારી લાઇનમાં જોડાઇ કોઇના પણ આશ્રય વગર આપ બળ અને સાહસિકતાથી દેશાવરમાં સ્વતંત્રપણે સારા વેપારી તરીકે નામના મેળવનારાઓમાં ભાઇ દલપતરામ હાલના યુવકોમાં દ્રષ્ટાંત રૂપ છે. એમનો જન્મ તા. ૧૪–૨–૧૮૯૯ના રોજ જામનગરમાં થએલો છે. તેમના વડીલો મૂળ વશરામ દયાળજીના નામાંકિત કુટુંબના હોઇ વેપાર ધંધાર્થે કર્યું. જામનગર આવી વસેલા હતા. રા. દલપતરામની ૪ વર્ષની વયે તેમના માતાપિતાનું અવસાન થએલું હતું. પ્રાથમિક કેળવણી જામનગરમાં તથા મુંબઇમાં લીધા બાદ થોડોક અંગ્રેજી અભ્યાસ પણ કર્યો હતો. વ્યાપારમાં આગળ વધવાની ભાવનાથી વ્યાપારી ખાતામાં શરૂઆતથી નોકરી સ્વીકારી હતી અને ધીમે ધીમે અનુભવ મેળવતાં ધી બોમ્બે સ્વદેશી કોઓપરેટીવ સ્ટોર્સ કંપની લીમીટેડના મેનેજરના હોદ્દા સુધી પહોંચ્યા હતા. પરંતુ સ્વતંત્ર થવાની ભાવના તીક્ષ્ણ હતી. આથી કરીને સને ૧૯૨૨માં પુનામાં સ્વતંત્રપણે લોકમાન્ય સ્વદેશી સ્ટોર્સ ખોલ્યો છે. તે હાલ ઘણી સારી સ્થિતિમાં ચાલે છે. પુનામાં વસ્તા દક્ષણી, ગુજરાતી પારસી વીગેરે કોમોમાં તેઓશ્રીએ એક પ્રમાણિક વેપારી તરીકે નામના મેળવી છે. આ તેમની ખંત અને વ્યાપારી અનુભવનું ફળ છે.



શ્રી૦ દલપતરામ મયાશંકર દવે.

[ પૃષ. ૧૬૦





શ્રી૦ જટાશંકર ઇશ્વરલાલ ત્રિવેદી.

[ પૃષ ૧૬૧



રા૦ પ્રાણલાલ કામેશ્વર ત્રિવેદી.

[ પૃષ્ઠ. ૧૫૬





શ્રી૦ ભીખાભાઇ અંબાશંકર ઓઝા.



શ્રીમાન્ જીવરામ જગજીવન.

[ પૃ. ૧૬૪



શ્રી૦ જ. શાં. મ. વિજયાનંદ સાગરાચાર્ય.

[ પૃષ્ઠ. ૧૬૫





શ્રી૦ જટાશંકર ભવાનિશંકર અગ્નિહોત્રી.

[ પૃષ્ઠ. ૧૬૬

એમનું લગ્ન ૨૧ વર્ષની વયે મોરબીમાં થએલું છે. તેમના મોટાભાઇ મનુનું અવસાન પણ નાની વયમાં થએલું હોવાથી કુટુંબ નિર્વાહની જવાબદારી એમના ઉપર આવી પડી હતી. વાડવગર વેલો ચઢતો નથી તે કહેવત ભાઇ દલપતરામનું જીવન ખોટી પાડે છે. મનુષ્ય ધારે તો ખંત અને કાળજીથી આગળ વધી શકે છે. એમના એક વીધવા બહેન કે જેવો પ્રેમાળ અને મીલનસાર છે તે તેઓની સાથેજ રહે છે. અને ભાઇ દલપતરામને આગળ વધવામાં પ્રોત્સાહન આપે છે. એમના પત્નીનું હાલ અવસાન થએલું છે. હાલમાં એક બે વર્ષનો બાળક સંતતિમાં છે. તેઓ સુધારક વિચારના તેમજ જ્ઞાતિ ઉન્નતિના પ્રેમી છે. તેઓ જ્ઞાતિની ઉન્નતિ જોવાને બહુ અભિલાષા રાખે છે અને પ્રસંગોપાત જ્ઞાતિ હીતકારક કામોમાં બનતી મદદ આપે છે. શ્રીમાળી શુભેચ્છકમાં જ્ઞાતિ સુધારાના લેખો પણ આપે છે.

## શ્રીમાન્ જટાશંકર ઇશ્વરલાલ ત્રિવેદી.

ગરીબાઇ અને અનેક પ્રકારના તડકા છાંયાના વાયરામાં ઉછરવા છતાં હીમત, નિરાભિમાનપણું અને કાર્યદક્ષતાથી આગળ વધવામાં ભાઇજટાશંકર દ્રષ્ટાંત રૂપ છે. તેમના પિતા ધ્રાંગધ્રામાં રહેતા હતા. આકાશ વૃત્તિ ઉપર એમનો કુટુંબ નિર્વાહ ચાલતો હતો તો પણ તેઓ શિવભકત અને ધર્માનુયાયી હોઇ સંતોષથી પોતાનું જીવન વીતાડતા હતા. ભાઇજટાશંકર નો જન્મ સં. ૧૯૪૨ ના અસાડ સુદી ૪ ના રોજ થએલો છે. ફકત ચાર પાંચ વર્ષની વયે પીતાનું અવસાન થતાં ભાઈ જટાશંકર અને એમના ભાઇ બહેનોનાં રક્ષણ કરવાનું કાર્ય એમના કાકા ગીરધરલાલ ઉપર આવી પડેલું. તે પણ લાંબો વખત નહિં નભતાં ચાર પાંચ વર્ષ બાદ ગીરધરલાલનું અવસાન થવાથી આ કુટુંબ તદન નોંધારૂં બન્યું હતું, તો પણ દયાળુ અને ધીરજવાળી વિધવા માતાએ ધૈર્યથી પોતાના બાળકોનું પોષણ કરેલું. સાધનના અભાવે તેમજ આજીવીકાનું સાધન મેળવવાની જરૂરીયાતથી તેમણે જટાશંકરને સામાન્ય કેળવણી લીધા પછી ફકત બારજ વર્ષની વયે નોકરી કરવી પડી. પ્રથમ રૂા. પાંચથી સર ન્યાયાધિશની ઓફિસમાં પટાવાળા તરીકે દાખલ થયા હતા. ટુંકસમયમાં જુનાગઢ વાળા અનંતરાયભાઇ સર ન્યાયાધિશ થતાં ભાઇ જટાશંકરને તેમના સારૂં કાર્યમાં જોડાવું પડયું. ત્યાં તેમણે આનંદથી કાર્ય કરતાં એમના કુટુંબનો પ્રેમ

મેળવ્યો હતો. આથી અનંતરાયભાઇએ ભાઇ જટાશંકરનું જીવન વિકસાવવાને નોકરી ઉપરાંત બપોરના વખતે સ્ટેટ છાપખાનામાં કામ શીખવા મોકલ્યા. ટુંક સમયમા આ કામ તેમણે પોતાની બાહોશીથી શીખી લીધું. અનંતરાયભાઇ જુનાગઢ પાછા ફરતાં ભાઇ જટાશંકરની બદલી ન્યાયાધિશની ઓફીસમાં થઇ. ત્યાં તેમણે બહોળો અનુભવ લીધો અને અમલદારોને સંતોષ આપ્યો નાજરની સાથે બેલીફનું કામ કરવા નીમાયા ત્યાં પણ ખંતથી કામ કરી અમલદારોના પ્રીતિપાત્ર બન્યા. થોડો વખત બાદ પોલીસખાતામાં દાખલ થઇ કુડા ગામે નીમાયા. આ ખટપટથી પોલીસખાતાનો અનુભવ પણ તેમણે ટુંક સમયમાં લીધો અને અમલદારોની પ્રીતિ મેળવી, પરંતુ જેમનું ભાવિ સ્વતંત્ર થવાનું હોય છે તેમને અણધાર્યાં સંજોગપણ મળી આવે છે. જ્યારે તેઓ ભારદ ગામમાં પોલીસ પટેલ હતા ત્યારે સીમાડાની તકરારમાં ધાંગધ્રા નરેશ અજીતસિંહજીના મનનું સમાધાન તેઓ ન કરી શકવાથી દૈવયોગે રાજીનામુ આપી ધાંગધ્રા સ્ટેટની નોકરીમાંથી છુટા થયા હતા.

સંવત ૧૯૬૦માં એમનાં લગ્ન મહુવામાં ત્રવાડી મોરારજી મુળજીની પુત્રી સાથે થયાં હતાં. આ બાઇનું હાલ અવસાન થએલું છે. તેથી ભાઇ જટાશંકરના હૃદય ઉપર મોટો આઘાત પહોંચ્યો છે તો પણ પોતાનું કાર્ય હીમત અને ધૈર્યથી આગળ ધપાવે જાય છે.

સને ૧૯૦૯માં ધ્રાંગધ્રા રાજ્યની નોકરીથી છુટા થઇ ભાઇ જટાશંકર અમદાવાદ ગએલા અને ત્યાં છાપખાનામાં કમ્પોઝીટર તરીકે દાખલ થયા હતા. પોતાના નાનાભાઇ ત્રીભોવનદાસને પણ આ કામનો અનુભવ આપવો શરૂ કર્યો હતો. થોડા સમયબાદ મહુવા જઈ કાપડની દુકાન શરૂ કરી હતી. પરંતુ છાપખાનાનો અનુભવ વિશાળ હોવાથી અને મહુવામાં છાપખાનું નહિ હોવાથી તેમજ કેટલાક સ્નેહીઓની સૂચનાથી સને ૧૯૧૦માં મહુવામાં બંને ભાઇઓએ મળી ત્રીભોવન પ્રીન્ટીંગ પ્રેસ નામે છાપખાનું ખોલ્યું હતું. કામ કરવાની ખંત અને બાહોશીથી છાપખાનાની ખીલવણી થતી ચાલી છે જે હાલ ઇશ્વર પ્રીન્ટીંગ પ્રેસના નામથી સારી સ્થિતિમાં ચાલે છે

ભાઇ જટાશંકરની જ્ઞાતિ સેવા વખાણને પાત્ર છે. પોતાના છાપખાનાની સાથે જ્ઞાતિસેવા કરવા ઉદભવતા ભાઇ પ્રેમીએ (કાશીરામ ભાઇશંકર ઓઝા ) લખેલી શ્રીમાળી બ્રાહ્મણોની આધુનિક સ્થીતિ અને તેનું દર્શન તે નામની નાની છતાં જ્ઞાતિ ઉન્નતિના માર્ગમાં પ્રોત્સાહનપ્રેરક ચોપડી તેમણે પોતાના પ્રેસમાં છાપી અને જ્ઞાતિ સેવા કરવાનો વીચાર મક્કમ

બન્યો તેની સાથે ભાઇ પ્રેમીનો સહકાર અને સૂચના મળતાં તેમણે સને ૧૯૧૨ના અગસ્ટથી શ્રીમાલી અભ્યુદય નામે માસિક પત્ર છાપવું શરૂ કર્યું છે, જે અદ્યાપિ પણ ચાલે છે. છાપખાનાની અનેક જવાબદારીઓની સાથે આ જવાબદારી પણ ભાઇ જટાશંકરે ખંત અને ઉત્સાહથી આજ સુધી સંભાળી છે તે ધન્યવાદને પાત્ર છે. અભ્યુદયમાં તેઓએ પ્રસંગોપાત જ્ઞાતિ ઉન્નતિના વિષયો ચર્ચી જ્ઞાતિ ઉન્નતિના માર્ગને સરલ બનાવ્યો છે તે નિર્વિવાદ છો લીંબડી પરિષદ અને અમદાવાદ સંમેલનમાં તેમજ જોધપુરમાં મળેલી મારવાડ, માળવા પ્રાંતિય પરિષદમાં ભાઇ પ્રેમી સાથે તેમને હાજરી આપી હતી. અભ્યુદય માસિકને હિંદી બનાવવા તરફ એમને ખાસ લક્ષ છે અને હાલતે હિંદી–ગુજરાતીમાં પ્રસિદ્ધ કરી સમગ્ર શ્રીમાળીભાઇઓની સેવા બજાવી રહેલ છે. તે એમની સેવા ભાવનાને આભારી છે એમને રતિલાલ નામે પુત્ર છે જે પીતાને પગલે ચાલી છાપખાનામાં પોતાની સેવા આપી રહ્યા છે.

## શ્રીમાન્ હરગોવિંદ દુર્લભરામ દવે.

એમના વડીલો હળવદથી કચ્છમાં વાંછીઆ રહેવા ગએલા અને ત્યાંથી રૂપપરમાં આવી રહેલા છે. હાલના યુવકો પરદેશ જઇ સ્વતંત્ર ધંધો કરવાના સાહસમાં આગળ વધતા જાય છે તે પૈકીના ભાઇ હરગોવિંદ પણ એક છે. તેમનો જન્મ સંવત ૧૯૫૫ માં થએલો છે. તેમણે ચાણસ્મા તેમજ માંગરોળમાં ગુજરાતી અને અંગ્રેજી કેળવણી લીધી છે. તેમણે ૧૯૭૧માં મેટ્રીકની પરિક્ષા આપેલી પણ તેમાં નાપાસ થવાથી વ્યાપારી ધંધામાં અનુભવ લેવા શરૂઆત કરી હતી. મુંબઇમાં શેઠ હંસરાજ દામોદર તથા શેઠ તુલસી મનજીની પેઢીમાં બે એક વરસ અનુભવ લીધા બાદ કલકત્તામાં શેઠ કલ્યાણદાસની પેઢીમાં થોડી વખત અનુભવ લીધો હતો. એ બાદ સ્વતંત્ર થવાની ભાવનાથી ઇ. સ. ૧૯૧૨ માં જમસેદપુરમાં શેઠ વલભદાસના ભાગમાં ચણીઆરાની દુકાન ખોલી સ્વતંત્ર ધંધો શરૂ કર્યો છે. ત્યારબાદ કાપડની દુકાન પણ પોતાના નામથી શરૂ કરી છે. જ્યાં પોતે તથા પોતાના વડીલ ભાઇ વૈકુંઠરામ કામ કરે છે. દીનપ્રતિદીન આ વેપારમાં તેમણે પ્રખ્યાતિ અને સંપતિ મેળવી છે. એમના ત્રીજા ભાઇ રા. દામોદરદાસ રૂપપરમાં સ્કુલ માસ્તર છે. આ ભાઇઓની પ્રીતિ જ્ઞાતિ બાળકોને કેળવણી તરફ વધારે હોઇ અમદાવાદ છાત્રાલયને તેઓ બનતી મદદ આપવા તત્પર રહે છે. જ્ઞાતિ ઉન્નતિના વિષયમાં પણ તેઓ સહાનુભુતિ દર્શાવે છે.

## શ્રીમાન્ રૂગનાથજી મંગળજી ઓઝા.

તેઓ ધોળના વતની છે. ગુજરાતી તેમજ અંગ્રેજી કેળવણી તેમણે લીધેલી છે. નોકરીમાં રહી પરતંત્ર જીવન નહિ ગુજારતાં વેપારમાં આગળ વધવાની ભાવનાથી તેઓ પરદેશ ગયા છે. તેઓએ વેપારી અનુભવ મેળવ્યા બાદ જમસેદપુરમાં લગભગ પચીસ વરસથી સ્વતંત્ર ધંધો શરૂ કર્યો છે. તેઓ હાલ લોખંડનું બીઝનેસ પોતાના નામથી કંપની કાઢી મોટા પાયા ઉપર ચલાવે છે આ તેમનુ હાલના નોકરી શોધતા યુવકોને દ્રષ્ટાંત રૂપે છે. કેળવણી તરફ તેમજ જ્ઞાતિ ઉન્નતિમાં પ્રયત્નો તરફ તેમની સહાનુભુતિ પ્રોત્સાહન રૂપે છે. અમદાવાદ છાત્રાલય તેમજ જ્ઞાતિ પરિષદમાં તેઓ યોગ્ય ફાળો આપતા આવ્યા છે.

## શ્રીમાન્ જીવરામ જગજીવન દવે.

ઓછું ભણતર છતાં ચાલાકી અને આપહોંશીયારી આપકમાઇ કરનારાઓ પૈકી શ્રીમાન જીવરામભાઇનું જીવન દ્રષ્ટાંત રૂપ છે. એમના વડીલો લીમડીના વતની છે. જગજીવન દવે લીમડીમાં તથા વઢવાણ કેંપમાં એક ખત્રી શેઠના ભાગમાં કાપડની દુકાન ચલાવતા હતા. પરંતુ ઉતરાવસ્થામાં દુકાનના લેણદારોએ અણધારી તવાઇ લાવવાથી તેમણે ગણેશજી વકીલના રૂપીઆ લાવી કુલ દેવું ચૂકવ્યું હતું, અને ગણેશજી વકીલના રૂપીયા આપવા પોતાના લેણદારો પાસેથી ઉઘરાણી વસુલ કરવા માંડી હતી. છતાં મોટા ભાગની ઉઘરાણી નહિ આવવાથી વેપાર બંધ કરવો પડયો હતો. આથી કરીને પોતાનું પ્રમાણિકપણું સાચવતાં તેઓ કફોડી સ્થિતિમા આવી પડયા હતા. શ્રી. જીવરામભાઇનો જન્મ લીમડીમાં તા. ૨૯–૪–૭૫ ના રોજ થયો હતો. તેમણે ગુજરાતી સાત ચોપડી પુરી કરી છે. શરૂઆતમાં નિશાળખાતામાં શિક્ષક તરીકે જોડાયા હતા પણ બે વર્ષમાજ આગળ વધવાની ભાવનાએ તેઓ મુંબઇ ગયા અને એકજ મહિના પછી ૧૮૯૦માં તેઓ અમદાવાદ આવેલા, અને મ્યુનિસીપાલ ઇજનેરની ઓફિસમાં નોકરીમાં રહ્યા. ત્યાં ૧૯૦૪ સુધી રહી બહોળો અનુભવ લીધેલો. એ ઉપરથી મોરબી, ભાવનગર અને બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેના કંટ્રાકટરો રાખવાનું કામ શરૂ કર્યું. ધીમે ધીમે ખંત અને આવડતથી આ કામમાં આગળ વધ્યા અને એક સારા કંટ્રાકટર તરીકે નામના મેળવવા પામ્યા.

આ ધંધામાં તેમણે સારી કમાણી કરી છે. અને અમદાવાદમાં ઘરબાર વસાવી હાલ ચાર વર્ષથી નિવૃત્ત જીવન ગાળે છે, તેમણે પોતાની કમાણીનો જ્ઞાતિહિતના કાર્યમાં સારી રીતે ઉપયોગ કર્યો છે. સને ૧૯૨૨ ના નવેંબરમાં તેમણે પોતાને ખર્ચે લીંબડીમાં જ્ઞાતિ પરિષદ નિમંત્રી હતી. આ કાર્યના બદલામાં પરિષદ તરફથી તેમને માનપત્ર આપવામાં આવ્યું હતું. અમદાવાદના જ્ઞાતિ છાત્રાલયની મેનેજીંગ કમિટીમાં સભાસદ હોઇ ઓડીટર તરીકે પોતાની સેવાનો ફાળો આપે છે. વખતો વખત બનતી મદદ પણ આપે છે. ૧૯૨૮ ના ઓક્ટોમ્બરમાં અમદાવાદ ખાતે મળેલી અખીલ ભારતવર્ષિય શ્રીમાળી બ્રાહ્મણ પરિષદમાં સ્વાગત કમિટીના ઉપપ્રમુખ તરીકે તેમણે પોતાની સેવાનો ફાળો આપ્યો છે. આ રીતે તેઓ જ્ઞાતિ ઉન્નતિના કાર્યમાં ભાગ લેવા હંમેશાં તત્પર રહે છે. તેમનું બાળલગ્ન ૧૧ વરસની ઉંમરે મોરબીમાં થયું હતું. તેમને સરસ્વતી નામે એક વિધવા પુત્રી છે. આથી તેઓ પોતાના ભાણેજને પોતાને ત્યાં રાખી ઉંચા પ્રકારની કેળવણી આપી રહ્યા છે. જીવરામભાઇને વાલજી નામે મોટાભાઇ છે જે લીમડીમાં વૈદ્ય છે.

## શ્રી જ. ગુ. શં. સ્વામીશ્રી. વીજયાનંદસાગરાચાર્ય.

ધોળકામાં શ્રીમદ શંકરાચાર્ય મહારાજનો જ્યોતિર્મઠ બ્રદ્રીકાશ્રમ શાખા બ્રાહ્મણ પીઠામાં આવેલ છે. તે મઠની ગાદીએ હાલ જ. ગુ. મહારાજશ્રી વિજયાનંદ આગરાચાર્ય બીરાજે છે. તેઓશ્રી પૂર્વાશ્રમમાં શ્રીમાળી બ્રાહ્મણ હતા અને મારવાડના વતની હતા. નાનપણમાંથી વૈરાગ્ય થવાથી શાસ્રનું અધ્યયન કરી સંન્યાસી દીક્ષા લીધી અને ક્રમે ક્રમે આગળ વધતા આ મઠની ગાદીએ આવ્યા છે. તેઓએ મઠની સુધારણાર્થે ઘણો પ્રયત્ન કરેલો છે. બ્રાહ્મણ ધર્મના ઉદ્ધારર્થે તેઓ બનતો પ્રયત્ન કરી રહ્યા છે જ્ઞાતિ પ્રત્યે તેમનો સદભાવ છે. લીંમડી પરિષદમાં તેઓશ્રીએ હાજરી આપી ઊત્તમ બોધ આપ્યો હતો.

## શ્રી સંતોબા મહારાજ

તેઓ મુળ નંદુરબારના વતની છે. તેમનાં વડીલો ચાર પેઢી ઉપર શુક્લતિર્થ રહેતા હતા. તેમનાં પીતા ઉત્તમરામ, પાંડુ મહારાજ કે જેઓ

નાગર ગૃહસ્થ હતા. તેમને બ્રહ્મજ્ઞાન થયું હતું, તેમની પાસે તેઓ રહ્યા હતા, પંઢરપુરમાં ચંદ્રાભાગાના કાંઠા પાસે તેમણે જગા કરી હતી; ત્યાં તેઓ રહ્યા હતા અને તેમની સેવા અનન્ય ભાવથી કરતા હતા. મોટી ઉમ્મર સુધી પરણ્યા નહોતા, પરંતુ પાછળથી પાંડુ મહારાજના આગ્રહથી તેઓ નંદરબારમાંજ પરણ્યા હતા, અને તેમને પાંચ પુત્રો થયા હતા. સંવત ૧૯૪૨ ના આશરામાં પાંડુ મહારાજે પોતાના વતન તલોદા અને કુકરમુંડામાં ગરૂડાસન મહારાજનાં મંદિરો બંધાવ્યાં હતાં અને ત્યાંજ રહી ઇશ્વર ભજન કરતા હતા. પાંચ વર્ષ બાદ તેમણે સમાધી લીધેલી. આ ગાદી પ્રભાવશાળી થઈ પડી હતી. તેમની પછી સંતોબાના કાકા કાશીરામ કુકરમુંડાની ગાદી ઉપર આવ્યા હતા, પરંતુ ચારજ વર્ષમાં તેમણે સમાધી લીધાથી ૧૪-૧૫ વર્ષની ઉમ્મરે સંતોબાએ બ્રહ્મદીક્ષા લીધી અને સંવત ૧૯૫૩ ના આસો સુદ ૧૩ રોજ એ ગાદી ઉપર આવ્યા. સંવત ૧૯૫૬ માં કુકરમુંડામાં તેમણે બીજું મંદીર બંધાવ્યું છે. ધીમે ધીમે આ ગાદીનો પ્રભાવ વધતો ચાલ્યો છે. આશો સુદ ૧૫ ઉપર પાંચ દીવસ સુધી હરસાલ ત્યાં મોટી યાત્રા ભરાય છે. હજારો લોકો ત્યાં આવે છે. પોતે વિદ્વાન હોઇ ધર્મજ્ઞ મહાપુરૂષોને નિમંત્રી ધર્મચર્ચા કરાવે છે, પોતે પગપાળાજ મુસાફરી કરે છે. તેમનાં ઘણા સેવકો છે. તાપી નદીના કાંઠા ઉપર આ જગા સુંદર છે. કુકરમુંડા, તલોદા અને પંઢરપુરનાં મંદીરો તેમના તાબામાં છે. તેઓ વર્ષમાં ઘણો ભાગ પંઢરપુર રહે છે. જ્ઞાતિ પ્રત્યે પણ તેમનો પ્રેમ સારો છે.

## અગ્નીહોત્રી જટાશંકર ભવાનીશંકર

ધર્મપરાયણ કર્મકાંડાને પુર્ણ બ્રહ્મ જ્ઞાની જટાશંકર અગ્નીહોત્રીનો જન્મ સંવત ૧૯૨૩ માં જામનગરમાં થયો છે. એમના કાકા તથા પિતા મહે અગ્નીહોત્ર લીધો હતો, અને કર્મકાંડના એ જાણીતા હતા. જટાશંકર ભાઇએ વડોદરામાં રહી સામવેદનો અભ્યાસ કર્યો છે. તેમજ કર્મકાંડનું શિક્ષણ મેળવ્યું છે. ત્યારબાદ ભાવનગરમાં ગૌરીશંકર વેદશાળામાં તેઓ સામ વેદના અધ્યાપક નીમાયા હતા પરંતુ ના. જામ સાહેબ શ્રી. રણજીતસિંહજીએ રૂા. સાતસો રોકડા અને રૂા. ૫૦૦ નું વર્ષાસન બાંધી આપવાથી જટાશંકરભાઇએ અગ્નીહોત્ર શરૂ કર્યો છે, એમના પિતાશ્રીએ સંન્યસ્ત લીધું હતું. રાજ્યમાં તેમજ પ્રજામાં તેમની પ્રતિષ્ઠા સારી છે. તેમણે ઘણા યજ્ઞો પણ કરાવ્યા છે.

પોતે કરેલા ચાતુર્માસ યજ્ઞમાં રાજ્ય તરફથી સારી રકમની મદદ મળી હતી. તેમજ પ્રજા વર્ગ તરફથી પણ સારો સત્કાર થયો હતો. તેમનું કુટુંબ બહોળું છે, અને રાજ્યમાં તેમજ પ્રજામાં તેમની પ્રતિષ્ઠા પ્રશંસાને પાત્ર છે.

પિતાશ્રીના ઉત્તર કાર્યમાં તેમણે દેશ તેડું કર્યું હતું.

## પં. છગનલાલજી

તેઓનું મુળ વતન બગડી. મેવાડમાં જાણીતા થઈ ગએલા પુંજાજી અને ભોળાજીના તેઓ સોળમી સત્તરમી પેઢીએ હાલ છે. તેમનો વિદ્યાભ્યાસ કીસનગઢ, જેપુર, જોધપુર, અજમેર વિગેરે સ્થળે થએલો છે. તેમણે ન્યાય, વ્યાકરણ, કાવ્ય આદિ શાસ્ત્રનો અભ્યાસ કરેલો છે. ઇ. સ. ૧૯૧૩ માં તેઓ જોધપુર આવ્યા હતા, અને અંગ્રેજી સ્કૂલમાં સંસ્કૃત શિખવવા પંડિત તરિકે નોકરીમાં જોડાયા હતા. તેમનું સંસ્કૃત જ્ઞાન ઘણું સારૂં હોવાથી ક્રમે ક્રમે તેઓ હાઇસ્કૂલ અને જોધપુર કોલેજમાં સંસ્કૃતના પ્રોફેસરની પદવી મેળવવા ભાગ્યશાળી થયા હતા. તેઓ સંસ્કૃત પાઠશાળાના મુખ્ય અધ્યાપક પણ હતા. વૃદ્ધાવસ્થાને લઇને હાલ તેઓ પાંચેક વર્ષથી પેન્શન ઉપર રીટાયર્ડ થએલા છે. તેમનું વાંચન બહુ વિશાળ હતું તેમજ તત્વજ્ઞાનના અભ્યાસી હોઇને તેઓએ પંડીત તરીકે સારી નામના મેળવી છે. તેમને બે પુત્રો છે. જેમાં મોટા પુત્ર શ્રીમાન લાલચંદજી ગ્રેજ્યુએટ હોઈ જોધપુર સ્ટેટની નોકરીમાં જોડાયા છે. હાલ તેઓ જશવંતપુર જીલ્લાના હાકેમની માનવંત પદવી ભોગવે છે, જ્યારે બીજા પુત્ર ભોળાનાથ પણ જોધપુર સ્ટેટમાં સારી જગ્યા ઉપર છે. પંડિત છગનલાલજીએ જોધપુરને પોતાનું વતનજ બનાવ્યું છે. સોજત રોડમાં મળેલી ત્રીજી મારવાડ પ્રાંતિય કોન્ફરન્સના તેઓ પ્રમુખ હતા.

પંડિત છગનલાલજીના વડીલો પુંજાજી અને ભોળાજી જેઓ ૩૫૦, ૪૦૦ વર્ષો ઉપર થઇ ગએલા કહેવાય છે તેઓ ઉદેપુરના મહારાણાના આચાર્યપદે હતા. મહારાણા તેમનું ગુરૂ તરીકે સારૂં માન સાચવતા. તેઓ કહાણાના રહીશ હતા. ઉદેપુરના મહારાણાએ તેમને કહાણા, ગોડવા, અને સલોદરા વગેરે ગામો ઇનામમાં આપ્યાં હતાં. જે પુંજાજીના વંશજ હાલ ખાય છે. ભોળાજીના વંશજ પાછળથી રાજ્ય સાથે અનુચિત થતાં છોડી બગડી આવી વસેલા. પુંજાજી તથા ભોળાજીએ ૪૫૦૦૦ સ્વજ્ઞાતિને નિમંત્રણ આપ્યાનું કહેવાય છે. તેમનું વડપણ હાલમાં પણ મેવાડ, મારવાડના લોકો સાચવે છે.

# ઋષી ગોપીનાથજી બલદેવજી ઓઝા.

એમનો જન્મ ઇન્દોરમાં ભાદ્રપદ શુક્લ પંચમી ૧૯૩૪ વીક્રમસંવતમાં થયેલો છે. તેમના પિતાનું નામ બલદેવજી હતું, તથા તેમના કાકાનુ નામ ઝુંગરલાલ હતું, તેઓ સારા કવિ હતા. એમના વડિલોનુ મુળ ગામ મેવાડ રાજ્યમાં લોહિંગ હતું, પણ છેલ્લી ચાર પેઢીથી સોજત પાસે કંટાલિયામાં રહેતા હતા. તેમના વડિલ રૂપદત્તજી. પંડીત અને મહાન વિદ્વાન હતા, તથા જ્ઞાતિ પ્રેમ સારો ધરાવતા હતા.

ગોપીનાથના પિતા ઇંદોરમાં વ્યાપારનો ધંધો કરતા હતા. તેઓ વ્યાપારને અંગે દક્ષિણ હૈદરાબાદ વગેરે સ્થળોએ ગોપિનાથજીને સાથે લઇ ગયેલા, ત્યાંથી પાછા ફરતાં સંવત ૧૯૭૪ માં માર્ગમાંજ સ્વર્ગવાસી થયા હતા. ગોપિનાથજીનું લગ્ન સંવત ૧૯૫૩ માં થયું હતું. મારવાડમાં આવેલા આઉવા સ્ટેશનથી દોઢ માઇલ દુર સુગાલિયા નામે ગામ છે. ત્યાંના કૃષીકાર સ્વજ્ઞાતીય બંધુ ફુલચંદજી દવેની પુત્રી સાથે થયું હતું. તેઓ પ્રથમ ઇંદોર રાજ્યની નોકરીમાં હતા, પરંતુ નોકરી છોડયા બાદ તેઓએ દેશાટન તેમજ યાત્રાઓ કરી યોગ્ય અનુભવ મેળવેલો છે. આ વખતથી તેમની વૃત્તિ ધર્મ મય થઇ હતી. ઇંદોરમાં ગોપેશ્વર મહાદેવનું દેવાલય છે. તેમાં તેઓ યાત્રાએથી આવી રહેવા લાગ્યા અને ભક્તિભાવપૂર્વક શંકરનું પૂજન કરવા લાગ્યા. આ યોગથી તેમની સ્ત્રીને પુત્ર થયો. એમ કહેવાય છે કે ત્રણ માસનો ગર્ભ હતો તે વખતે શંકરે ગોપીનાથજીને સ્વપ્ન આપેલું અને પોતે તેના ભક્તિ ભાવથી પ્રસન્ન થઇ, પુત્ર આપ્યો છે, એમ જણાવી આ પુત્રનું નામ ઋષીકુમાર માર્કણ્ડલાલ પાળવા સુચના આપી હતી.

આ ઉપરથી પુત્ર પ્રસવ થયા બાદ તેમનું નામ માર્કણ્ડલાલ આપવામાં આવ્યું છે. એમની ધર્મ પત્નીનો દેહાંત સંવત ૧૯૭૪ માં થયેલો છે.

યાત્રાએથી આવ્યાબાદ ગુરૂ બ્રહ્માનંદ મુનીના ઉપદેશથી એમનું મન વૈરાગ્યમય બન્યું હતું. તેઓ ત્યારથી વાનપ્રસ્થાશ્રમ ભોગવતા હતા. ક્રમે ક્રમે એમનું મન વૈરાગ્યમાં દ્રઢ થવાથી તેમજ મૌનવ્રત ઉપવાસ આદિ વર્ષો પર્યંતની ક્રિયા કરવાથી લોકો તેમને ઋષી નામથી સંબોધવા લાગ્યા. તેમનો સ્વભાવ સરળ, પરોપકારી અને સેવાભાવનામય છે. તેઓ હાલ એજ સ્થાનમાં રહે છે, અને અતિથિઓને જળપાન આરામ વગેરે આપવાની વ્યવસ્થા કરે છે. તેમના ઉપર સરસ્વતી દેવી પ્રસન્ન થયાં છે, અને તેથી તેમણે સંખ્યાબંધ, ભાવશાળી કવિતાઓ લખી છે. સોજત પાસે આવેલા ફુલનારાયણ આશ્રમના સાંપ્રત મઠાધિશ સ્વામી બ્રહ્મનારાયણજીના તેઓ પટ્ટશિષ્ય તરીકે સ્વીકારાએલા છે. એમના જીવનથી જ્ઞાતીસેવાનો, સમાજ સેવાનો અને ધર્મપરાયણતાનો ઉત્તમ બોધ મળે છે.



શાસ્ત્રી દિનમણીશંકર વેણીશંકર.

પૃષ્ઠ. ૧૭૪



સ્વ૦ સૌ૦ મણીબાઇ વિઠ્ઠલદાસ ત્રિવેદી.

[ પૃષ્ઠ. ૧૭૮





સૌ૦ ડૉ. ડાહીગૌરી નરભેશંકર ત્રિવેદી.

[ પૃષ્ઠ. ૧૮૨



શાસ્ત્રી મોહનલાલ જીણાભાઈ જોશી.

[ પૃષ્ઠ. ૧૭૫



સ્વ૦ ગં૦ ચંચળબાઈ.

[ પૃષ્ઠ ૧૭૭

૧૯૯.

## સ્વામી શ્રી કૃષ્ણાનંદજી સરસ્વતી.

વરાડમાં આવેલા અમરાવતીથી મુર્શીના રસ્તા ઉપર લગભગ ૨૨ માઈલના અંતરે સાવરખેડા નામનો આશ્રમ બાંધી આ મહાત્મા ત્યાં પોતાનો નિવાસ કરી રહેલા છે. નજીકમાં નીરપીંગળાઈનો પહાડ આવેલો છે. અને તે ઉપર પીંગળાક્ષી નામની ચમત્કારીક દેવીનું સ્થળ આવેલું છે. નજીકમાં એક સુંદર તળાવ અને રમણીય વૃક્ષ ઘટા આવેલી હોઇ આશ્રમની ભૂમિકા શાંતિદાયક લાગે છે. આપણી જ્ઞાતિમાં અમલદારો, વ્યાપારીઓ, ઉદ્યોગશાળા ચલાવનારાઓ અને વિદ્વાનો થઇ ગયેલા છે. તેમ તત્વજ્ઞાનીઓ પણ થએલા છે. આ સ્વામીજી અત્યારે પોતાનું જીવન તત્વજ્ઞાનની સીડી ઉપર આગળ ધસાવી રહ્યા છે. સ્વામીજીનું મુળ જીવન જોધપુર તાબે ચંડાવલ છે. તેમનું પૂર્વાશ્રમનું નામ જોશી છોટાલાલ શર્મા હતું. તેમનો જન્મ સંવત ૧૯૦૫ ના વૈશાખ સુદ ૧૨ ના રોજ થએલો છે. એટલે હાલ તેઓ લગભગ ૮૦ વર્ષની વૃદ્ધાવસ્થા ભોગવે છે. તેમના પિતાનું નામ માણેકચંદજી હતું. તેમણે ખાસ કરીને વ્યાકરણ અને જ્યોતિષમાં ઉંચો પ્રકારનો અભ્યાસ કરેલો છે. જ્યોતિષ શાસ્ત્રમાં તો એટલી બધી પ્રવીણતા મેળવેલી છે કે એક સારા જોશી તરીકે તેઓ પ્રખ્યાતિ–પામેલા છે. તેમનો વિવાહ ૧૮ મે વર્ષે સોજતમાં થએલો હતો. તેમની પત્નીનું મરણ સંવત ૧૯૫૭ માં થએલું છે. એટલે તેમનો ગૃહસંસાર લમભગ ૩૫ વર્ષ ચાલેલો. તે દરમિયાન પાંચ પુત્રો અને ૩ પુત્રીઓ મળી આઠ સંતાન થએલાં. તેમાંથી ૭ નું અવસાન થએલું છે. ત્યારે એક યોગમાર્ગ અંગીકાર કરેલો છે. ૧૯૬૦ માં તેઓએ મારવાડમાંથી વરાડમાં આવી પોતાનો નિવાસ કર્યો. પોતાનો ધંધો સારો ચાલતો હતો, છતાં તેમની મનોવૃત્તિ સંસારપ્રતિ ઉદાસીન રહેતી હતી. ધીમે ધીમે ઇશ્વરભકિત તરફ મન એટલું તો દૃઢ બન્યું કે લોકો તેમના તરફ ઇશ્વર તરીકેના આદરમાનથી જોવા લાગ્યા. ધંધો રોજગાર બંધ કર્યો અને લોકોની સહાયતાથી ઉપરોક્ત આશ્રમ સ્થાપ્યો. આ આશ્રમમાં રહી તેઓ શાંતિથી એક સારા સેવકમંડળ સાથે ભગવદ્ભજન કરે છે. આજુબાજુના ઘણા ભાવિક લોકો અવારનવાર મહારાજશ્રીની મુલાકાતે આવે છે, અને પોતપોતાની મનેચ્છાઓ તૃપ્ત કરવામાં સંતોષ મેળવે છે. તેમના જે પુત્ર યોગનિષ્ઠ બનેલા છે. તેમણે પણ પિતાશ્રી સાથે અમરાવતીમાં રહી જ્યોતિષ શાસ્ત્રનો સારો અભ્યાસ કરેલો છે. પરંતુ બાર વર્ષની બાલક વયે પૂર્વના સંસ્કારના પુણ્ય બળે સંન્યાસ ગ્રહણ કરી સંસાર ત્યાગ્યો છે.

## શ્રી. દવે નરભેશંમ રૂગનાથ.

એમનો જન્મ સંવત ૧૯૩૧માં થયો છે. તેમના વડીલો ૧૮-૨૦ પેઢીથી જામનગરથી અંજાર આવી વસેલા હતા. એમના પિતા રૂગનાથ દવે કે જેઓ વેદપાઠી અને સારા કર્મકાંડી હતા, તેમની પાસેથી વેદ તથા કર્મકાંડનો અભ્યાસ તેમણે કરેલો છે. ભુજની પાઠશાળામાં તેમણે સંસ્કૃત અભ્યાસ કરેલો છે. ભુજ પાઠશાળાના આચાર્ય શાસ્ત્રીજીને તેમણે ગુરૂદક્ષિણા આપવાસારૂ તેમનાં આચાર્ય પદ નીચે સંવત ૧૯૮૦માં ભુજમાં મહારૂદ્ર યજ્ઞ કર્યો હતો. તેમનાં લગ્ન ૧૯ મે વર્ષે થયા હતા. જ્યારે ૨૨મે વર્ષે તેમણે અભ્યાસ પૂર્ણ કર્યો હતો. તેમણે પોનાના આચાર્ય પદ નીચે યજમાનો પાસે પાંચ યજ્ઞો મહારૂદ્ર, વિષ્ણુયાગ, ગાયત્રી પુરશ્ચરણો વિગેરે કરાવેલા છે. તેમણે આશરે બસો ઉપરાંત ભાગવત સપ્તાહ પારાયણ વાંચેલી છે. તેમણે પોતાના માતાપિતાના કારજ પ્રસંગે જ્ઞાતિભોજન ઉપરાંત શતચંડી તથા વેદની પારાયણો કરાવેલી છે. એમને ચાર પુત્રો છે. પૌત્ર સુખ ભોગવવાને પણ તેઓ ભાગ્યશાળી બનેલા છે. તેમના સાથી જેઠારામ જટાશંકર દવે પણ સારા વિદ્વાન છે. અને તેઓ પણ અંજાર ચોવીસીની પ્રજાને પોતાના જ્ઞાનનો લાભ આપી રહ્યા છે.

## શ્રી. ઓઝા મોરારજી કલ્યાણજી ઉર્ફે ભનુ ઓઝા.

એમનો જન્મ સંવત ૧૯૧૨માં મેંગણીમાં થયો છે. તેમનાં પિતા કલ્યાણજી મેંગણીમાં રૂ તથા અનાજ અને કાપડનો વેપાર કરતા હતા. ધીરધાર પણ કરતા હતા. આ કુટુંબ જામનગરના ટોકર ઓઝાની શાખાનું છે, તે ત્રણ પેઢીથી મેંગણી રહેવા આવ્યુ હતું. મુળદવે કૃષ્ણા ઓઝા મેંગણી રહેવા આવેલા. તે સારા વેદપાઠી, ધર્મ ધ્યાનપરાયણ હતા. મોરારજી ઓઝા નાનપણમાં ગુજરાતી ભણી મહેતાજી તરીકે દરબારી નોકરીમાં જોડાયા હતા. ત્યારબાદ ફોજદાર થયેલા હતા. ધીમે ધીમે આ વડત અને આપહોંશીયારીથી મેંગણી દરબારના ખાતાના કારભારી બન્યા હતા. તેમણે મેંગણી દરબારશ્રી માધવસિંહજી, નાગસિંહજી તથા રાઘવસિંહજી એમ ત્રણ દરબારોનો કારભાર કર્યો છે. રાજકુંવરીઓને સારા સ્થળે પરણાવવામાં તેમણે પોતાની લાગવગનો ઉપયોગ કર્યો છે. દરબારશ્રી માધવસિંહજીને ક્ષય થતાં બાપ દીકરા વચ્ચે ખટપટ થતાં મેનેજમેન્ટ

આવેલું હતું તે ઉઠાવવામાં ધ્રાંગધ્રાના રાજસાહેબશ્રી માનસિંજી સાહેબને વચમાં રાખી કુનેહથી કામ લઇ સ્વતંત્ર રાજ વહીવટ દરબારશ્રીને સોંપાવ્યો હતો, સંવત ૧૯૪૪માં તેમના પિતાશ્રી કલ્યાણજી ઓઝાનો સ્વર્ગવાસ થયો હતો, મોરારારજી ઓઝાએ એક સામટી ૫૫ વર્ષ સુધી મેંગણી દરબારની એક નિષ્ટાથી નોકરી કરી સંવત ૧૯૭૨માં નોકરી ઉપરથી નિવૃત થયા છે. તે બાદ સંવત ૧૯૧૩ માં તેમનાં માતુશ્રી સ્વર્ગવાસી થયા. તેમણે માતા પિતાના કારજમાં દેશાવર કરેલો છે. તેમનું લગ્ન જામનગર-માંજ થયું છે. હાલ તેમને ત્રણ દીકરા છે, મોટો પુત્ર જડેશ્વર તથા બાલાશંકર મોરબીમાં કસ્ટમ ખાતામાં નોકર છે. તેમની પાસે રહી હાલ મોરારજી ઓઝા વાનપ્રસ્થ જીવન ગાળે છે. અને ઇશ્વર સ્મરણ કરે છે. ત્રીજા પુત્ર મોહનલાલ જામનગર સ્ટેટ રેલ્વેમાં સ્ટેશન માસ્તર છે. આ કુટુંબ માંડવીના વિદ્યોત્તેજક મંડળમાં સારી સહાયતા આપી રહેલું છે.

## શ્રી. ત્રવાડી લઘુરામ દુર્લભજી.

પાટણથી ભુજ આવી મહારાવ મહારાજા સાહેબના આશ્રીત થઇ રહેલા ત્રવાડી વાસુદેવના નામાંકિત કુટુંબમાં હાલ આ પુરૂષ પોતાનું પ્રાચિન ગૌરવ જાળવી રહ્યા છે. તેમનો જન્મ સંવત ૧૯૨૦ માં થએલો છે, તેઓ ગુજરાતી, કચ્છી, તેમજ ધાર્મિક અભ્યાસ કરી પોતાના વડીલોના દેવસેવાના કાર્યમાં ગુંથાયા છે. દેવ ઉપર તેમજ ધાર્મિક કાર્ય ઉપર તેમની શ્રદ્ધા દઢ છે, તેમણે પોતાના જીવનમાં વિષ્ણુયાગ, મહારૂદ્ર, નવચંડી વિગેરે કાર્યો કરેલા છે. તેમણે તેમનાં પિતાશ્રીના સ્મર્ણાર્થે શ્રી મહાલક્ષ્મીજીની મુર્તિ એક સાધારણ મંદિરમાં અત્યાર સુધી બિરાજતી હતી તેની પુનઃ પ્રતિષ્ઠા સંવત ૧૯૮૩ ના વૈશાખ વદ ૭ ને સોમવારે નવું મંદિર બંધાવી તેમાં વિધિ પુર્વક કરેલી છે, અને આ ધર્મ કાર્ય પ્રસંગે આશરે કોરી ચાર હજાર વાપરી છે. માતાજીની પુજા વિગેરેનો પ્રબંધ પણ તેમણે પોતાના પદરના ખર્ચે કરેલો છે, જે ચાલુ છે; ઘઘુભાઇ તે હાલ વૃદ્ધ થયા છે. તો પણ તેમની વૃત્તિ વિદ્યાવૃદ્ધિના કાર્યમાં આગળ પડતી જણાય છે. અને તેમની મીલકતમાંથી વિદ્યાર્થીઓને સારો લાભ મળે એવી યોજના કરવા તેઓ ઉત્કંઠીત જણાય છે.

## માસ્તર શામજી આણંદજી ત્રવાડી.

એમનો જન્મ સંવત ૧૯૩૩ માં થએલો છે, તેમના પિતા આણંદજી અનાજના વેપારી હતા. વળી તેઓ વિદ્યાના શોખીન હોવાથી શામજીભાઇને અંગ્રેજી અને ગુજરાતી અભ્યાસ કરાવ્યો છે. તે વખતે માંડવીમાં પાંચમી અંગ્રેજી સુધી અભ્યાસ કરવાનું સાધન ન હોવાથી વધુ અભ્યાસ ભુજમાં રહી કરેલો છે. ત્યાં ઇ. સ. ૧૮૯૮ માં શામજીભાઇ મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં પાસ થયા. કચ્છમાંથી આપણી જ્ઞાતિમાં તેઓ પહેલવહેલા મેટ્રીક થયેલા છે. પાસ થયા પછી તુરતજ ઇ. સ. ૧૮૯૯ માં જાન્યુઆરીથી તેઓ માંડવીની સીટી હાઇસ્કુલમાં માસ્તર તરીકે નોકરીમાં જોડાયા હતા. જ્યાં હાલ સુધી તેઓ એકનીષ્ટાથી કામ કરતા આવ્યા છે. પ્રસંગોપાત જાહેર કાર્યમાં પણ તેઓ ઉત્સાહથી ભાગ લેતા આવ્યા છે. માંડવીની સ્ટેટ લાયબ્રેરીમાં ઘણો સમય તેમણે ઓન૦ સેક્રેટરી તરીકે કામ કર્યું છે, આપણી જ્ઞાતિના માંડવીના વિદ્યોત્તેજક મંડળમાં પણ તેઓ આગેવાની ભર્યો ભાગ લેતા આવ્યા છે. તેમને ચાર પુત્રો છે. જે વિદ્યાભ્યાસ કરે છે. સૌથી મોટા નવલશંકરે ઇન્ટરમીડીએટ સુધી અભ્યાસ કરેલો છે. તેઓ ત્રવાડી કુટુંબના છે.

## શ્રીમાન્ રેવાશંકર માધવરામ શાસ્ત્રી.

તેઓ બરકાલના વતની છે. તેમનો જન્મ સંવત ૧૯૨૯ના મહાવદ આઠમના રોજ તેમને મોસાળ શુકલતિર્થમાં થએલો છે. તેમના પિતા માધવરામ વેદપાઠી હતા. શાસ્ત્રીજીએ સામવેદનો અભ્યાસ શુકલતિર્થમાં રહી કરેલો હતો. ૧૨-૧૩ વર્ષ બાદ તેઓ બરકાલ ગએલા અને થોડા વખત પછી વડોદરા, નડિયાદ, પેટલાદ અને અમદાવાદ શાસ્ત્રીય જ્ઞાનનો અભ્યાસ કરવા ગયેલા. ઘણાજ કષ્ટથી પ્રાચીન પ્રણાલિ રૂપે પ્રસંગોપાત ભિક્ષા માગીને પણ તેઓએ શાસ્ત્રીય જ્ઞાન સંપાદન કરેલું છે. અમદાવાદ મહામહોપાધ્યાય શાસ્ત્રીજી રામકૃષ્ણ પાસે રહી તેમના આશ્રયથી તેઓએ સર્વ પ્રકારનું શાસ્ત્રીય જ્ઞાન મેળવેલું છે. સંવત ૧૯૫૦થી તેઓ શાસ્ત્રીજી રામકૃષ્ણની સાથે સાંકડી શેરી સંસ્કૃત પાઠશાળામાં અધ્યાપક નિમાયલા. ત્યાંથી તેમનીજ સાથે અમદાવાદ સંસ્કૃત પાઠશાળામાં અને ત્યાંથી હાલ શ્રીનગર સંસ્કૃત પાઠશાળામાં અધ્યાપક તરીકે કામ કરે છે. શાસ્ત્રીજીએ પોતાની વિદ્વત્તાથી અને જ્ઞાન તથા અનુભવથી ગુજરાતના વિદ્વાનોમાં સારી

નામના મેળવી છે. આપણી જ્ઞાતિમાં હાલ તેઓ શાસ્ત્રીય જ્ઞાનના મુખ્ય જ્ઞાતા ગણાય છે. તેમને હાથે મહારૂદ્રો, વિષ્ણુયાગો વગેરે ઘણાં ધર્મકાર્યો થએલાં છે. શાસ્ત્રીજીના પિતાએ સંવત ૧૯૫૨ માં સંન્યસ્ત લીધું હતું અને પુત્રની ચઢતી દશાથી આનંદ પામતા સં. ૧૯૬૫ માં સમાધિ લીધી હતી. શાસ્ત્રીજીનું લગ્ન બરકાલમાં ત્રણ વખત થયેલ છે. હાલ તેમને સંતતિમાં એક પુત્ર અને પુત્રી છે.

## શ્રીયુત્ વિશ્વેશ્વર નાગેશ્વર ત્રિવેદી.

તેઓ નંદુરબારના વતની છે. સામવેદ ઉપરાંત તેમણે કર્મકાંડ અને શાસ્ત્રીય જ્ઞાનનો અભ્યાસ કરેલો છે. નંદુરબારના વિદ્વાનોમાં તેઓ પ્રથમ પંક્તિમાં ગણાય છે. તેમને કાંઈ સંતતિ નથી. તેમણે જ્ઞાતિસેવાના કાર્યમાં સારો ભાગ લીધેલો છે. કોઇ પણ પ્રકારે જ્ઞાતિ સેવા કરવી એ તેમનું ધ્યેય છે. પોતાનાં મકાનો આપી જ્ઞાતિની વાડી બનાવી છે. તેમાં વેદશાળા કાઢી જ્ઞાતિ બાળકોને પોતેજ વેદાધ્યયન કરાવતા હતા. હાલ તેઓની વૃદ્ધાવસ્થા છે, તો પણ તેઓ પૈસે ટકે સુખી હોઇ જ્ઞાતિની પ્રાચીન સંસ્કૃતિ સુધારવાને બનતો પ્રયત્ન કરી રહેલા છે. સંધ્યાદિ નિત્યકર્મ તેમજ એવા ધર્મજ્ઞાનનાં નાનાં પુસ્તકો છપાવી તેઓ જ્ઞાતિમાં મફત વહેંચે છે. જોકે તેઓ જુના વિચારના છે તો પણ આધુનિક પ્રવૃત્તિઓમાં યુવકોને માર્ગ દર્શક હોઈ સાચા સલાહકાર ગણાય છે.

## શ્રીમાન્ છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી.

એમના વડીલો સુરતના વતની છે. એમના દાદા અગ્નીહોત્રી હતા. તેમના પિતા ચંદ્રશંકર શાસ્ત્રી તરીકે જાણીતા હતા. શ્રી. છોટાલાલનો જન્મ સંવત ૧૯૨૫ના શ્રાવણ સુદ નોમના રોજ સુરતમાં થયો હતો. તેમણે નાનપણથીજ સામવેદ અને સંસ્કૃતનો અભ્યાસ પોતાના પિતા પાસે કર્યો હતો. તેમજ સુરત હાઇસ્કુલમાં મેટ્રીક સુધી અભ્યાસ કરી બરોડા કૉલેજમાં પ્રિવિયસની પરિક્ષા પસાર કરી છે. સંસ્કૃત અને અંગ્રેજી બંને જ્ઞાન મેળવ્યાથી શાસ્ત્રીજીની પૂર્વ સંસ્કૃત બુદ્ધિ વિકાસને પામી. શરૂઆતમાં તેઓ સુરત કલેક્ટરની ઑફીસમાં કારકુન તરીકે જોડાયા. પરંતુ ૭ મહીના બાદ મુંબઈ ગયા અને ત્યાં ગોકળદાસ તેજપાળ હાઇસ્કૂલમાં સંસ્કૃત શિક્ષક (શાસ્ત્રી) તરીકે જોડાયા. ત્યાં બે વર્ષ રહ્યા બાદ 'ગુજરાતી' ના સ્થાપક સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇએ 'ગુજરાતી' પ્રિન્ટિંગ પ્રેસ કાઢતાં શાસ્ત્રીજી તેમાં સંસ્કૃત પુસ્તકોના સંશોધન માટે જોડાયા. આ રીતે ક્રમે ક્રમે તેમના

શાસ્ત્રીય જ્ઞાનના અનુભવમાં અભિવૃદ્ધિ થતી ગઈ. અને એમના હાથે સંશોધન થયેલાં ઘણાય ધાર્મિક પુસ્તકો 'ગુજરાતી' પ્રેસ તરફથી પ્રસિદ્ધ થયાં છે. આ જગ્યા ઉપર તેમણે લગભગ ત્રીસ વર્ષ સુધી કામ કર્યું છે. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇના અવસાન પછી તેઓ છૂટા થયા, અને એચ. એચ. આગાખાન પાસે રહી ચારે વેદોનું ભાષાંતર કર્યું છે. જે હજુ છપાએલ નથી. ચારેક વર્ષ આ કાર્ય કર્યા બાદ તેમણે સ્વતંત્ર રીતે ઘણાં પુસ્તકોનાં ભાષાંતરો કરી છપાવ્યાં છે. તેમજ સ્વતંત્ર પુસ્તકો પણ લખ્યાં છે, અને પોતાના પુત્ર ચુનીલાલ છોટાલાલ શાસ્ત્રીના નામથી બુકસેલરની દુકાન કાઢી પુસ્તકો વેચવાનો ધંધો મોટા પાયા ઉપર શરૂ કર્યો છે. તેમણે નીચે પ્રમાણેના પુસ્તકો સ્વતંત્ર રીતે પ્રસિદ્ધ કર્યાં છેઃ—આત્મપુરાણ, એકાદશ ઉપનિષદ, તત્વાનુસંધાન, મહાશિવપુરાણ, બ્રહ્મસૂત્રશાંકરભાષ્ય, વિચાર સાગર, તુલસીકૃત રામાયણ, શમશતિ (ગુજરાતી) વગેરે

## શ્રીમાન્ દિનમણિશંકર વેણિશંકર શાસ્ત્રી. (જુવા)

એમનો જન્મ સં. ૧૯૪૨ ના કાર્તિક શુકલ બારસના રોજ સુરતમાં થએલા છે. એમના પિતાશ્રીની સ્થિતિ સાધારણ હતી. શાસ્ત્રીજીએ ગુજરાતી ઉપરાંત સંસ્કૃતમાં પંચકાવ્ય અને વ્યાકરણનો અભ્યાસ કરેલો છે. ધંધાની શરૂઆતમાં તેઓ એ સુરતમાં 'અંકુશ' નામનું માસિક તથા છાપખાનું શરૂ કર્યાં હતાં, પણ બે વર્ષ બાદ તેઓ આગળ વધવાની ઇચ્છાએ મુંબઇ ગયેલા અને છાપખાનું શરૂ કરેલું. પરંતુ એકજ વર્ષ બાદ મુંબઇમાં તબિયત સારી ન રહેવાથી પ્રેસ વેચી નાંખ્યું અને પાણીફેર માટે તેમની માના મોસાળ બરકાળ જઇ રહ્યા. થોડા સમય પછી સુરત આવી હરિદાસની કથા (કિર્તન) કરવાનો ધંધો શરૂ કર્યો. મીઠીવાણી, વિશાળ વાંચન અને શાસ્ત્રીયતાથી તેમની કથા લોકોમાં પ્રિયકર થઇ પડી હતી. નડિયાદ, વડોદરા, ભરૂચ, મુંબઇ, અમદાવાદ, વીરમગામ, ભાવનગર વગેરે મ્હોટાં શહેરોમાં તેઓએ કીર્તનો કરી સન્માન મેળવ્યું છે. વડોદરા રાજ્ય તરફથી તેઓને કિર્તનભૂષણની પદ્વિ મળેલી છે. સુરતના શાસ્ત્રીય મંડળમાં પણ તેમની કીર્તિ સારી છે. તેઓ મહાલક્ષ્મીના પરમ ઉપાસક છે. પરમ કલ્યાણકારી રામદાસ સ્વામીના ચાલતા આવેલા વડોદરા દાંડીઆ બજારના લક્ષ્મણ મઠના મહારાજ દાદા સ્વામી કે જેઓ સમર્થ વિદ્વાન હતા તેમની પાસેથી જ્ઞાનદિક્ષા લીધેલી છે. તેમણે 'મોક્ષમાર્ગ' નામનું પુસ્તક પણ લખી પ્રસિદ્ધ કરેલું છે.

## શ્રીમાન્ મોહનલાલ જીણાભાઇ જોશી.

તેઓ સુરતના વતની છે. તેમના પિતાશ્રી જ્યોતિષનો ધંધો કરતા હતા. તેમનો જન્મ સં ૧૯૪૫ના આશો સુદ બારસના રોજ થએલો છે. તેમણે સંસ્કૃતમાં વ્યાકરણ, કાવ્ય અને સામવેદ તથા સ્માર્ત યાજ્ઞીકનું અધ્યયન કરેલું છે. વડોદરા રાજ્ય તરફથી તેઓને સામવેદ ભૂષણની પદ્વિ મળેલી છે. જ્યોતિષનો પણ સારો અભ્યાસ કરેલો છે. સુરતના વિદ્વાન મંડળમાં તેઓ વખણાય છે. તેમણે આચાર્યપદેથી વિષ્ણુયાગ, મહારૂદ્ર, શતચંડી વગેરે ધર્મકાર્યો કરાવેલાં છે. તેઓ હાલ જ્યોતિષનો ધંધો પણ કરે છે. જ્ઞાતિઉન્નતિના કાર્યમાં તેઓ ઉત્સાહથી ભાગ લે છે અને જ્ઞાતિની વાડીના તેઓ ટ્રસ્ટી છે,

## શ્રીમાન્ હરગોવિંદશર્મા ઘેલાભાઈ શાસ્ત્રી.

તેઓ મૂળ અમદાવાદના વતની પરંતુ તેમના દાદા મહાસુખરામ સોએક વર્ષ ઉપર પોતાના મોસાળની ગાદીએ સુરતમાં જઈ રહ્યા. શ્રી. હરગોવિંદશર્માનો જન્મ સંવત ૧૯૫૨ના ફાગણ સુદ બારશના રોજ સુરતમાં થએલો છે, તેઓએ ગુજરાતી ઉપરાંત સંસ્કૃતની કેળવણી લીધી છે તથા સામવેદ અને સ્માર્તયાજ્ઞીકનું અધ્યયન પણ કરેલું છે. આથી કરીને સુરતના શાસ્ત્રી તેમજ વિદ્વાન મંડળમાં તેઓની સારી નામના થએલી છે. તેમણે આચાર્ય તરીકે વિષ્ણુયાગો, શતચંડીઓ અને પ્રતિષ્ટાઓ વગેરે ધર્મકાર્યો કરાવેલાં છે. એમના પિતાશ્રીનું અવસાન પાંચેક વર્ષ ઉપર થયું છે. એમના મોટાભાઇ ફૂલશંકર કે જેઓ ખરેખરા જ્ઞાતિપ્રેમી હતા તેમનું અવસાન ભરયુવાવસ્થામાં ચાલુ સાલે થયેલું છે. તેમના નાનાભાઇ નગીનદાસે વર્નાકયુલર ફાઇનલની પરીક્ષા પસાર કરેલી હોઇ શિક્ષક તરીકે કામ કરે છે. સુરત ખાતેના અમદાવાદી જથ્થામાં આ કુટુંબ વિદ્વાન તથા આગળ પડતું ગણાય છે. શ્રી હરગોવિંદશર્માએ વડોદરા રાજની શ્રાવણ માસની શાસ્ત્રીય પરિક્ષામાં સામવેદ તથા સ્માર્તયાજ્ઞિકની પરિક્ષા આપી સર્ટિફિકેટ મેળવેલું છે.

## શ્રીમાન્ મગનલાલ કરૂણાશંકર ઓઝા એસ્ટ્રોલોજર

એમનો જન્મ સુરતમાં સં ૧૯૩૦ ના વૈશાખ સુદ ૬ના રોજ થએલો છે. તેઓએ ગુજરાતી, અંગ્રેજી, સંસ્કૃત, હિંદી, ફારસી વગેરે ભાષાનું સારૂં જ્ઞાન મેળવેલું છે, શરૂઆતમાં તેઓએ મુંબઇમાં જઇ શિક્ષકનું કામ કરેલું

ત્યારથી તેઓ માસ્તરના ઉપનામથી ઓળખાય છે. બાવીસ વર્ષથી તેઓ અંગ્રેજી પદ્ધતિએ જ્યોતિષનું જ્ઞાન મેળવી એસ્ટ્રોલોજર તરીકે જાણીતા થએલા છે. મ્હોટા અધિકારીઓમાં અને દેશપરદેશના વિદ્વાનોમાં તથા ધધાદારીઓમાં આ કાર્યથી તેમણે નામના મેળવી સારાં સર્ટિફિકેટો મેળવેલાં છે. શ્રી જગદંબાના તેઓ અનન્ય ઉપાસક છે. અને કોઇને ઘેર ગયા શિવાય પોતાને આંગણે રહી પોતાનો ધધો ચલાવે છે. તેમણે યજ્ઞયાગાદિક પણ કરેલાં છે. દીલના ઉદાર છે. એટલા બધા વાચાળ અને આનંદી છે કે મળવા આવનારાઓને ખુશ ખુશ કરી નાંખે છે. તેઓ જ્ઞાનમાર્ગના પણ અભ્યાસી છે. જાહેર વર્તમાનપત્રો અને માસિકોમાં તેઓ વારંવાર લેખો અને કવિતાઓ લખે છે. તેમણે પ્રારબ્ધ પ્રકાશ, પંચ ત્વ વગેરે ઘણા પુસ્તક પ્રસિદ્ધ કર્યાં છે.

## શ્રીમાન્ ડૉ૦ શિવશંકર વિઠ્ઠલજી ત્રિવેદી.

તેઓ મૂળ લાઠીના રહીશ છે. તેમનું કુટુંબ બહોળું છે. તેઓ મેટ્રીક પાસ થવા પછી એલ. એમ. એન્ડ એસના કલાસમાં મુબાઇમાં દાખલ થયા હતા અને ત્યાં પાંચ વરસ સુધી અભ્યાસ કરી પરિક્ષા પસાર કરેલી છે. ત્યાર બાદ ગવર્મેન્ટ સર્વીસમાં જોડાયા છે અને જુદા જુદા સ્થળોએ ડોકટર તરીકે રહી સારી નામના મેળવેલી છે. હાલ તેઓ નડીઆદના સરકારી દવાખાને ડોકટર તરીકે કામ કરે છે. તેઓ સ્વભાવે શાન્ત અને મીલનસાર છે. તેઓ હાલ વિધૂર થએલા છે. તેમને સંતતિમાં એક પુત્ર અને એક પુત્રિ છે. તેમના મોટાભાઇ પ્રભાશંકર વિઠ્ઠલજી મહીકાંઠા એજન્સિમાં થાણદાર હતા તથા બીજા ભાઇ રેવાશંકર વિઠ્ઠલજી વળા સ્ટેટમાં ડોકટર હતા. હાલ આ બને ભાઇઓ કુટુંબ સાથે ભાવનગર રહે છે. ડોકટર શિવશંકર જો કે જુદે જુદે સ્થળે વસવાથી જ્ઞાતિ હીતના કાર્યમાં ભાગ લઇ શકયા નથી, તો પણ જ્ઞાતિ ઊન્નતિના કાર્ય પ્રત્યે તેમની સહાનુભૂતિ લાગણી ભરી છે. આપણી જ્ઞાતિમાં આવી ડોકટરી પદવી મેળવનારાઓ માત્ર બેજ જણા છે. તેમાં ડોકટર શિવશંકર બીજા છે. હાલ આ ડીગ્રી બદલાઇને એમ. બી. બી. એસ. ની નવી ડીગ્રી નીકળેલી છે એટલે આ જૂની ડીગ્રીમાં તેમને સારો પગાર મળે છે. તેઓ જ્યાં જ્યાં નોકરી અર્થે રહ્યા છે ત્યાં ત્યાં પોતાના ડોકટરી બહોળા અનુભવથી લોકપ્રીતી મેળવી શકયા છે. હાલ તેમનું વય આસરે ૪૩-૪૪ વર્ષનું છે.



સ્વ૦ ચંદુલાલ આત્મારામ ત્રિવેદી.





સ્વ૦ દોલતરામ હિમતરામ ત્રિવેદી.

# વિદેહી અને વિદ્યમાન સ્ત્રીઓ.

આપણી જ્ઞાતિમાં જે જે સ્ત્રીઓ જ્ઞાતિને શોભારૂપ થઇ ગએલ છે અને અત્યારે વિદ્યમાન છે; તેનાં ટુંક જીવન વૃત્તાંતો આ નીચે આપવામાં આવ્યાં છે.

## સ્વ૦ ગંગા સ્વરૂપ મલ્લીબાઇ.

સંવત ૧૯૨૦ થી ૧૯૫૦ સુધીના અરસામાં મારવાડમાં આવેલા સોજત ગામમાં આ બાઈ થઇ ગએલા છે. એમના પિતાનુ નામ જેઠમલજી. તેઓ યજુર્વેદી હતા અને મહાન પંડીત, ધર્મ યજ્ઞ-કર્મકાંડી અને વેદપાઠી હતા. આ બાઇના લગ્ન પાલીમાં થએલાં હતાં, પરંતુ દુર્ભાગ્યે એકજ વર્ષમાં તેઓ વિધવા થયા હતા. ત્યારબાદ તેઓએ પિતાને ઘરે રહી સંસ્કૃતનો અને ધર્મશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. તેઓ ધર્મની કથા પણ વાંચતા હતા અને સંખ્યાબંધ શ્રોતાઓ તે શ્રવણ કરવા આવતા હતા. સોજતમાં આવેલા ફૂલનારાયણના આશ્રમમાં તેઓ ઘણો વખત રહેતા હતા. તેમણે સંસ્કૃતમાં શાસ્ત્રોના આધારસહ સ્ત્રીઓને ઉપયોગી સ્ત્રીધર્મની મહત્તા દર્શક પુસ્તક લખ્યું હતું. આ પુસ્તક પ્રસિદ્ધીમાં આવ્યું જણાતું નથી.

## સ્વ૦ ગંગા સ્વરૂપ ચંચળબાઇ.

કેળવણીના વધતા જતા જમાનામાં પછાત ગણાતી આપણી જ્ઞાતિમાં કેળવણીના બી રોપી, જ્ઞાતિબાળકોને વિદ્યાવૃદ્ધીમાં ઉત્તેજીત કરવાનો પાયો રોપનાર આ ચંચળબાઇનો જન્મ સંવત ૧૯૧૮ના શ્રાવણ વદી ૩ ના રોજ વડોદરામાં એમના મોસાળમાં થયો હતો. એમના પિતાનું નામ જેશંકર અને માતાનું નામ જેકોરબાઇ હતું, જેઓ ખંભાતમાં રહેતા હતા. એમનું લગ્ન સંવત ૧૯૩૧ માં અલીબાગના વતની ઓઝા શંકરલાલ રામચંદ્ર સાથે થયું હતું. તેઓ બે ત્રણ પેઢીથીજ યજમાનવૃતી અર્થે અલીબાગ જઈ રહ્યા હતા. તેમના વડીલો મૂળ તો ખંભાતનાજ વતની હતા. સંતતીમાં એમને નારાયણ નામે પુત્ર થયો હતો. પણ કમભાગ્યે ઉપવીત સંસ્કાર કર્યાબાદ નવ વર્ષની ઉંમરે તેનું અવસાન થયું હતું. આ સમયે ચંચળબાઇ પણ આ અસહ્ય દુઃખ પહેલાં વિધવા થયા હતા જેથી તેમની વૃત્તિ સંસાર ઉપરથી ઉઠી જઇ ધર્મ તરફ વધારે પ્રેરાઇ હતી. તેમણે ગુજ-

રાતી તેમજ સંસ્કૃત જ્ઞાન મેળવ્યું હતું. શાસ્ત્રવાંચન–ધર્મક્રિયા અને તિર્થ યાત્રા એમના જીવનનુ ધ્યેય થઇ પડયા હતા. તેમણે ઘણીવાર મોટી યાત્રાઓ કરેલી છે, તેમજ ત્રણ યજ્ઞો પણ કરેલા છે. કેટલાક બ્રાહ્મણ બાળકોને ઉપવિત આપી બાળાઓને કન્યાદાન પણ આપેલાં છે. તેઓ વૃદ્ધાવસ્થાનો ઘણો વખત વડોદરામાંજ રહેતા હતાં. શ્રીમાન છોટાલાલ દલપતરામ કવિના સલાહથી તેમણે રૂા. ૨૦૦૦) ની રકમ આપી અમદાવાદમાં સને ૧૯૧૭ માં " ચંચળબાઈ શ્રીમાળી બ્રાહ્મણ બોર્ડીંગ " સ્થાપી હતી, પરંતુ પાછળથી પોતાના નામનો મોહ છોડી દઇ એ બોર્ડીંગને શ્રીમાળી બ્રાહ્મણ છાત્રાલયનું સામાન્ય નામ આપવા ઉદારતા દર્શાવી હતી. તેમણે બોર્ડીંગની જાતે તપાસ લીધી હતી. અને બોર્ડીંગનું મકાન બાંધવા માટે રૂા. ૧૫૦૧) ની સખાવત કરવા ઉપરાંત પ્રસંગોપાત બીજી રકમો પણ આપી હતી. જે કાર્ય આપણી જ્ઞાતિના ભલભલા શ્રીમંતો, વેપારીઓ અને અમલદારો નહોતા કરી શકયા તે પહેલ આ ચંચળ બાઇએ ઉદારતા દર્શાવી કરેલી છે એ માટે એમનું નામ આપણી જ્ઞાતિમાં અમ્મર થયું છે એમ કહીયે તો અતિશયોકિત નહિ કહેવાય. એમણે શ્રી વિષ્ણુયાગ તથા પોતાની જીવતક્રિયા પોતાનેજ હાથે કરેલી હતી. જ્ઞાતિ ઉન્નતી પ્રત્યે એમનો અથાગ પ્રેમ હતો. ગીતા અને વિશ્ણુસહસ્ત્ર નામનો તેઓ રોજ પાઠ કરતા હતા. બોર્ડીંગમાં તેમણે એકંદર મળીને રૂા. ૩૪૦૦) જેટલી ઉમદા સખાવત પોતાની હૈયાતીમાંજ કરેલી છે. સંખ્યાબંધ જ્ઞાતિ બાળકો એમણે સ્થાપન કરેલી બોર્ડીંગમાં રહી અભ્યાસ કરી એમને અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપી રહેલા છે. આ પુણ્યશાળી બાઇનુ અવસાન ખંભાતમાં સંવત ૧૯૭૮ ના અશાડ સુદી ૧૫ ને દિવસે થએલું છે.

## સ્વ૦ સૌ૦ મણીબાઇ

તેઓ રા. બ. વીઠલદાસ ગીરજાશંકર ત્રિવેદીના ધર્મપત્ની થાય. તેમણે પોતાનું જીવન એક સંસ્કારી અને આદર્શમય ગૃહલક્ષ્મી તરીકે વિતાવ્યું છે. પતિના દરેક કાર્યમાં સહભાગી બનવું, પતિની આજ્ઞાને આધીન રહેવું અને પોતાના બાળકોને કેળવણી આપી સંસ્કારી બનાવવા એ એમનો જીવન મંત્ર હતો. તેમણે ઉંચા પ્રકારની કેળવણી લીધી નહોતી તો પણ જે કેળવણી લીધી હતી તેનો બહોળા અનુભવે સારો ઉપયોગ કર્યો છે. તેઓ એક સામાજીક સેવીકા હતા. પોતાના પતિની જાહેર હીલચાલમાં

પોતે બનતો ફાળો આપતા હતા. તેઓ કન્યા કેળવણીના ઉપાસક હતાં. રાજકોટ વનિતા વિશ્રામ, ફીમેલ ટ્રેનીંગ કોલેજ, અને ઝનાનાતબીબી અમલદારના હિંદુ સ્ત્રીઓ પરત્વેના કામકાજમાં તેઓ આગેવાની ભર્યો હીસ્સો આપતા હતા. ઘણા રાજકુટુંબોમાં પણ તેઓ લાગવગ ધરાવતા હતા. જ્યારે મુંબાઈના ગવર્નરના બાનુ લેડી વીલીંગ્ડન રાજકોટ આવ્યા હતા ત્યારે અને બંગાળના ગવર્નર લોર્ડ કારમાઇકલની સાથે તેઓએ મુલાકાત લઈ ઓળખાણ કરવાને ભાગ્યશાળી બનેલા હતા. ભાવનગરના મર્હુમ મહારાણી નંદકુંવરબાના સમાગમમાં તેઓ ઘણું આવ્યા હતા, અને તેમનો સારો પ્રેમ મેળવ્યો હતો. એમનું અવસાન સંવત ૧૯૮૨. ના શ્રાવણ વદી ०)) ને મંગળવારના રોજ થએલું છે એમણે પોતાની પુત્રી અને પૌત્રીઓને ઉંચા પ્રકારની અંગ્રેજી કેળવણી આપવાની હિમાયત કરેલી છે.

## સ્વ૦ ગંગા સ્વરૂપ જેઠીબાઈ.

ભાવનગરમાં થઇ ગએલા જેઠા લાધાના જાણીતા કુટુમ્બમાં આ બાઇ નામાંકિત અને ઉદાર વૃત્તિના થઇ ગયા છે. તેમનું પીઅર રાજકોટ હતું. ત્રવાડી વિશ્વનાથ તથા કાશીરામના તેઓ બ્હેન થાય. તેમના પતિ નથુભાઇ એ ધનેશ્વર લાધાના પુત્ર થાય. ગંગા સ્વરૂપ જેઠીબાઇ સંવત ૧૮૬૧ માં વિધવા થયા હતા. એ વખતે એમની પાસે દ્રવ્ય ઘણું હતું, પરંતુ તેમને કાંઇ સંતતિ નહોતી. હરખબાઇ નામે તેમને શોકય હતા, પરંતુ તેમનું અવસાન તેમના પતિના પહેલાંજ થએલું હતું. એટલે તેઓ સસરાના પૈસાના કુલ વારસ થયા હતા. જેઠીબાઇ જોકે સ્ત્રી હતાં તો પણ એક સારા પુરુષને શોભાવે તેવા અનુભવી, કાર્યકુશળ, હિમતવાન, અને બુદ્ધિશાળી હતા. ધર્મપર શ્રદ્ધા અને ઉદારતા તે તેમનામાં ખાસ ગુણ હતા. આથી તેમણે રેલ્વે સાધનનો અભાવ હોવા છતાં પુષ્કળ પૈસા ખર્ચી હીંદુસ્તાનના ચારે ધામોની યાત્રા કરેલી છે. કાશીની અંદર તેમણે એક ધર્મશાળા બંધાવી છે. તેના ઉપર "ત્રવાડી નથુ ધનેશ્વરની ધર્મશાળા, તેમની ધર્મપત્ની બાઈ જેઠીબાઇએ ચણાવી છે." એમ લખેલું છે. સંવત ૧૮૯૧ માં દ્વારિકાની અંદર પણ તેમણે એક ધર્મશાળા બંધાવી છે અને તે અદ્યાપી પર્યંત જેઠીબાઇની ધર્મશાળાના નામે પ્રખ્યાત છે.

ભાવનગરમાં વેદીઆઓ વીગેરેને ઉતરવાને કાંઇ સાધન ન હોવાથી સંવત ૧૯૧૪ માં નથુ ધનેશ્વરના નામથી એક ધર્મશાળા બંધાવી છે. તેમાં

ધનેશ્વર મહાદેવ પધરાવ્યા છે આ ધર્મશાળામાં હાલ ચારે વેદની વેદશાળા બેસે છે. જેઠીબાઇએ તેમના પતિની પાછળ દેશતેડાં કરી સારો પૈસો ખર્ચ્યો હતો. તેમજ શ્રાવણ માસમાં પૃથક્ પૃથક્ મહારૂદ્રાભિષેક તથા બ્રહ્મ-ભોજન તેઓ કરતા હતા. તેમણે તેમનીજ હૈયાતીમાં જીવીતક્રિયા કરી ૧૨ માસ સુધીની વિધિસરની સર્વ ક્રિયાઓ કરીને પુષ્કળ પૈસો ખર્ચ્યો હતો. આથી જેઠીબાઇ માજી જેઠીબાઇના નામથી પ્રસિદ્ધિ પામ્યા છે. તેમનું અવસાન સંવત ૧૯૧૮ની સાલમાં થએલું છે.

## સ્વર્ગસ્થ નાનીબાઇ.

ધોળકાની અંદર થઇ ગએલા નામાંકિત પુરુષો પૈકી સ્વર્ગસ્થ બાવલ ઓઝાના આ બાઈ પત્ની હતાં. તેમનું પિઅર ગઢડામાં જાણીતા ભૂપ કુટુમ્બમાં હતું. આ બાઇ દીલના ઉદાર અને જ્ઞાતિ બ્હેનો ઉપર પ્રેમ રાખનારાં હતાં. વખતો વખત કાંઇ મદદ કરતા હતા. તેમનું અવસાન ૪૯ વર્ષની ઉમરે સંવત ૧૯૪૦ ના વૈશાખ વદ આઠમના રોજ થયું છે. આ બાઇનું જીવન અન્ય બ્હેનોને અનુકરણીય છે એમ કહેવામાં અતિશયોકિત કહેવાશે નહિં.

## સ્વર્ગસ્થ કંકુબાઈ.

જાણીતા કવિ, સાક્ષર અને નાટ્યકાર સ્વર્ગસ્થ વાઘજીભાઇ આશા-રામના તેઓ પત્નિ થાય. તેમના બાપનું ગામ શ્રીમાળનગરની દક્ષિણે પચાસ માઇલના આસરે આવેલ કુવા નામે હતું. એટલે મુળ તેઓ મારવાડી ગણાય. બાપનું નામ મોતિરામ હતું. કંકુબાઇનો જન્મ આશરે સંવત ૧૯૦૮ માં થયેલો કહેવાય છે. નાનપણમાં તેમની માતાનું અવસાન થયેલું, તેથી તેમના પિતા બીજી સ્ત્રી પરણેલા. પરંતુ કંકુબાઇનાં લગ્ન બાળવયમાં દશ વર્ષની ઉમરે થયેલા હોવાથી તેમજ મોરબી અને કુવાને લાંબુ અંતર હોવાથી અપર માતાના સહવાસમાં તેમને રહેવાનો યોગ આવ્યો નહોતો. પરણીને તુરતજ સાસરે આવ્યા બાદ ગૃહકાર્યનો બધો ભાર તેમને માથે પડયો હતો. તે તેમણે નાનપણથી જ શાંતિ અને સહનશક્તિના ગુણ કેળવેલા હોઇ તેમજ આત્મ શક્તિના ઉત્તમ ગુણે ઉત્તમ રીતે ઉપાડી લીધો. અને ટુંક સમયમાં અનુકરણીય ગૃહિણી તરીકે નામના મેળવવા પામ્યા.

વાઘજીભાઇ વિદ્વાન, સાત્વિક વૃત્તિના અને આત્મજ્ઞાનિ હતા. એવા લાયક પતિ મળવાથી તેઓ હંમેશા સંતોષ પામતાં. પતિ સેવા એ એમનું

મુખ્ય કર્તવ્ય હતું. વાઘજીભાઈની શારીરિક સ્થિતિ બહુ નાજુક અને નબળી રહેતી હોવાથી તેમની પ્રકૃતિ સાચવવામાં તેઓ હંમેશા ખંત અને કાળજી રાખતા. ભાગ્યની ગતિ અકળ છે. આત્મસંયમની કસોટી દુઃખ વગર થતી નથી. વાઘજીભાઇનું ૪૫ મે વર્ષે અવસાન થતાં કંકુબાઇ વિધવા થએલા. તેમનો આત્મસંયમ હવેજ પરખાયો. ઇશ્વરે નાંખેલી આફ્ત અસહ્ય હોવા છતાં કર્માધિન હોવાથી તે સહન કરવાનું બળ મેળવી સંતાનોનું પાલન કરવામાં આનંદ માન્યો. તેમને ચાર પુત્રીઓ હતી. સૌથી મોટી કાશી જેમનું લગ્ન વૈદ્ય રવિશંકર જટાશંકર સાથે થયેલું હતું. બીજી યમુના. ત્રીજી અને ચોથી પુત્રીઓ તો નાનપણમાં જ સંસાર ત્યાગી ગઇ હોવાથી ગણત્રીમાં જ નહોતી. પરંતુ આફતમાં આફતજ હોય એ ન્યાયે યુવાન પુત્રી કાશીનું પણ સ્વર્ગગમન થયું. અશાંતિથી ભરેલા ચિત્તની શાંતિ અર્થે હવે તેમણે મોરબી છોડી રાજકોટ રહેવા માંડયું. દશેક વર્ષ બાદ યમુનાનો પણ સદાને માટે વિયોગ થયો. પુત્ર તો હતો જ નહિ. કંકુબાઈ એકલાં અટુલા થઈ પડયાં. જો કે દિયર મુળજીભાઇ તથા જ્યેષ્ઠના પુત્ર અમૃતલાલને પુત્ર સમાન જ ગણતા અને સંતોષ માનતા, છતાં એક પછી એક આવેલી આફતોથી તેમનું શરિર વધારે કૃશ બન્યું. મનની નબળાઈ વધી પડી અને ધીમે ધીમે તેમણે ભયંકર માંદગીનું સ્વરૂપ લીધું. આખર અવસ્થાએ દિયર મુળજીભાઇ તેમજ તેમના કુળદિપકના સ્વર્ગવાસ થવાની અસર તેમના ઉપર ઘણીજ થઇ પડી અને છેવટે ઇ. સ. ૧૯૧૯ ના મેની ૫ મી તારીખે તેઓ પણ આ અસાર સંસારનો ત્યાગ કરી સ્વર્ગવાસી થયા.

મરતાં અગાઉ તેમણે પોતાની મિલ્કતનું જ્ઞાતિ બાળકોને કેળવવા, વિદ્યાદાન દેવા ભત્રિજા અમૃતલાલની સલાહ લઇ કવિ શ્રી ન્હાનાલાલ દલપતરામ અને શ્રીમાન્ કલ્યાણજી ચત્રભુજ ઓઝાને ટ્રસ્ટી નીમી વીલ કરેલું છે. જેને પરિણામે રાજકોટમાં 'વાઘજી આશારામ બોર્ડિંગ' સ્થપાઇ છે. જેમાં વિદ્યાર્થીઓ જ્ઞાનદિક્ષા લઇ જીવન સુધારી રહ્યા છે. આ કાર્ય સદ્‌ભાવનાશાળી વાઘજી ભાઇને શોભે તેવુંજ કંકુ ભાઇએ કરેલું છે. આપણી જ્ઞાતિમાં આવું માન અત્યાર સુધી શ્રીમંત્ પુરૂષો પણ નથી લઈ શક્યા તેને અનુકરણીય દષ્ટાંત કાઠિયાવાડમાં સ્વર્ગસ્થ કંકુબાઇએ પુરૂ પાડયું છે. અને તે ખાતે તેમનું નામ અમર થયું ગણાય, કંકુબાઈના સહવાસમાં આવેલા સ્ત્રી પુરૂષો આજે પણ કંકુબાઈના ઉત્તમ ગુણોના વખાણ કરે છે. વૈધવ્ય જીવનમાં આદર્શ જીવનરૂપ બનવું તે સન્નારીઓની શોભા છે.

## ગં૦ સ્વ૦ મણી બેન.

તેઓ વાંકાનેરના વતની ડૉ. ગીરજાશંકર ઇશ્વરલાલ ઓઝાના બેન થાય. તેમનું સગપણ સાત મહીનાની ઉમ્મરે થયું હતું અને લગ્ન દસ વર્ષની ઉમ્મરે થયું હતું. તેમના પતિ પ્રભાશંકર ભવાનિશંકર માંડવીના ત્રવાડી કુટુંબના હતા. દુર્ભાગ્યે આ બ્હેન ૨૦–૨૨ વર્ષની કુમળી વયે સંવત ૧૯૫૬માં વિધવા થયા. તેમને કાંઇ સંતતી નથી. પરંતુ એ બેને નાનપણમાં પોતાના પિતાશ્રી પાસે સારી કેળવણી લીધી હતી. તેનો આ સમયે વિકાસ થયો. ધાર્મિક શિક્ષણ આગળ વધાર્યું અને એક આદર્શ વિધવા તરીકે જીવન ગુજારવા લાગ્યા. એક બ્રહ્મક્ષત્રી વિદુષી કુંઘી બેનના સમાગમથી મણી બેન વેદાંત જ્ઞાનમાં આગળ વધ્યા. શારદાપીઠની ગાદીના કૈલાસવાસી સ્વામી શંકરાચાર્ય મહારાજ શ્રી માધવતિર્થ પાસે તેમણે દિક્ષા લીધી હતી. જગંનાથ પીઠના શંકરાચાર્ય મહારાજ શ્રી મધુસુદન સરસ્વતિના સમાગમમાં પણ તેઓ બેન આવ્યા હતા. આ બેને ગાયત્રી પુરશ્ચરણ વિગેરે ધાર્મિક ક્રિયાઓ કરાવેલી છે. તેમજ રૂા. ૧૨૦૦ ખર્ચીને માંડવીમાં પારેવાને ચણ નાખવાની પરબડી બંધાવી છે. આ બેને ઘણી વખત ચારે ધામની યાત્રાઓ કરેલી છે. તેમણે **ગુરૂગીતા**ની ચોપડી છપાવી છે, જે જીજ્ઞાસુઓને મફત આપે છે. આ બેને ઘણી વિધવાઓને સન્માર્ગે દોરેલી છે. તેઓ હંમેશાં પોતાને ઘરે બપોરના વિધવાઓ અને અન્ય બ્હેનોને ધાર્મિક કથા તથા ઉપદેશ અને સ્તોત્રોનું શ્રવણ કરાવે છે. અભ્યાસ કરવા ઇચ્છનારી બેનોને ગુજરાતી સંસ્કૃત અભ્યાસ પણ કરાવે છે. આ બેનનું જીવન આ જમાનામાં અન્ય વિધવા બેનોને અનુકરણીય છે.

## સૌ૦ ડો. ડાહીગૌરી નરભેશંકર ત્રીવેદી.

એમનો જન્મ ઇ. સ. ૧૮૯૭–૯૮ માં ધોળકામાં ત્રિવેદી મોહનલાલ ઓઘડભાઇને ત્યાં થએલો છે. તેમણે પીતાશ્રીની પાસે શરૂઆતનો વિદ્યાભ્યાસ કરેલો હતો. તેમનાં લગ્ન ઈ. સ. ૧૯૧૦ માં વઢવાણના રહીશ માસ્તર નરભેશંકર નાનજી સાથે થયાં હતાં. તેમના પતિ પણ કેળવણી પામેલા હોઈ, તેમને વિદ્યામાં આગળ વધારવા મદદરૂપ થઇ પડયા. ઇ. સ. ૧૯૧૨ માં તેમને એક પુત્રીનો પ્રસવ થયો હતો, જેનું નામ વિદ્યાલક્ષ્મી છે, જે ચાલુ સાલે મેટ્રીકમાં પાસ થએલ છે. ઇ. સ. ૧૯૧૨ પછી આ દંપતિએ અમ-

દાવાદમાં રહી ડોકટરી લાઈનનો અભ્યાસ શરૂ કર્યો હતો અને ઇ. સ. ૧૯૧૮ માં એલ. સી. પી. એસ. ની પરિક્ષા આપી તેમાં સૌ. ડાહીગૌરી પાસ થયા. સ્ત્રી ડોકટર તરીક આવું માન મેળવનાર આપણી જ્ઞાતિમાં સૌ. ડાહીગૌરી પહેલાજ છે. ડોકટર થયા પછી શરૂઆતમાં ઇ. સ. ૧૯૧૯ માં અમદાવાદની સીવીલ હોસ્પિટલમાં સ્ત્રી ડાકટર તરીકે તેમની નીમણુંક થઇ હતી. ત્યાર બાદ તેમની બદલી મુંબાઇમાં મોટલીબાઇ જે. જે. હોસ્પિટલમાં થએલી જ્યાં મીડવાઇફરીમાં તેમણે પરિક્ષા પાસ કરી હતી. ઇ. સ. ૧૯૨૦-૨૧માં રાજકોટ વેસ્ટ હોસ્પિટલમાં નોકરી કરી. એજ અરસામાં અસહકાર શરૂ થતાં તેઓ સરકારી નોકરી છોડી દેશ સેવાના કાર્યમાં જોડાયા અને રાજકોટમાં ખાનગી પ્રેકટીસ શરૂ કરી. તેઓ અંગ્રેજી ગુજરાતીમાં સારા ભાષણો આપી શકે છે. તેમણે વળા, ધોળકા, રાજકોટ, વઢવાણ, ભાવનગર, ધોરાજી, જામનગર વિગેરે સ્થળોએ પ્રસંગોપાત ભાષણો આપ્યાં છે. રાજકોટની પ્રજાપ્રતિનિધિ સભામાં તેમજ મ્યુનિસિપાલીટીમાં તેઓ પ્રજાકિય સભ્ય હતા. રાજકોટનાં સ્ત્રી વાંચનાલયનાં તેઓ પ્રમુખ હતા. રાજકોટથી તેઓ કચ્છમાં માંડવી પાસે મસ્કાની હોસ્પિટલમાં ડાક્ટર તરીકે નીમાયા હતા. રા. નરભેશંકર ત્રિવેદી પણ એજ હોસ્પિટલમાં હતા. ત્યાંથી હાલ સૌ. ડાહીગૌરી વડોદરામાં ચિમનાબાઇ મેટરનીટી એન્ડ ચાઇલ્ડ વેલ્ફેર લીગમાં સ્ત્રી ડાકટર તરીકે કામ કરે છે. વળી તેઓ ઓલ ઇન્ડીઆ વિમેન્સ કોન્ફરન્સની વડોદરા શાખાની સ્ટેન્ડીંગ કમીટીના પણ સભાસદ છે, અને વડોદરા પ્રજામંડળ વગેરે જાહેર સંસ્થાઓમાં ભાગ લઇ રહ્યા છે.

## સ્વ૦ ગંગાસ્વરૂપ માનકુંવરબાઇ ( ચોથી બાઇ )

ઓઝા કુટુંબમાં જાણીતા થએલા સ્વ૦ ધનેશ્વર રેવાશંકરના તેઓ ગૃહપત્ની થાય. તેમના પિતા નારણજી અજરામર સંસ્કારી અને વેદાંત જ્ઞાનના અભ્યાસી હતા. તેમના સારા સંસ્કાર નાનપણમાંથી માનકુંવર બાઇને પડયા હતા, આથી તેઓ કર્મ સંયોગે યુવાન વયે વિધવા થએલા છતાં, પોતાનું જીવન આત્મજ્ઞાનની દષ્ટીથી ભક્તિમાર્ગમાં તત્પર રહી વીતાવતા હતા. સ્ત્રી સમાજમાં તેઓ માનનીય સ્ત્રી ભક્ત હતા, તેમજ વિધવાઓના અનુકરણીય ઉપદેશક હતા. તેમના પિતાશ્રીએ સન્યસ્ત લીધું હતું, જ્યારે માનકુંવરબાઈ પોતાનું જીવન વૈરાગ્યદશામાં વ્યતીત કરતા હતા.

## સ્વ૦ દેવબાઈ.

ખેરાળુમાં જાણીતા થઇ ગએલા, ગંગાધર જેઠાના તે પૌત્રી થાય. ગંગાધર જેઠાને બે પુત્રીઓ હતી. તેમાં મોટી તેજબા અને રળીયાત નાની હતી. તેજબાને ધોળકા પરણાવેલાં હતા, પણ તે વિધવા થવાથી બાપના ઘેર આવી રહેલા. રળીયાતને પાટણના અયાચી કાશીરામ વેરે પરણાવેલા હતા. જેઓ ભાવનગર રહેતા હતા. તેમના પુત્રી તે દેવબાઇ. નાની ઉમરમાં માતાપીતાનું અવસાન થવાથી દેવબાઇને તેમના પીત્રાઇ કાકા ઊમીયાશંકર અયાચી પાટણ લઇ આવ્યા અને દશ અગીઆર વરસની ઉમરે પાટણમાં વસતા કળીયણ કુટુંબના ગોપાલજી ઓઝા વેરે પરણાવેલા, પરંતુ દુર્દૈવના યોગે લગભગ એજ વરસમાં તેઓ વિધવા થયા હતા. આથી તેમના માસી તેજબા તેને ખેરાળુ લઈ ગયા અને પોતાના પીતાને પુત્ર નહીં હોવાથી પોતાની પછી તેના વારસ બનાવ્યા. દેવબાઇ ધાર્મીક વૃત્તિના અને સુશીલ હતા તેમજ વહેવારમાં કાબેલ હોવાથી તેમના વડીલના નામનો ચાલતો ધીરધારનો ધંધો તેઓ ચલાવતા હતા. પાસે પૈસો પૃષ્કળ હતો, તેથી તેમણે પાટણવાળા અયાચી મગનલાલની સુચના પ્રમાણે યજ્ઞયાગાદિ, તીર્થયાત્રાઓ, નાના મોટા દેશાવરો, વેદપારાયણ વીગેરે ધર્મકાર્યો કરી વારંવાર બ્રહ્મભોજનો કરાવ્યા હતાં. પીતળની ગોળીનું લહાણું પણ કર્યું હતું, સંવત ૧૯૭૦ માં તેમણે પોતાની મીલ્કતનું વીલ કરી પોતાના વડીલનાં પીત્રાઈ ઉદયરામ તથા અયાચી મણીશંકર મગનલાલને ટ્રષ્ટી નીમ્યા હતા. ૭૪ વરસની ઉમરે સંવત ૧૯૭૪ ના માહા વદી ૧૩ ના રોજ તેઓ સ્વર્ગ વાસી થએલાં છે. તેમની પાછળ ટ્રષ્ટીઓએ વીલમાં લખ્યા પ્રમાણે વ્યવસ્થા કરી સંવત ૧૯૮૦ માં સિદ્ધપુરમાં બાવન ચોરાનું દેશતેડું કર્યું હતું. સ્વ. દેવબાઇએ નાની વયમાં વીધવા થવા છતાં ધર્મ કાર્ય અને બ્રહ્મભોજનો કરી યોગીની માફક પોતાનું જીવન વીતાવી ખેરાળુ અને આસપાસના ગામોમાં નામના મેળવી છે.

## કુમારી યશલક્ષ્મી મગનલાલ કવિ.

આપણી જ્ઞાતિમાં નૈષ્ટિક બ્રહ્મચર્ય પાળી કૌમારાવસ્થામાં ભકિતમય જીવન વિતાવવામાં બેન યશલક્ષ્મી જાણીતાં થએલાં છે. તેઓ સ્વ૦ મગનલાલ દલપતરામ કવિનાં જ્યેષ્ટ પુત્રી થાય. તેમનો જન્મ સંવત ૧૯૪૯ ના શ્રાવણ



શ્રી૦ કલ્યાણજી ચત્રભુજ ઓઝા.

પૃષ્ઠ. ૧૪૭



રા. ગૌરીશંકર મોહનલાલ ત્રિવેદી.

પૃષ્ઠ. ૧૪૯



શ્રી૦ અંબાશંકર વલ્લભજી દવે.

પૃષ્ઠ ૧૫૦





શ્રી૦ કાળીદાસ કાનજી ઓઝા.

પૃષ્ઠ. ૧૫૩

સુદી ૧૨ ના રોજ અમદાવાદમાં થએલો છે. તેઓ નાનપણથી પીતાની અમલદારીમાં લાલનપાલનથી ઉછર્યાં છે છતાં માતાપીતાના શુદ્ધ સંસ્કારથી તેઓનું જીવન નાનપણથીજ સંસ્કારી બન્યું છે. પીતાના અવસાન વખતે તેમની ઉમર આઠ વરસની હતી અને ત્યારથી તેઓના હૃદયમાં સાંસારીક સુખોની ભાવના પ્રત્યે વૈરાગ્ય ઉત્પન્ન થએલો અને જીવનમાં ભકિતમાર્ગના અણુઓ ઉત્પન્ન થએલા. શુદ્ધ કેળવણી અને તેમના કાકા કવીશ્વર નાનાલાલના ભકિતમય કાવ્યોએ તેમના હૃદયમાં ઉંડી અસર કરી અને ધીમે ધીમે તેઓ પ્રભુ ઉપાસનાના અનુરાગી બન્યા. ગુજરાતી અને અંગ્રેજી કેળવણી સાથે સંસ્કૃત અભ્યાસ શરૂ કર્યો. ગીતા એમનું પ્રિય પુસ્તક છે અને નાનપણથીજ તેના અભ્યાસી બન્યા છે. તેઓ હાઇસ્કુલ અને કોલેજમાં ભણી બી. એ. સુધી પોહોંચેલા છે છતાં આધુનીક કેળવણીની ઉચ્છૃંખલતાએ તેમના હૃદયમાં લેશ પણ પ્રવેશ કર્યો નથી. તેમનું જીવન સાદુ અને સાત્વીક છે. અભ્યાસ છોડયા પછી તેઓ પ્રથમ અમદાવાદની મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનીંગ કોલેજમાં લેડી પ્રીન્સીપાલ મીસ ચ્યબના આગ્રહથી તેઓ અંગ્રેજી શીક્ષીકા તરીકે દાખલ થયા હતા. પરંતુ એજ અરસામાં અસહકારી વાતાવરણમાં તેઓ જોડાયા અને નોકરીનું રાજીનામું આપી ગાંધીજીની સરદારી નીચે કામ કરવાને દેશ સેવાની પ્રવૃતિમાં તત્પર બન્યા. મહાત્મા ગાંધીજી સાથે કેટલીક મુસાફરી કર્યા બાદ મુંબાઇમાં પહેલવહેલી નીકળેલી રાષ્ટ્રીય કન્યાશાળામાં ગુજરાતી હેડમીસ્ટ્રેસ તરીકે તેઓ જોડાયા. પરંતુ થોડોક સમય ત્યાં રહ્યાબાદ અનુકુળતા ન આવવાથી પુનઃ તેઓ આશ્રમમાં રહી ગાંધીજી સાથે કામ કરવા લાગ્યાં. જ્યારે ગાંધીજી પકડાયા અને આશ્રમમાં રહી કામ કરવું આ સાત્વીક અને સ્વતંત્ર હૃદયનાં બેનને અનુકુળ ન લાગવાથી તેઓએ આશ્રમ છોડયો. તુરતજ સાણંદ સ્ટેટના રાજમાતા ગં૦ હીરાબા સાથે તેમને અગાઉનું ઓળખાણ હતું તેથી તેમના આગ્રહથી તેઓ તેમની પાસે પુત્રી તરીકે ભજન કીર્તન અને કથાવાર્તા કરવાના કામે જોડાયા. જ્યાં હાલપણ તેઓ છે. સાણંદ નરેશ અને રાજ્ય કુટુંબ તેમના તરફ અપૂર્વ પ્રીતિ દર્શાવે છે. તેઓ સંગીતના શોખીન હોઇ તંબુરા સાથે આકર્ષક ભજનો ગાય છે કેટલીક વખતે તેઓ સ્ત્રીમંડળમાં જાહેર કીર્તનો કરે છે અને ભકિતભાવના આંદોલનો પ્રકટાવે છે. હજુ સુધી તેઓ બેન કૌમાર્ય વ્રતનું પાલન કરે છે અને જીવન પર્યન્ત એ વ્રત પાળવા ચાહે છે. તેઓ સમાજ સેવાનાં ઉપાસક છે, તેમજ સ્ત્રીઓની આધુનીક દશા સુધારવા તરફ બનતું લક્ષ રાખે છે. જ્ઞાતી ઉન્નતિ પ્રત્યે

તેમને પ્રેમ છે. સને ૧૯૨૮ ના ઓક્ટોબરમાં અમદાવાદમાં મળેલા જ્ઞાતિ સંમેલનમાં જ્ઞાતી બેનોને ઉદ્દેશી તેમણે અસરકારક ભાષણ આપ્યું હતું તથા વીધવાઓને સન્માર્ગ પ્રેરક વીચારો દર્શાવ્યા હતા. તેઓ એક સારા પ્રભાવશાળી લેખક અને વકતા પણ છે.

## સૌ૦ મણી (માણેક) બેન નાનાલાલ કવિ.

વિદ્વાન પતિના સહવાસમાં સંસ્કારી બની પતિની આજ્ઞાને અનુસરવામાં અને ગૃહકાર્યમાં કુશળતા દર્શાવવા પતિની સાથે જાહેર હીલચાલોમાં ભાગ લેવાનું દ્રષ્ટાંત પોતાના જીવનમાં આ બ્હેન પુરૂ પાડે છે. એમનો જન્મ વઢવાણમાં ત્રવાડી મહાશંકર વિશ્વનાથ ત્રીવેદીને ત્યાં સંવત ૧૯૩૮માં થએલો છે. નાનપણમાં તેમણે સાધારણ કેળવણી લીધી હતી પરંતુ કવિશ્રી નાનાલાલ દલપતરામ સાથે તેમનાં લગ્ન થયા પછી તેમણે પોતાનો અભ્યાસ આગળ વધાર્યો હતો. સને ૧૯૦૮-૯ માં જ્યારે રાજકોટમાં ગુજરાતી હીંદુ કન્યાશાળાની સ્થાપના થયેલી ત્યારે તેઓએ એક બે વરસ ઓનરરી હેડમીસ્ટ્રેસ તરીકે કામ કર્યું હતું. પતિની વિશાળ ભાવનાઓને પોષવાને કોઇ પણ પ્રકારના સંકોચ વગર આ બ્હેન હમેશાં તત્પર રહે છે, એ એમના સ્ત્રી જીવનને શોભારૂપ છે. તેઓ પતિની સાથે જાહેરસભાઓમાં અને સામાજીક કાર્યોમાં હાજરી આપે છે. પોતાના બાળકોને સંસ્કારી બનાવવામાં તેમણે પોતાનું કર્તવ્ય બજાવ્યું છે. જ્યારે કવિશ્રી નાનાલાલને તેમના સુવર્ણ જન્મ મહોત્સવ પ્રસંગે મુબાઇમાં માનપત્ર આપવામાં આવ્યું એજ વખતે લેડી જગમોહનદાસના હાથે મઢડા આશ્રમ તરફથી આ બ્હેનને હીરામાણેક મોતી જડિત આકર્ષક સુવર્ણ સૌભાગ્યચંદ્રક આપવામાં આવેલ છે. આ પ્રસંગ જ્ઞાતિના માટે આનંદાયક હોઇ જ્ઞાતિની બેનોને શોભારૂપ છે.

## સ્વ૦ સૌ૦ વિજયાલક્ષ્મી હર્ષદ્દરાય ત્રિવેદી.

આપણી જ્ઞાતિમાં ઉંચા પ્રકારના પ્રતિભાશાળી કાવ્યો અને લેખો લખવામાં સ્ત્રી સમાજમાં સ્વ૦ સૌ૦ વિજયાલક્ષ્મી પ્રથમ પંકિતમાં આવે છે. તેઓ આપણી જ્ઞાતીના માનનીય સ્વ૦ પીતામ્બરદાસ જેઠાભાઇના પુત્રિ થાય. તેમણે સંસ્કારી અને કેળવણી પ્રીય કુટુંબમાં બાળપણની સામાન્ય કેળવણી લીધી હતી, ત્યારબાદ શ્રીમાન્ હર્ષદરાય વિઠ્ઠલદાસ ત્રિવેદી સાથે તેમનાં લગ્ન થતાં કેળવણીના ચાહક અને પોષક પતિ તથા સસરાની

સદ્‌ભાવનાથી કેળવણીમાં આગળ વધવાના સંયોગો પ્રાપ્ત થતાં સમયાનુકુળ કેળવણી લીધી હતી. જાહેર સમાજ અને સભાઓમાં ભાગ લેવાનું પ્રોત્સાહન મળવાથી તેમજ વિશાળ વાંચન અને વિદ્વાન સ્ત્રી મંડળના સમાગમમાં આવવાથી સાહિત્યમય તેમનું હૃદય બન્યું હતું પરિણામે ઉંચા પ્રકારના ભાવવાહી કાવ્યો અને લેખો લખવા શરૂ થયા હતા, જેને વસંત, બુદ્ધિ પ્રકાશ, સુંદરી સુબોધ, ગુજરાતી વગેરે પ્રથમ પંકિતના માસીકો અને વર્તમાનપત્રોએ પ્રસિદ્ધિમાં મૂકી યોગ્ય કદર કરી હતી. સુંદરી સુબોધના તો તે ખાસ લેખીકા હતા. ભાવનગરના મહીલા સમાજમાં કન્યાશાળાઓના મેળાવડાઓમાં અને અન્ય સ્ત્રી ઉપયોગી હીલચાલોમાં તેઓ ખાસ ભાગ લેતા હતા. ભાવનગરના મહારાણીશ્રી સ્વ૦ નંદકુંવરબાના તેઓ ખાસ પ્રીતિપાત્ર હતા. ભાવનગરમાં ભરાએલા હુન્નર ઉદ્યોગના પ્રદર્શનના સ્ત્રી વિભાગમાં તેઓએ ખાસ કામ કર્યું હતું. ગૃહકાર્યમાં પણ તેઓ તેટલાજ કુશળ હતા. સ્ત્રીસમાજ સંસ્કારી અને સમાજ સેવાના કાર્યમાં ભાગ લેતો થાય તેવું તેઓ ઇચ્છતા હતા. તેમનું લખાણ મોટે ભાગે સ્ત્રી ઉન્નતિના માર્ગદર્શક હતું. શાંન્તી, નિડરતા અને સત્ય એ એમના જીવનમાં મુખ્યસુત્રો હતાં. કર્તવ્યપરાયણતા તો એમનાં જીવન સિદ્ધાંત હતો. એમનું અવસાન ભરયુવાવસ્થામાં તા. ૯-૯-૧૩ ને ભોમવારના રોજ થએલું છે. એમના અવસાનની દીલગીરી ભરેલી નોંધો ઘણા માસીકો અને વર્તમાન પત્રોએ લીધેલી છે. એમના અપ્રસિદ્ધ કાવ્યો અને લખાણોનો સંગ્રહ મોટા જથ્થામાં છે પણ તે બહાર પડે ત્યારે ખરો! જ્ઞાતીની ઉન્નતિ તરફ પણ તેમને સદ્‌ભાવ હતો અને તેથી શ્રીમાળી અભ્યુદયમાં તેઓ પ્રસંગોપાત લખતા હતા. તેમણે પોતાના જીવનથી પીઅર અને શ્વસુરપક્ષના સન્માનીય કુટુંબોને શોભાવ્યાં છે; તેમજ સ્ત્રીસમાજ અને જ્ઞાતિ બ્હેનોને કર્તવ્ય નિષ્ટાનો ઉત્તમ પાઠ પોતાના દૃષ્ટાંતથી આપેલો છે.

# પુરવણી.

વિદેહી અને વિદ્યમાન તેમજ સ્ત્રીવિભાગ છપાઇ રહ્યા બાદ પાછળથી જે જે ચરિત્રો મળ્યા છે તે પુરવણી રૂપે આ નીચે આપવામાં આવ્યાં છે.

## કૈ. જ. ગુ. સ્વામીશ્રી મધુસુદનાનંદ મહારાજ.

આપણી જ્ઞાતિમાં જગદ્ગુરૂની પદવીથી વિભુષિત થએલ શંકરાચાર્ય મહારાજો પણ થઇ ગયા છે. ધોળકામાં બદ્રિકાશ્રમ જ્યોતિર્મઠની શાખામઠની ગાદીએ કૈલાસવાસી મહારાજશ્રી મધુસુદનાનંદ થઈ ગયા છે. જેઓ પુર્વાશ્રમમાં શ્રીમાળી બ્રાહ્મણ હતા અને મારવાડના વતની હતા. તેઓ ઘણુંખરૂં બદ્રીકાશ્રમના મઠમાં રહેતા હતા પરંતુ ધોળકાના શાખા મઠમાં પણ તેઓ કેટલોક સમય રહ્યા હતા. તેઓ એક પ્રભાવશાળી મહારાજ થઇ ગયા છે. તેમણે કૈલાસવાસ કરેલો છે. તેઓ મહાન્ વિદ્વાન હતા. જ્યોતિર્મઠના પુનરોદ્ધારમાં તેમણે ઘણો શ્રમ લીધો હતો.

## સ્વ૦ હરિશંકર અંબાશંકર

એમનો જન્મ શુકલતીર્થમાં સં. ૧૯૦૩ના કાર્તિક વદી ૬ ના રોજ થયો હતો. તેઓ જો કે સામાન્ય સ્થિતિના હતા તો પણ જ્ઞાતિસેવામાં અને પારમાર્થિક કાર્યમાં પ્રેમ ધરાવી તેમણે અન્ય ને અનુકરણીય કાર્ય કરેલું છે. શુકલતિર્થના જ્ઞાતિ બંધુઓમાં એમણે ઘણા કામ કર્યા છે. તેઓ નીતિ અને સત્ય માર્ગે ચાલનારા હતા. સં. ૧૯૬૯ માં જ્યારે શુકલતિર્થની જ્ઞાતિમાં ઘરદીઠ સમાન ફાળો ઉઘરાવવાને ઠરાવ કરવામા આવ્યો ત્યારે તેઓ વિરૂદ્ધ પડયા હતા. અને ગરીબોનો પક્ષ કર્યો હતો. એમનું અવસાન સંવત ૧૯૮૨ ના આસો સુદી ૫ના રોજ થએલું છે. તેઓ દાદાનું ઉપનામ પામ્યા હતા.

## સ્વ૦ શામજી વજેરામ ત્રિવેદી.

મહુવાની જ્ઞાતિમાં રૂ વગેરેનો વેપાર સારો કરી નામના મેળવનાર પ્રતિષ્ટિત શહેરી ગણાએલ શામજી વજેરામ ત્રવાડી જાણીતા પુરૂષ થઇ ગયા છે. જ્ઞાતિ પ્રત્યે પણ તેમનો પ્રેમ લાગણી ભરેલો હતો. જ્ઞાતિમાં સંપ થાય, કેળવણી વધે, તેવું ઇચ્છતા હતા. એને માટે તે પ્રયત્ન કરતા. મહુવાની જ્ઞાતિમાં એમણે ઘણા સારા સુધારા કર્યા છે. એમનું માન જ્ઞાતિ બંધુઓ સાચવતા હતા. એમનું અવસાન લગભગ એકસઠ વર્ષની ઉંમરે તા. ૮-૧-૨૭ ના રોજ થએલું છે.

## સ્વ૦ મુળશંકર જયાનંદ શાસ્ત્રી.

સુરતના વિદ્વાનોમાં તેઓ વધારે જાણીતા થઇ ગયા છે. તેમણે સંસ્કૃતનો સારો અભ્યાસ કર્યા ઉપરાંત સામવેદ અને શ્રૌતસ્માર્ત યાજ્ઞિકની પરીક્ષાઓ પણ પસાર કરેલી હતી. વ્યાકરણ તથા સાહિત્યના અભ્યાસ માટે તેઓ કેટલોક સમય કાશી પણ રહ્યા હતા. તેઓ પોતાનું જીવન ધર્મકાર્યમાં સ્વતંત્ર રીતે ગાળતા હતા. તેમણે વિષ્ણુયાગ, મહારૂદ્ર, શતચંડી તથા પ્રતિષ્ઠા વગેરે કરાવેલાં છે. તેઓ પ્રખર વિદ્વાન હતા. સંવત ૧૯૬૮ માં કતાર ગામના ભરતનાથ શિવાલયમાં તેમણે નવકુંડી મહારૂદ્ર કરાવ્યો હતો. જે વખતે શાસ્ત્રી મંડળમાં મોટો વિરોધ ઉત્પન્ન થયો હતો અને પરિણામે સુરત, જલાલપુર, વડોદરા, નડિયાદ વગેરેના વિદ્વાનો સમક્ષ જાહેર શાસ્ત્રાર્થ કર્યો હતો અને તેમાં તેમણે શાસ્ત્રીય પ્રમાણથી નવકુંડી મહારૂદ્ર સિદ્ધ કરી વિજય મેળવ્યો હતો. તેમણે અગ્નિહોત્ર પણ લીધું હતું. ધરમપુરના મહારાજા તરફથી તેમને વર્ષાસન મળતું હતું.

તેમણે વિવાહ કૌમુદી, સાડી, મુગ્ધાખ્યાન, સતી સિમંતીની વગેરે ગ્રંથો પ્રસિદ્ધ કરેલા છે. સુરતમાં બંધાએલી મહાલક્ષ્મી માતાની વાડીના કાર્યમાં તેમણે આગળ પડતો ભાગ લીધો હતો. તેમનું અવસાન પીસ્તાળીશ વર્ષની ઉમરે છ વર્ષ ઉપર થએલું છે. તેમના પુત્ર મહાદેવ શર્મા હાલ સુરતની ટેકનીકલ સ્કુલમાં અભ્યાસ કરે છે. તેમને સંગીતનો ખાસ શોખ છે.

## સ્વ૦ મંછારામ અમૃતરામ ત્રિવેદી.

તેઓ શુકલતીર્થના વતની હતા. તેઓ મંછારામ થાણુદારના નામથી વધારે જાણીતા થએલા છે. તેમના વડીલો ઉત્તરોત્તર પાંચ પેઢીથી છોટાઉદેપુર રાજ્યમાં થાણદારનો હોદ્દો સન્માનીય રીતે ભોગવતા આવતા હતા. સ્વ. મંછારામનો જન્મ સં. ૧૮૯૪ ના અરસામાં થએલો હતો. યોગ્ય ઉમરે તેઓ છોટા ઉદેપુરમાં થાણુદાર નિમાયા હતા અને રાજાના પ્રીતિપાત્ર બન્યા હતા. થોડા સમય પછી રાજા સાથે અણુબનાવ થતાં તેઓ નોકરી છોડી શુકલતીર્થ આવેલા. રાજપીપળા (નાંદોદ) સ્ટેટના મહારાજા ગંભીરસિંહજી તેમને સારી રીતે જાણતા હોવાથી તેમને પોતાના રાજ્યમાં લઇ ગયા અને ઝગડીઆ તથા રતનપુરના થાણદાર બનાવ્યા. ત્યારપછી ભાલોદ થાણુદાર બન્યા. આ નોકરી દરમિયાન પોતાની વ્યાવહારિક બુદ્ધિ અને કાર્યકુશળતાથી મહારાજા ગંભીરસિંહજીની કૃપા મેળવી હતી. તે

એટલે સુધી કે ઘણો ખરો સમય મહારાજા તેમને પોતાની પાસેજ રાખતા. છત્રી મશાલ અને આજુબાજુ ઘોડેસ્વારોનું બહુમાન પણ તેમને આપ્યું હતું. તેમને આંગણે મહારાજા ગંભીરસિંહજી બે વખત નોકરી દરમિયાન અને ત્રીજી વખત નોકરી છોડયા પછી પણ શુક્લતિર્થ આવેલા અને તેમના મિજબાન બનેલા. જ્યારે તેઓ નોકરી ઉપરથી રિટાયર થયા ત્યારે શણુ-ગાર સાથેની ઘોડી, છત્રી વગેરે રાજ્ય તરફથી તેમને મળેલું હતું. તેઓ એક સારા શ્રીમંત પણ હતા.

આ રીતે રાજ્ય વૈભવ, અમલદારી અને જ્ઞાતિના બહુમાનથી તેઓ જાણીતા થયેલા છે. તેમણે પોતાની કન્યા રેવાબાઇને કોઇ પોતાના સમો-વડીઆ શ્રીમંત કુટુંબમાં નહીં આપતાં સાધારણ સ્થિતિના ભાઇશંકર હરિશંકર ઓઝાને આપેલાં. અને વખત જતાં પોતાના જમાઇને નાંદોદ રાજયમાં ફોઝદારની નોકરી અપાવી આગળ પાડેલા. તેઓ ધર્મચૂસ્ત અને નિત્યનિયમ પાળનારા હતા. તેમનું અવસાન સં. ૧૯૪૩ ના ફાગણ વદ આઠમના રોજ થયેલું છે. તેમની પાછળ મોટું દેશતેડું કરવામાં આવ્યું હતું.

## સ્વ૦ ચંદુલાલ આત્મારામ ત્રિવેદી.

એમનો જન્મ સુરતમાં સંવત ૧૯૨૮ના અરસામાં થએલો હતો. એમનું અવસાન ૫૬ વર્ષની વયે સંવત ૧૯૮૪ ના માગસર વદી ૦)) ના રોજ થએલું છે. તેમનો ધંધો મુળતો યજમાનવૃત્તિનો હતો. પરંતુ વેપારી વર્ગમાં આગળ વધવાની ભાવનાથી તેમણે પ્રથમ ઝીક ટીકીના ભરતકામનો ધંધો શરૂ કર્યો હતો અને તેમાં સારી નામના મેળવી હતી; પણ દસેક વર્ષ પછી સુકા ઝાડના જંગલો રાખી તે કાપવાનું કામ શરૂ કર્યું. બારેક વર્ષ આ ધંધામાં અનુભવ અને લાગવગ મેળવ્યા પછી મીલોને લાકડાં પુરાં પાડવાનો ધંધો શરૂ કર્યો હતો અને તૈયારી લાકડાના માલના વેપારી તરીકે પ્રખ્યાતી મેળવી પૈસા પણ સારા મેળવ્યા હતા. આ ધંધો હાલપણ તેમના પુત્ર રા૦ મોહનલાલ ચલાવી રહ્યા છે. તેમનાં લગ્ન નંદુરબાર અને સુરત એમ બે વખત થયાં હતાં. નંદુરબારવાળા બાઇથી મોહનલાલ નામે પુત્ર થએલ છે. જેઓ વેપારી અનુભવ મેળવી પીતાની નામનામાં વૃદ્ધી કરી રહેલા છે. તેઓ જ્ઞાતિહીતના કાર્યમાં ઉત્સાહથી આગળ પડતો ભાગ લેતા હતા અને સુરતના વેપારી મંડળમાં માનીય ગણાતા હતા.

## સ્વ૦ દોલતરામ હિંમતરામ ત્રિવેદી

સુરતમાં જ્ઞાતીસેવાના કાર્યમાં તેઓ જાણીતા થઈ ગયા છે. તેમનો જન્મ સંવત ૧૯૨૯ ના માહા સુદી ૪ નો થએલો હતો. જો કે તેમણે ઝાઝો વિદ્યાભ્યાસ કરેલો ન હતો તો પણ ગુજરાતી ઉપરાંત અંગ્રેજી અભ્યાસ કરેલો હતો તેમજ તેઓ વ્યવહારકુશળ હતા. સુરતના પબ્લીક વર્કસ ડીપાર્ટમેન્ટમાં તેઓ કલાર્ક હતા જેથી પ્રજા વર્ગમાં નિષ્પક્ષપાત કાર્ય કરવાથી માનીતા થયા હતા. તેઓ પરગજુ, સમાનભાવી અને નિડર હતા. જ્ઞાતી સેવાના કાર્યમાં તેમણે આગળ પડતો ભાગ લીધો છે. તેઓ ધર્મ ઉપર શ્રદ્ધાળુ અને શિવના અનન્ય ભકત હતા. તેઓ સંગીતના શોખીન હતા. તેમણે એક મંડળ સ્થાપ્યું હતું, જેના ઉદ્દેશ મુજબ દર સોમવારે અને શિવરાત્રીએ શિવમંદિરમાં ભકત મંડળી સંગીત સાથે કીર્તન કરતા હતા. આ નિયમ તેમણે જીવન પર્યંત પાળ્યો છે. તેમનું અવસાન સંવત ૧૯૮૫ ના વૈસાખ સુદી ૭ ને બુધવારે થએલું છે. જ્ઞાતિમાં તેમનું સારૂ માન હતું અને તેમનું કુટુંબ બહોળું છે.

## સ્વ. અમૃતલાલ પોપટલાલ દવે.

તેઓ મૂળ ધ્રાંગધ્રાના વતની. ઝાઝું ભણેલા નહિ છતાં ખંત અને માહસિક વૃત્તિએ પરદેશમાં જઇ એક સારા વેપારી તરીકે પોતાની બાહોશીથી નામના મેળવી છે. અને સારો પૈસો પેદા કર્યો છે. તેઓ પ્રથમ વેપાર ધંધાની શરૂઆતમાં કલકત્તે ગયેલા અને મેસર્સ માદનને ત્યાં કારટેટના ભાડા વગેરે ઉઘરાવવાના કામમાં કમીશનથી જોડાએલા, કામ કરવાની કાળજી, નિખાલસપણું અને શાંત સ્વભાવથી મેસર્સ માદનનો તેમના ઉપર પ્રેમ અને વિશ્વાસ થએલો. ધીમે ધીમે તેઓ જુદા જુદા પ્રકારના કામો કમિશનથી કરવા લાગ્યા, અને તેમાં તેમને પ્રતિષ્ઠા મળી. તેમણે કલકત્તામાં ઓફિસ ખોલી, મોટા પાયા ઉપર કામ કરવું શરૂ કર્યું અને તેમાં તેઓ ફાવ્યા. કલકત્તામાં આવતા જ્ઞાતિબંધુઓને તેઓ આદર આપતા અને બનતી મદદ કરતા. તેઓ કામ પ્રસંગે મુંબાઇ આવેલા અને ત્યાંથી મોટરમાં બેસી પુના જતા હતા ત્યાં થાણાના પુલ પાસે અકસ્માતથી મોટર ઉથલી પડતાં તેઓ મોટર નીચે દબાયા અને તા. ૧૧-૯-૨૬ ના રોજ થાણાની હોસ્પિટલમાં તેમણે બેશુદ્ધિ અવસ્થામાંજ દેહ છોડયો. આ અકસ્માતથી અણધારી રીતે જ્ઞાતિએ એક ઉત્સાહી, હિતચિંતક, પરોપકારી

વીરનર ગુમાવ્યો છે. તેથણે પોતાની કમાઇનો સદુપયોગ કરેલો છે. અમદાવાદ છાત્રાલયને રૂ. ૧૦૦૦) તથા બીજી પરચુરણ મદદો આપી હતી. વળી તેઓ કેળવણીના કાર્યમાં ઉત્સાહ રેડતા હતા. છાત્રાવયનું સ્વતંત્ર મકાન બાંધવામાં તેમણે રૂ. ૧૫૦૧) નું વચન આપ્યું હતું. પરંતુ અકાળ અવસાનથી તેઓ તે વચન પૂર્ણ કરી શકયા નથી. ધ્રાંગધ્રાના મહાલક્ષ્મી માતાના મંદિરમાં આરસ પથરાવી જીર્ણોદ્ધાર કરાવેલો છે. બીજી પણ કેટલીક ખાનગી મદદો જુદે જુદે સ્થળે કરેલી છે. કલકત્તામાં પણ તેમણે ઉદારતાથી પ્રશંસા મેળવી છે. તેમનું કુટુંબ બહોળું છે.

## સ્વ. પ્રાગજી જાદવજી દવે.

આફ્રિકા જઇ સાહસિકપણે સ્વતંત્ર વેપારમાં આગળ વધી ભાગ્ય દેવીનો સારો સિતારો પ્રાપ્ત કરનાર જામનગર નિવાસી રા. દોલતરાય દવેના તેઓ પિતા થાય. તેમનો ઉત્સાહ વૃદ્ધાવસ્થા છતાં યુવાનપણાને શરમાવે તેવો હતો. કાર્ય કરવામાં તેઓ એવા ખંતિલા હતા કે કાળજીપૂર્વક કામ કરનારને પણ તેમનું દૃષ્ટાંત લેવું પડતું. તેમણે પોતાનું જીવન ઘણું ખરૂં શિક્ષક તરીકે ગુજાર્યું છે. વળી તેઓ વ્યવહારીક બુદ્ધિના અને શાંત સ્વભાવના હતા. આથી પોતાના એક પુત્રને વ્યાપારમાં અને બીજાને કેળવણીમાં આગળ વધારવા તેઓ ઉત્સુક બન્યા. રા. દોલતરાય આફ્રિકા ગયા અને ત્યાં ઉત્સાહથી આગળ વધ્યા, તથા એક સારા વેપારી તરીકે નામના મેળવવા પામ્યા. બીજા પુત્ર દુર્ગાશંકર બી. એ. થયા હતા. અને સંસ્કારી પિતાના અનુકરણે ગીતાના અભ્યાસી બન્યા હતા. દુર્દૈવે તેમનું અવસાન થએલું છે. જ્ઞાતિના દરેક આગળ વધતા કાર્યમાં પ્રાગજીભાઇ આગળ પડતો ભાગ લેતા. જામનગરની જ્ઞાતિમાં તેમની પ્રતિષ્ઠા સારી હતી. તેઓ એક સાચા સલાહકાર પણ હતા. પુત્રોની વૈભવશાળી સ્થિતિ જોઇ તેઓ વૃદ્ધાવસ્થામાં આનંદ પામતા હતા. તેમનું અવસાન સં. ૧૯૮૫ ના વૈશાખ સુદ પાંચમના રોજ થએલું છે. તેમના સુપુત્ર દોલતરાય હાલ જામનગરમાં રહી પિતાને પગલે ચાલી પોતાની સદ્દકમાઇનો જ્ઞાતિ હિતના કાર્યમાં ઉદારતાથી ઉપયોગ કરી રહ્યા છે અને શ્રીમંતાઇને શોભાવી રહ્યા છે. પિતાની વરશીમાં દેશતેડું કરી જ્ઞાતિને તૃપ્ત કરવાની સાથે અમદાવાદ અને રાજકોટના છાત્રાલયને પણ સારી મદદ આપી છે. અમદાવાદ છાત્રાલયને તેઓ વારંવાર મદદ આપે છે અને કેટલીક છુપી સખાવતો કરે છે, આપ કમાઇનો આવો સારો ઉપયોગ કરનાર રા. દોલતરાયનું દૃષ્ટાંત જ્ઞાતિ શ્રીમંતોએ લેવાનું છે.



શ્રીમાન્ શિવશંકર લીલાધર ત્રિવેદી.

[ પૃષ્ઠ. ૧૯૭



સ્વ૦ પ્રાગજી જાદવજી દવે.

[ પૃષ્ઠ. ૧૯૨

## શ્રીયુત્ ગિરધરલાલ નંદલાલ ઓઝા

એમના વડીલો મુળ હળવદમાં રહેતા હતા. ત્યાંથી સ્વ૦ નંદલાલ શિવલાલ ઓઝાને કેળવણી ખાતામાં નોકરી હોવાથી મોરબી, જામનગર વગેરે કાઠીઆવાડના ઘણા ગામોમાં નોકરી અર્થે ફરવું પડેલું હતું. શ્રી. ગિરધરલાલે હાલ ભાવનગરને પોતાનું વતન બનાવ્યું છે; છતાં ધંધાર્થે તેઓ લગભગ પંદર વર્ષથી ઘણો વખત મુંબાઇમાં રહે છે. તેઓ અંગ્રેજી પણ સારૂં ભણેલા છે. આપ હોંશીઆરી અને સાહસીકપણાથી તેઓ મુંબાઇમાં રહી યુરોપ, અમેરીકાની ફીલ્મ કંપનીઓ સાથે વેપારમાં જોડાયા છે, અને ઓઝા એન્ડ કુમ્પનીના નામની પેઢી ખોલી સીનેમા ફીલ્મ હાયરીંગનો ધંધો સારા પાયા ઉપર ચલાવે છે. આ ધંધામાં તેમણે પ્રતિષ્ટા અને પૈસો મેળવ્યા છે. ઝાઝું ભણી નોકરી શોધનારા યુવાનોને વગર વસીલે આગળ વધવામાં આ દષ્ટાંત ઉપયોગી છે.

## શ્રીમન્મહારાજ શ્રી ગંભીરશર્મા

આ મોહમય સંસારમાં ત્યાગ વૃત્તિને કેળવી ઇશ્વરપરાયણ જીવન વ્યતીત કરવું એજ ક્ષણભંગુર મનુષ્ય જીવનની મહત્તા અને વિશેષતા છે. આપણી જ્ઞાતિને પણ આવા માહાત્માઓએ શોભાવી છે. યોગનિષ્ઠ બ્રહ્મવેત્તા શ્રીમન્મહારાજ શ્રી ગંભીરશર્મા આ કોટીમાં આપણી જ્ઞાતિમાં દષ્ટાંતરૂપ છે. એમના વડીલો મુળ ભંડારીઆના વતની પરંતુ બેએક પેઢીથી ભાવનગર આવી વસેલા હતા. એમનું કુટુંબ વિશાળ હતું અને ભાંકાગૌરીના નામથી ઓળખાતું હતું. ભાવનગરમાં કાપડની દુકાન ચાલતી હતી. માહારાજ શ્રી ગંભીરશર્માના પીતાશ્રીનું નામ મણીશંકર અને માતાનું નામ ગોમતીબાઇ હતું. તેઓ ધર્મકર્મમાં શ્રદ્ધાળુ અને ઇશ્વિરોપાસનાના પ્રેમી હતા.

સંવત ૧૯૩૬ ના અરસામાં સ્વ૦ મણીશંકર ત્રવાડીએ ગાયત્રીનું અનુષ્ઠાન કરેલું અને એજ અરસામાં આ ગંભીરશર્માનો જન્મ થયેલો એટલે ગાયત્રીના પૂણ્યપ્રભાવની પ્રસાદી તરીકે આ બાળકને ગણવામાં આવેલ. દુર્દૈવના યોગે આ બાળકની ગુજરાતી વિદ્યાભ્યાસની અવસ્થામાં અગ્નિકોપથી દુકાન અને સર્વ સામાન સાથે ચોપડા ભસ્મીભુત થઇ ગયા. ઉઘરાણી ખોટી થઇ અને ઘરબાર વેચી, દેવું દીધું. કૌટુંબીક પરિસ્થિતી બદલાઇ. આ સ્થિતિમાં મહારાજશ્રી ગુજરાતી પાંચમી ચોપડી ભણુતા હતા. તે અરસામાં ચુડામાં તેમનું લગ્ન થયું. પીતાશ્રીની ઇચ્છા નોકરી કરાવવાની હતી છતાં મહારાજશ્રીએ સ્વાશ્રયી બની ટયુશનો વગેરે રાખી અંગ્રેજી અભ્યાસ આગળ વધાર્યો અને શિક્ષકોની પ્રીતિ સાથે એક સારા વિદ્યાર્થી તરીકે પ્રતિષ્ટા મેળવી અને અંગ્રેજી

૭ ધોરણ સુધી પહોંચ્યા. આ અભ્યાસ દરમીઆન મહારાજશ્રી ધર્મશ્રદ્ધાળુ હોવાથી ધર્મસિંધુ, નિર્ણયસિંધુ, રામાયણ, સ્મૃતિઓ, ગીતા વગેરે ધર્મ પુસ્તકોનું વાંચન કરતા હતા અને સાથે સાથે સંસ્કૃતજ્ઞાન પણ વધારતા હતા. રૂષીરાજના પદો અને કેશવકૃતીના કાવ્યો હલક સાથે લલકારતા હતા અને તેમાં તલ્લીન બનતા હતા. આ યોગના પ્રભાવે જ્ઞાનભક્તિ ઉપાસનાના કાવ્યો મહારાજશ્રીએ પણ લખવા માંડયા. સાત્વિક ભાવનાને લીધે નાનપણથીજ હવિષાંન્ન એટલે મોળુ ખાવા તરફ તેમને પ્રીતિ હતી. ફરસાણુ કે એવા તેલ મરચાવાળા પદાર્થો એમને ગમતાજ નહોતા. આ નિયમથી મનનું સમતોલપણું સચવાય છે અને તેઓ સાચવતા હતા. **यतो यतो निश्चरति, मनश्च श्चलमस्थिरम्। ततो ततो नियम्यै तद्दात्मन्येववशं नयेत् ॥** ગીતાજીના આ શ્લોક ઉપર તેમને પૂર્ણ શ્રદ્ધા હતી. અને તેને અનુલક્ષી **संकल्प प्रभवान् कामान् त्यक्त्वा सर्वानशेषत:। मन सैवेन्द्रिय ग्रामं विनियम्य समं ततः ॥** સંકલ્પ વિકલ્પને જાપથી અટકાવવા પ્રયત્ન કરતા હતા. સૌ૦ મહાલક્ષ્મી ( તેમનાં પત્નિ ) પણ સૂર્યોપાસન, જપ, ગીતા પાઠ વિગેરે કાર્યથી તત્પર રહેતાં, અને પતિના સન્માર્ગને સંતોષ સાથે ઉત્તેજતા.

મહારાજશ્રી ભાવનગરના તારના કલાસમાં દાખલ થઇ પસાર થયા અને ભાવનગરપરામાં ઓડીટ ઓફીસમાં શરૂઆતની નોકરીમાં જોડાયા; છતાં આ સંસ્કારી દંપતિનો જ્ઞાનમાર્ગની ઉપાસનાનો ઉપરોક્ત ક્રમ તો ચાલુજ હતો. થોડા વખત બાદ રાણપુર તારમાસ્તર તરીકે તેઓ ગયા અને ત્યાંથા જેતલસર નિમાયા. ત્યાં તેમણે પાંચેક વરસ નોકરી કરી. આ વખતનું ગૃહસ્થાશ્રમ જીવન સાદુ, સંત સંબંધીઓની સેવાભાવના યુક્ત હતું. અનાથ અને દુઃખી જનોની સેવા કરવી એ એમનો ભાવ હતો. આથી તેમના સંબંધમાં આવનારાઓ બહુ સંતુષ્ટ થતા તથા એમને માહાત્માના નામથી સંબોધતા. સંતોષપ્રિય વસ્તુનો રાગ છોડયા સિવાય વૈરાગ્ય ઉપજતો નથી અને યમનિયમનાં પાલન સિવાય શુદ્ધ વિવેક બુદ્ધિનો આધ્યાત્મીક વિકાસનો ઉદય થતો નથી એ સિદ્ધાંતને સત્ય માની મહારાજ શ્રી **तेन त्यक्तेन भुंजीथाः।** એ ઇશાવાસ્ય ઉપનિષદના કથન પ્રમાણે વર્તતા હતા. અહિંસા, સત્ય, અસ્તેય વીગેરે પ્રીતિથી આચરતા હતા અને એકાગ્રતાથી મનનો નિરોધ સાધતા. વેદાંત, ઉપનિષદ, પંચદશી વાગેરે ગ્રંથોના સ્વાધ્યાયથી મનને ઉચ્ચ બનાવતા યોગ માર્ગ તરફ દીન પ્રતીદીન પ્રયાણ કરતા હતા. નિવાસસ્થાનમાં નાનું સંયમ મંદીર બનાવ્યું હતું. તેમાં

સવારે સાંજ ત્રણ ત્રણ કલાક વ્યતિત કરતા. દિવસ રાત્રી મળી ચચ્યાર વખત પ્રાણાયામનો અભ્યાસ કરતા. બહિર્ધ્યાન અને અન્તરધ્યાન ચાલુ રાખતા. નેતિ, ધોતી વીગેરે હઠયોગની ક્રિયાઓ પણ કરતા હતા. મધ્યાહ્ન સમયે માતા, પત્નિ તથા પાડોશીઓ પાસે કથા વાર્તા કરતા. આ પ્રમાણે ઉચ્ચ દીક્ષાનો ક્રમ ચાલુજ હતો.

આ સમયે બ્રહ્મનિષ્ઠ મહાત્માશ્રી નથુરામ શર્માની યોગપ્રતિભા અને જ્ઞાનનો સંયોગ તથા જનકલ્યાણની ભાવના કાઠીઆવાડમાં વિકસેલી હતી. મહારાજશ્રી પણ તે જાણતા હતા અને જેતલસર સ્ટેશનેથી પસાર થતા તેમનાં દર્શન પણ કરી ચુક્યા હતા. એટલે તેઓશ્રીની દીક્ષા લઇ તેમને ગુરૂ સ્થાપ્યા. ગુરૂશ્રી પણ મહારાજશ્રીની શ્રદ્ધા, પ્રીતિ અને સંયમ જોઇ ખુશ થતા હતા. તેઓ જ્યારે બીલખા આશ્રમમાં જતા ત્યારે તેમનું થોડું બોલવાની ટેવથી આશ્રમવાસીઓ તેમને મુની કહેતા હતા અને ગુરૂશ્રી તેમને ગહન કરી સંબોધતા. ઉપાસનાથી જ્ઞાન, આત્મવિકાસ અને વૈરાગ્ય વધે છે. મહારાજશ્રી ગંભીર શર્માનો યોગાભ્યાસ આત્મ વિકાસને પરિણામ્યો. ગુરૂશ્રી નથુરામ શર્માના સમાગમે તેમાં અભિવૃદ્ધિ થઇ અને ૨૯ વર્ષની વયે નોકરી છોડી વાનપ્રસ્થ જીવનની દીક્ષા લેવાઇ. માતા, ભાઇ, લોકસંબંધીઓને સંતોષી, સ્નેહીઓના મનનું સમાધાન કરી જીવન કલ્યાણના માર્ગે શ્વેત વસ્ત્રધારી દંપતિએ પુષ્પ માળાઓના અને હર્ષનાદના આશિર્વાદ સાથે સદાને માટે જેતલસર છોડયું. સોનગઢ પાસેના કનાડ ગામ નજીકની જગ્યામાં તે રહ્યા. ત્યાં રહી અભ્યાસમાં નિમગ્ન રહેતા અને મુમુક્ષુઓને સંતોષતા. ગુરૂશ્રી નથુરામ શર્મા સાથે ગુજરાત કાઠીઆવાડની કેટલીક મુસાફરી કર્યા બાદ ચાતુંમાસ શિહોરમાં રહ્યા. પ્રથમ ધારનાથ અને પછી ગૌતમેશ્વર પાસે ટેકરીપર આવેલી જગ્યાના સુંદર અને દેવભુમી સમાન પ્રીયકર જગ્યાના મકાનમાં રહેવા લાગ્યા. મહારાજશ્રી હઠયોગ અને રાજયોગને સમાન ગણી તે ક્રિયામાં પ્રવર્ત રહેતા હતા. આદર ભાવથી તેમની સેવા કરવાને તથા જ્ઞાનામૃત શ્રવણ કરવાને સંખ્યાબંધ સેવકો તત્પર રહેતા હતા. મહારાજશ્રીએ દુધ ફળાહાર ઉપરજ પોતાનું જીવન નભાવી રાખ્યું છે. કેટલોક સમય તો માત્ર વાયુ આહાર કરી શુદ્ધ પ્રયોગોથી પુરૂષાર્થ સિદ્ધ કરવા પ્રયત્નો કરેલા છે. શિષ્ય મંડળ વધારવા અથવા ટીપ, ખરડાઓ કરી નાણાં ઉઘરાવવા તરફ એમનું લક્ષ મુળથીજ નથી. એ એમના યોગ માર્ગની વિશેષતા છે. આ સ્થિતિમાં ચારેક વર્ષ પસાર કર્યાબાદ દેવી માહાલક્ષ્મીની તબીયત બગડી અને તેમનો સ્વર્ગવાસ થયો. આ વખતે મહારાજશ્રીને

સુશિષ્યા ગુમાવ્યાનો ખેદ થયો કારણ કે કઠીણ ધાર્મીક પ્રવૃતિઓમાં દેવીની સહાય ન હોતતો મહારાજશ્રીને એટલી ઉણપ ગણાત; તેઓ એક આદર્શ સ્ત્રી હતાં, પ્રેમાળ સેવિકા હતાં, કર્તવ્યનિષ્ઠ શિષ્યા હતા, અને ધર્મ પરાયણ ભાવો પ્રતિસાધક જીજ્ઞાસુ હતા.

થોડા સમયબાદ તેઓ જુના શિહોરમાં સુખનાથ સ્થળમાં રહેવા ગયા પછી મહારાજશ્રીએ અનેક જીજ્ઞાસુઓનો આગ્રહ છતાં સ્થાનાંતર કરી વઢવાણમાં ક્ષેમનાથ મહાદેવના સ્થાનમાં જઇ રહ્યા. ત્યાં પ્રવૃતિ વધવાથી મકાન ભાડે રાખી રહ્યા. ત્યાંથી એક જીજ્ઞાસુએ ધોળી પોળે આનંદાશ્રમ બંધાવી આપ્યો તેમાં જઇ રહ્યા. ગુરૂશ્રી નથુરામ શર્માની આ આશ્રમમાં પધરામણી થઇ હતી. ત્યાં રહી તેમણે જનસમાજના કલ્યાણાર્થે ઉપદેશ આપવો શરૂ કરેલો. જ્ઞાનભક્તિ માર્ગના અસરકારક સંખ્યાબંધ કાવ્યો આ અરસામાં તેમણે લખેલા છે. જે જીજ્ઞાસુઓ પ્રેમથી ગાય છે. થોડા વખતથી ભાવનગર રાણીકામાં ગહન ભવન નામનું મકાન બંધાવેલું છે. અને મહારાજશ્રી ત્યાંજ રહેલા છે. રોજ ત્યાં કથા શ્રવણ થાય છે. જેનો લાભ ઘણા જીજ્ઞાસુઓ લે છે. વઢવાણ અને ભાવનગર એ મહારાજશ્રીના મુખ્ય આશ્રમો છે.

મહારાજશ્રીને ત્રણ બહેનો અને બે ભાઇઓ હતા. મોટા ભાઇ મોહનલાલ ભાવનગર સ્ટેટના રેવન્યુ ખાતામાં નોકર છે, જ્યારે નાના ભાઇનું અવસાન થએલું છે. માહારાજશ્રીને ગૃહસ્થાશ્રમી જીવનમાં સંતાનમાં બે પુત્રો અને એક પુત્રી થએલાં જેમાં પુત્રીનું અવસાન થએલું છે. મોટા પુત્ર બાળકૃષ્ણ માતાપીતાના શુદ્ધ સંસ્કારે સંસ્કીત બનેલા હોઇ બનારસ હિંદુ યુનિવર્સીટીમાં બી. એ. નો અભ્યાસ કરે છે. તેમનો આત્મવિકાસ પણ આધ્યાત્મીક દ્રષ્ટિએ થએલો છે. તેઓ જનકલ્યાણમય ભાવવાહી કાવ્યો અને લખાણો જાણીતા માસીકોમાં લખે છે. બીજા પુત્ર જયકૃષ્ણ ભાવનગર હાઇસ્કુલમાં અભ્યાસ કરે છે. મહારાજશ્રીના જીવનમાંથી આજના યુવકોને અને જનસમાજને ઘણો બોધ મળી શકે તેમ છે.

## બ્રહ્મચારી આનંદેશ્વરાનંદ.

તેઓ મુળ જોધપુરના વતની છે. તેમનું પૂર્વાશ્રમનું નામ મુળચંદજી પનાલાલ દવે હતું. તેમનો જન્મ સંવત ૧૯૩૭ના વૈશાખ વદ ૪ના રોજ થએલો છે. તેમણે વેદાંત, યજુર્વેદ, પંચકાવ્ય, વ્યાકરણ, તર્કશાસ્ત્ર અને શ્રૌત સ્માર્ત, કર્મકાંડ વગેરેનો અભ્યાસ કરેલો છે. તેમણે ૨૫ થી ૨૮ વર્ષની ઉંમરમાં યજ્ઞ યાગાદિકનું કર્મ કરી કલકત્તા, મુંબાઇ વગેરે મોટા સ્થળોમાં

મહારૂદ્ર, વિષ્ણુયાગ વગેરે યજ્ઞો કરાવેલા છે. ત્યાર બાદ વૈરાગ્ય ઉત્પન્ન થવાથી બ્રહ્મચર્ય દીક્ષા લીધી અને સંસાર છોડયો. બે વર્ષ આબુની ગુફાઓમાં ભ્રમણ કરી ઉચ્ચ ભાવના કેળવી ત્યાર બાદ નર્મદા કિનારે ગંગનાથમાં મહારાજ શ્રી કેશવાનંદજીને ગુરૂ સ્થાપી ત્યાં પર્ણકુટી બાંધી યોગાભ્યાસ અને તપશ્ચર્યા કરી. ત્યાર બાદ આઠ વર્ષ ફરીને આબુની ગુફાઓમાં નિવાસ કરી કઠણ યોગ સાધ્યો. આ વખતે તેઓ ગાયના છાણમાં નીકળેલા જવની રોટલી બનાવી તેમજ પત્રાહાર ઉપર જીવન નિભાવ્યું હતું. હાલ તેઓ બે વર્ષથી અમદાવાદમાં તિલભાંડેશ્વરની જગામાં મહંત તરીકે રહે છે. આ ઉપરાંત ગંગનાથ પાસેની નંદીકેશ્વરની જગા પણ તેમના તાબામાં છે. તેઓ વૈદક ઘણું સારૂં જાણે છે. સ્વભાવે શાન્ત, સુશીલ અને મળતાવડા છે.

## શ્રીમાન્ શિવશંકર લીલાધર ત્રિવેદી.

એમના વડીલો પાટણથી ધ્રોળ આવી વસેલા છે. તેમના વડીલો ધર્મશાસ્ત્રી, વેદ અને અગ્નિહોત્રાદીક કર્મ કરનારા હતા. ધીરધારનો ધંધો કરતા હતા. તેમનો જન્મ સંવત ૧૯૦૪ ના જેઠ વદ ૬ ના રોજ થએલો છે. તેઓ એજન્સીની નોકરીમાં જોડાયા હતા, અને જમીદાર તરીકે કામ કરતા હતા. હાલ તેઓ નિવૃત્તિનિવાસ ભોગવી ધર્મપરાયણ જીવન ગાળે છે. તેઓ જ્ઞાતિહિતના પ્રેમી છે અને વૃદ્ધ છતાં યુવાનોને પ્રોત્સાહન આપે છે. તેઓ કેળવણીના ચાહક હોઇ તેમના પુત્રોને ઉંચા પ્રકારની કેળવણી આપવામાં તત્પર રહ્યા છે. તેમના મોટા પુત્ર જગજીવનદાસ સાહિત્યપ્રેમી હોઇ પ્રથમ પ્રજાબંધુના સબ એડીટર તરીકે કામ કરતા હતા. હાલ વૈદ્યરાજ જટાશંકર લીલાધરના 'વૈદ્યકલ્પતરૂ' માં કામ કરે છે, બીજા પુત્ર ઇશ્વરલાલ પ્રથમ એજન્સીમાં જમીદાર હતા પણ હાલ બાબરા તાલુકામાં મુખ્ય કામદાર તરીકે કામ કરે છે. ત્રીજા પુત્ર ત્રંબકલાલ M. A. થએલા છે, અને અમદાવાદમાં ન્યુ હાઇસ્કુલમાં શિક્ષક તરીકે કામ કરે છે. તેઓ જ્ઞાતિ સેવાના અનન્ય ભક્ત છે. શ્રીમાળી શુભેચ્છક માસિક ચલાવે છે; અને અમદાવાદ છાત્રાલયના માનદ સુપ્રીન્ટેન્ડેટ તરીકે કામ કરે છે. શ્રી મહાલક્ષ્મી આશ્રિત શ્રી. બ્રા. કે. મં. ના તેઓ માનદ મંત્રી છે. જ્ઞાતિ પરિષદ અને એવી જ્ઞાતિ હિતની દરેક હીલચાલોમાં તેઓ આગળ પડતો ભાગ લે છે. તેઓ એક જ્ઞાતિના દૃષ્ટાંતરૂપ સાચા સેવક છે. તેમનો સ્વભાવ રમુજી અને શાંત છે. તેઓ એક સારા લેખક પણ છે. એમનું કુટુંબ વિશાળ છે.

## સમાપ્ત.

# અગાઉથી ગ્રહાક થઇ આશ્રય આપનારાઓના મુબારક નામો.

**પ્રથમ ભાગમાં છપાયા ઉપરાંત પાછળથી નીચેના ભાઇઓએ નામો નોંધાવી આશ્રય આપ્યો છે.**

| પ્રત. | નામ | ગામ | પ્રત | નામ | ગામ |
|---|---|---|---|---|---|
| ૧૨ | છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી | મુંબાઇ | ૫ | છોટાલાલ નાનાભાઇ ત્રિવેદી | ધોલકા |
| ૧૦ | શિવશંકર વીઠલજી ત્રિવેદી | નડીઆદ | ૫ | અનંતપ્રસાદ કેશવલાલ શુક્લ | અમદાવાદ |
| ૧૦ | જીવરામ જગજીવન દવે | અમદાવાદ | ૫ | રતીલાલ મોહનલાલ ત્રીવેદી | ,, |
| ૧૦ | બ્રહ્મચારી આનંદેશ્વરાનંદ | અમદાવાદ | ૫ | ડો. મનોહરલાલ ન્હાનાલાલ કવિ | ,, |
| ૧૦ | ગીરધરલાલ નંદલાલ ઓઝા | મુંબાઇ | ૫ | ભાનુશંકર પોપટલાલ ત્રિવેદી | મુંબાઇ |
| ૭ | વ્રજલાલ નરોતમદાસ ત્રિવેદી | ઘોઘા | ૫ | કાળીદાસ ભાઇશંકર ત્રીવેદી | ,, |
| ૭ | પ્રાણુલાલ કામેશ્વર ત્રિવેદી | અમદાવાદ | ૫ | ડો. ગીરજાશંકર ઇશ્વરલાલ ઓઝા | રાજકોટ |
| ૭ | દીનમણીશંકર વેણીશંકર શાસ્ત્રી | સુરત | ૫ | માણેકલાલ મગનલાલ ત્રિવેદી | મુંબઇ |
| ૫ | શ્રી. કૃષ્ણલાલ મહારાજ | અમદાવાદ | ૫ | મહારાજશ્રી ગંભીરશર્મા | ભાવનગર |
| ૫ | ભીખાભાઇ અંબાશંકર ઓઝા | અમદાવાદ | ૫ | ગૌરીશંકર મોહનલાલ ત્રીવેદી | મુંબઇ |
| ૫ | ત્રીભોવન પીતાંબર ત્રીવેદી | ભાવનગર | ૪ | હરગોવિંદ દુર્લભરામ દવે | રૂપપર |
| ૫ | ભોગીલાલ કેશવજી ત્રીવેદી | અમદાવાદ | ૩ | મોહનલાલ ઝીણાભાઇ જોશી | સુરત |
| ૫ | વૈદ્યરાજ રવીશંકર જટાશંકર | અમદાવાદ | ૩ | કલ્યાણજી ચત્રભુજ ઓઝા | રાજકોટ |
| ૫ | દોલતરામ હીંમતરામં | સુરત | ૨ | શંકરલાલ કામેશ્વર | મુંબાઇ |
| ૫ | મોહનલાલ ચંદુલાલ ત્રિવેદી | સુરત | ૨ | શામજી વિશ્વનાથ ઓઝા | ગઢડા |
| ૫ | માણેકલાલ લીલાધર ઓઝા | મુંબાઇ | ૨ | જયશંકર વજેરામ ત્રીવેદી | મહુવાબંદર |
| ૫ | ઊમીઆશંકર છગનલાલ ત્રીવેદી | ભાવનગર | ૨ | શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિ સમસ્ત | પાલીતાણા |
| ૫ | મોહનલાલ ભગવાનદાસ ઓઝા | ભાવનગર | ૨ | ચીમનલાલ દલપતરામ કવિ | અમદાવાદ |
| | | | ૧ | મણીશંકર રેવાશંકર ત્રિવેદી | ભુરકુંડા |

| પ્રત | નામ | ગામ |
|---|---|---|
| ૧ | મગનલાલ બહેચર ઓઝા | સાયલા |
| ૧ | જટાશંકર જગજીવન ઓઝા | ભાવનગર |
| ૧ | ભાઇશંકર જેશંકર ઓઝા | ભાવનગર |
| ૧ | નાનાલાલ જેશંકર ત્રિવેદી | ,, |
| ૧ | ઇશ્વરલાલ દુર્લભજી ઓઝા | ,, |
| ૧ | ઇન્દુલાલ વિઠલજી ત્રિવેદી | ,, |
| ૧ | મુળજી કલ્યાણજી ત્રિવેદી | ,, |
| ૧ | પ્રભાશંકર મુળજી ,, | ,, |
| ૧ | ડૉ. મણીલાલ મોહનલાલ ત્રિવેદી | મુંબાઇ |
| ૧ | શાન્તિલાલ લલ્લુભાઇ ઓઝા | ,, |
| ૧ | રૂગનાથજી મંગળજી ,, | જમશેદપુર |
| ૧ | મોહનલાલ ઘેલાભાઇ | જામનગર |
| ૧ | કાળીદાસ વાલજી દવે | મુજપુર |
| ૧ | દેવશંકર રતનજી ત્રિવેદી | ,, |
| ૧ | હરીશંકર જીવરામ ,, | હારીજ |
| ૧ | રતીલાલ મહાશંકર ઓઝા | ભીમનાથ |
| ૧ | મણીશંકર ભવાનીશંકર ત્રિવેદી | શુકલતીર્થ |
| ૧ | કમળાશંકર પ્રાણશંકર ,, | ,, |
| ૧ | દલપતરામ માધવરામ ;, | ,, |
| ૧ | લક્ષ્મીશંકર વેણીરામ ઓઝા | ,, |
| ૧ | ભીમશંકર મણીશંકર ,, | ભરૂચ |
| ૧ | હરગોવીંદશર્મા ઘેલાભાઇ | સુરત |
| ૧ | હરિવલ્લભ નાગેશ્વર ધ્યાની | ,, |
| ૧ | શિવશંકર વનમાળી ઓઝા | મુંબઇ |
| ૧ | નર્મદાશંકર પ્રાણશંકર ત્રિવેદી | ,, |
| ૧ | વિઠલદાસ છગનલાલ ઓઝા | ,, |
| ૧ | નાનાલાલ જેઠાલાલ ત્રિવેદી | ,, |
| ૧ | ચંદ્રશંકર કલ્યાણજી ઓઝા | ,, |

| પ્રત | નામ | ગામ |
|---|---|---|
| ૧ | મોહનલાલ પન્નાલાલ ત્રિવેદી | ,, |
| ૧ | નથુરામ ગોરધન ઓઝા | ,, |
| ૧ | વ્રજલાલ મગનલાલ ઓઝા | ,, |
| ૧ | પરશોતમ આણંદજી ,, | ,, |
| ૧ | ચુનીલાલ હરગોવીંદ ત્રીવેદી | ,, |
| ૧ | ગીરધરલાલ મુળજી દવે | મોટીચંદુર |
| ૧ | જટાશંકર મહાદેવરામ દવે | કાલરી |
| ૧ | કરૂણાશંકર ભોળાનાથ ત્રિવેદી | સરધાર |
| ૧ | રવીશંકર લાલજી ત્રીવેદી | ,, |
| ૧ | ઇશ્વરલાલ શિવશંકર ,, | બાંબરા |
| ૧ | કેશવલાલ કડવા ઓઝા | આટકોટ |
| ૧ | દ્વારકાદાસ કડવા ,, | ,, |
| ૧ | રામભાઇ હકાભાઇ ત્રીવેદી | બાબરા |
| ૧ | શીવશંકરજી દવે | અજમેર |
| ૧ | મીઠાલાલજી ત્રીવેદી | સોજતરોડ |
| ૧ | નટવરલાલજી દવે | ,, |
| ૧ | મણીશંકર મુળજી ત્રીવેદી | શીહોર |
| ૧ | હર્ષદરાય પરશોતમ ,, | રાણપુર |
| ૧ | પ્રેમશંકર ધનેશ્વર ,, | શીહોર |
| ૧ | દયાશંકર જુઠાભાઇ ,, | ભાવનગર |
| ૧ | ભુરાભાઇ દેવશંકર ,, | ,, |
| ૧ | બાળકૃષ્ણ પરશોતમ દેસાઇ | ધોળકા |
| ૧ | જેશંકર પ્રભાશંકર ત્રીવેદી | ભાવનગર |
| ૧ | રતીલાલ જાગેશ્વર ,, | ,, |
| ૧ | નારણલાલ હરીશંકર ,, | ધોળકા |
| ૧ | પ્રાણશંકર શિવશંકર ઓઝા | ,, |
| ૧ | નટવરલાલ મણીશંકર ,, | ,, |
| ૧ | વિઠલમહારાજ | કુકરમુંડા |
| ૧ | મુળશંકર આશારામ દવે | સમી |
| ૧ | મોહનલાલ અંબારામ ત્રીવેદી | મુજપુર |

| પ્રત | નામ | ગામ |
|---|---|---|
| ૧ | વૈકુંઠજી દેવશંકર શુકલ | ,, |
| ૧ | શીવશંકર રતનજી ત્રીવેદી | ,, |
| ૧ | વૈકુંઠજી વિશ્વનાથ દવે | ,, |
| ૧ | ડૉ. લક્ષ્મીશંકર મોતીરામ ઓઝા | હારીજ |
| ૧ | રામપ્રસાદ જગન્નાથ ભટ્ટ | અમદાવદ |
| ૧ | લક્ષ્મીશંકર મંગળજી ઓઝા | ધ્રાંગધ્રા |
| ૧ | ગીરજાશંકર ભાઇશંકર ત્રીવેદી | શુકલતીર્થ |
| ૧ | અંબાશંકર મુળશંકર ત્રીવેદી | ,, |
| ૧ | હરીશ્ચંદ્ર પાર્વતીશંકર ત્રીવેદી | ,, |
| ૧ | અંબાશંકર મયાશંકર ત્રીવેદી | ,, |
| ૧ | મંચ્છારામ નરભેશંકર ત્રીવેદી | ,, |
| ૧ | ગણુપતીશંકર પ્રાણુશંકર ત્રીવેદી | સજોદ |
| ૧ | તાપીશંકર સદાશીવ ગોર | ભરૂચ |
| ૧ | જયંતિલાલ નરોતમ ધ્યાની | ,, |
| ૧ | ગણુપતિશંકર માહેશ્વર | ,, |
| ૧ | શાંતિલાલ કલ્યાણજી ત્રિવેદી | અમદાવાદ |
| ૧ | પ્રભાશંકર હરીશંકર ત્રિવેદી | ,, |
| ૧ | વસંતરાય ગૌરીશંકર ,, | રાણુપુર |
| ૧ | હસમુખલાલ મગનલાલ ત્રીવેદી | સુ. |
| ૧ | સોમનારાયણુ ડાહયાભાઇ ,, | ,, |
| ૧ | ત્રંબકલાલ વિઠલજી વૈદ | મુંબાઇ |
| ૧ | ભાઇશંકર લલુભાઇ ઓઝા | ,, |
| ૧ | નરભેશંકર ચત્રભુજ ત્રીવેદી | ,, |
| ૧ | શીવશંકર છગનલાલ ઓઝા | ,, |

| પ્રત | નામ | ગામ |
|---|---|---|
| ૧ | પ્રાણુશંકર કુબેર ત્રીવેદી | ,, |
| ૧ | ખરાશંકર દેવશંકર ,, | ,, |
| ૧ | નરસીંહદાસ દેવશંકર ઓઝા | ઘાટકોપર |
| ૧ | લક્ષ્મીશંકર મયાશંકર ,, | ,, |
| ૧ | ચુનીલાલ હરીશંકર ,, | ઘાટકોપર |
| ૧ | અમૃતલાલ મુળજી ત્રીવેદી | ,, |
| ૧ | મગનલાલ જેશંકર ત્રીવેદી | સુરત |
| ૧ | ચંદુલાલ ઊમીઆશંકર | નંદુરબાર |
| ૧ | કાનજી જગન્નાથ ઓઝા | મુંબાઇ |
| ૧ | પરશોતમ ગૌરીશંકર ત્રીવેદી | ,, |
| ૧ | મણીશંકર ઇશ્વર ત્રીવેદી | જુનાગઢ |
| ૧ | માધવજી લાલજી ત્રીવેદી | જેતલસર |
| ૧ | નટવરલાલ મુળજી | ભાવનગર |
| ૧ | રવીશંકર હરજીવન ત્રીવેદી | ભાવનગર |
| ૧ | દેવશંકર લક્ષ્મીશંકર ત્રીવેદી | ઘોઘા |
| ૧ | મણીશંકર ત્રીભુવન ત્રીવેદી | ભાવનગર |
| ૧ | રેવાશંકર જીવાભાઇ ત્રીવેદી | ઊમરાળા |
| ૧ | ઊમીયાશંકર શીવશંકર દવે | મોટાદડવા |
| ૧ | જયંતિલાલ નાગરદાસ દવે | અમદાવાદ |
| ૧ | ભાઇશંકર ડી. દવે | ભુરકુંડા ઝરીયા |
| ૧ | માહાશંકર ઇંદ્રજી દવ | અમદાવાદ |
| ૧ | મણીશંકર મુલજી ત્રીવેદી વૈદ્ય | ,, |
| ૧ | નાનાલાલ રેવાશંકર ત્રીવેદી | ,, |
| ૧ | છગનલાલ પીતાંબર ત્રીવેદી | રાણુપુર |
| ૧ | સુંદરજી વીઠલજી ત્રીવેદી | મહુવાબંદર |
| ૧ | શાંતીલાલ મોરારજી ઓઝા | ચિત્તળ |
| ૧ | જગન્નાથ ઘેળાભાઇ ઓઝા | અમદાવાદ |